ભાષાશૈલી. ... ... ... ... ... ... ૬૨-૬૭, ૧૦૦ ૧૦૭, ૧૩૪-૧૪૦, ૧૬૬-૧૭૧.
ભૂમિતિ સ્કન્ધ ૧ નો ૧૬ મો ને ૩૨ મો સિદ્ધાન્ત. ... ૩૨૯-૩૩૦.
મગફળીની ખેતી. ... ... ... ... ... ... ... ૪૭૩-૪૭૪.
મહારાજાધિરાજ સાતમા એડ્વર્ડનો અતિશોકકારક સ્વર્ગવાસ. ૨૦૧-૨૦૨.
મંગલાષ્ટક. ... ... ... ... ... ... ... ... ૨૭૯.
મુંબાઈ ઇલાકાની કેળવણી સંબંધી રિપોર્ટ. ... ... ... ૧૨૧-૧૨૫.
રામેશ્વરની યાત્રા. ... ... ... ... ૨૯૨-૨૯૭, ૩૩૦-૩૪૦, ૩૭૩-૩૮૦, ૪૧૧-૪૧૩, ૪૫૬-૪૬૨.
રેશમના કીડા. ... ... ... ... ... ... ... ૨૧૪-૨૧૯.
વરરુચિકૃત પ્રાકૃતપ્રકાશ. ... ... ... ... ૧૨૯-૧૩૩, ૩૬૬-૩૭૨.
વાચન અને તેનો ઉચ્ચ ઉદ્દેશ. ... ... ... ... ૪૨૧-૪૨૬.
વાચનમાળાના ખુલાસા. ... ... ... ... ... ૭૦-૭૩.
વીર અમે ગુજરાતી. ... ... ... ... ... ... ૩૪૬-૩૪૭.
શિક્ષકવર્ગનાં પ્રશ્નપત્રો. ... ... ... ... ... ૩૬-૩૯.
શિક્ષણ રસિક કરવામાં આવશ્યક ધર્મો. ... ... ... ૧૬૧-૧૬૬.
શેરડીનો 'રેડ રૉટ' (સળો). ... ... ... ... ... ૩૯૬-૩૯૮.
શુદ્ધિપત્ર. ... ... ... ... ... ... ... ૪૦, ૮૦, ૧૨૦, ૧૬૦.
શ્રીમચ્છંકરસિદ્ધાન્ત વિષે સુરત-શંકર જયન્તિમાં વાંચેલો લેખ. ૨૪૧-૨૫૨, ૨૮૧-૨૮૮, ૩૨૧-૩૨૮.
સત્તરમા સૈકાની આપણી ભાષા. ... ... ... ... ૨૨૦-૨૨૨.
સંખ્યા. ... ... ... ... ... ... ... ... ૨૭૨-૨૭૫.
સંસ્કૃત ભુવનદીપકનું ભાષાંતર. ... ... ... ... ... ૧૧૧-૧૧૮.
સાં. સ. ગુ. ભાષા અને ગુ. સા. વિષે કે. પ્ર. દ. યતા વિચારો. ૪૧-૫૧, ૮૧-૮૮.
સ્વર્ગસ્થ શહેનશાહ સાતમા એડ્વર્ડનું ટુંકું જીવનવૃત્તાન્ત. ... ૩૮૧-૩૯૧, ૪૧૪-૪૧૭, ૪૭૦-૪૭૨.
સ્વીકાર. ... ... ... ... ... ... ... ... ૩૧૮.
હાંકવાં. ... ... ... ... ... ... ... ... ૪૬૨-૪૬૭.



# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૯ મું. ઑગસ્ટ. ૧૯૧૦. અંક ૮ મો.


## શ્રીમચ્છંકરસિદ્ધાન્ત વિષે સુરત–શંકરજયન્તીમાં વાંચેલો લેખ.

(ચાલુ પૃ. ૨૫૨ થી).

**સત્કાર્યવાદ અને અસત્કાર્યવાદ**—[1]અસત્કાર્યવાદ એ નૈયાયિકો ને [2]માધ્વવેદાન્તીઓનો છે એને આરંભવાદ પણ કહે છે. એ મત પ્રમાણે ઉત્પત્તિપૂર્વે કાર્ય અસત–અવિદ્યમાન છે, પૂર્વે અવિદ્યમાન એવું ઘટાદિ કાર્ય દંડ, ચક્ર આદિ સામગ્રીથી અને મૃત્તિકા આદિ કારણથી ભિન્ન ઉત્પન્ન થાય છે. [3]સત્કાર્યવાદ એ સાંખ્ય ને વેદાન્તીઓનો છે. એના બે પ્રકાર છે. પરિણામવાદ ને વિવર્તવાદ. પરિણામવાદ સાંખ્યોનો ને રામાનુજીઓનો છે. એ મતે કારણજ કાર્યરૂપે પરિણામ પામે છે, જેમ દૂધ દધિરૂપે. તેમાં દધિ એ [4]કાર્યાન્તર નથી કે દૂધથી ભિન્ન નથી. કાર્ય ને કારણ [5]અનન્ય ને સત્ય છે. વિવર્તવાદ એ માયાવાદી વેદાન્તીઓનો છે. એ મતે કારણજ કાર્યસ્વરૂપે ભાસે છે, એટલે કારણજ સત્ય છે, કાર્ય નથી. જેમ [6]ફેન, [7]વીચી, [8]તરંગ, [9]બુદ્બુદ આદિ જળના [10]વિવર્ત છે તેમ કાર્ય એ કારણના

---

૧ ઉત્પત્તિપૂર્વે કાર્ય અસત–અવિદ્યમાન છે, ઉત્પન્ન થાય છે ત્યારેજ કાર્ય વિદ્યમાન થાય છે એવો વાદ–મત.

૨ મધ્વાચાર્ય દ્વૈત વેદાન્તના સ્થાપક, તેના અનુયાયીઓ, દ્વૈતમાર્ગીઓ.

૩ ઉત્પત્તિપૂર્વે કાર્ય સત–વિદ્યમાન છે, કારણસ્વરૂપે વિદ્યમાન છે એવો મત.

૪ અન્ય કાર્ય.

૫ અભિન્ન. ૬ ફીણ. ૭ મોટાં મોજાં. ૮ મોજાં. ૯ પરપોટા.

૧૦ વિવર્ત=અતાત્વિક અન્યથાભાવ. માયાવાદિમતે બ્રહ્મજ સત્ય છે અને જગત એ બ્રહ્મનો અતાત્વિક અન્યથાભાવ છે. પૂર્વરૂપનો જેણે ત્યાગ કર્યો નથી એવા બ્રહ્મનું રૂપાન્તર (જગત્વ) જેમાં પ્રકાર છે એવું જ્ઞાનવિષયત્વ તે વિવર્ત. જ્યારે વસ્તુ યથાર્થતઃ સ્વસ્વરૂપનો પરિત્યાગ કરી અન્ય સ્વરૂપ

વિવર્ત છે. જેમ [1]શુક્તિને વિષે 'આ [2]રજત છે' એવું જ્ઞાન થયા પછી [3]અધિષ્ઠાનભૂત શુક્તિનું જ્ઞાન થયે [4]બાધજ્ઞાને પૂર્વે જાણેલું રજતત્વ નિવૃત્ત થાય છે, તેમ બ્રહ્મજ્ઞાન થયે જગદાદિભેદપ્રપંચ[5] નિવૃત્ત થાય છે. એ વિવર્તવાદનું સ્પષ્ટીકરણ શ્રીમચ્છંકરાચાર્યે 'तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः' એ સૂત્રના ભાષ્યમાં કર્યું છે. [6]લોકમાં વિકારનું મિથ્યાત્વ અસિદ્ધ છે તેથી વિકારની સત્યતા સ્વીકારીનેજ સૂત્રકારે 'भोक्त्रापत्तेरविभागश्चेत् स्याल्लोकवत्' ([7]ભોગ્ય [8]ભોક્તા થવાનો પ્રસંગ આવવાથી ભોક્તા ને ભોગ્ય એવો જે વિભાગ વ્યવહારમાં છે તે [9]અવિભાગ થશે

---

પ્રાપ્ત કરે છે, જેમ દૂધ સ્વસ્વરૂપનો ત્યાગ કરી દધિના આકારમાં પરિણામ પામે છે, ત્યારે વસ્તુનો પરિણામભાવ થયો કહેવાય છે. પણ જ્યારે વસ્તુ સ્વસ્વરૂપનો પરિત્યાગ કર્યા વગર અન્ય સ્વરૂપે મિથ્યા–અસત્ જ્ઞાનમાં પ્રતીત થાય છે, જેમ રજ્જુ સ્વસ્વરૂપનો પરિત્યાગ કર્યા વિના સર્પાકારે મિથ્યા પ્રતિભાસે છે, ત્યારે વિવર્તભાવ થયો કહેવાય છે. બ્રહ્મને વિષે પ્રપંચનું–જગત્નું ભાન થાય છે તે પરિણામભાવે છે એમ વેદાન્તીઓ માનતા નથી; કેમકે એમ માને તો દુગ્ધાદિની પેઠે બ્રહ્મ વિકારી થવાનો પ્રસંગ આવી અનિત્યતા આદિ દોષની આપત્તિ–અનિષ્ટ પ્રસંગ–આવે; પણ બ્રહ્મને વિષે પ્રપંચનું ભાન થાય છે તે વિવર્તભાવે છે એમ વેદાન્તીઓ માને છે. 'सतत्त्वतोऽन्यथाप्रथा विकार इत्युदीरितः। अतत्त्वतोऽन्यथाप्रथा विवर्त इत्युदीरितः ॥'—તાત્ત્વિક અન્યથાભાવ તે વિકાર ને અતાત્ત્વિક અન્યથાભાવ તે વિવર્ત.'

૧ છીપ. ૨ રૂપું. ૩ જેના પર આરોપ થયો છે તે, આરોપનું સ્થાન. શુક્તિને વિષે તે રજત છે એવો આરોપ થયો છે, માટે શુક્તિ અધિષ્ઠાન કહેવાય છે.

૪ અજ્ઞાન, અપ્રમા. બાધજ્ઞાને=અજ્ઞાનને લીધે.

૫ પ્રપંચ=વિસ્તાર. જગત્ એ વ્યવહારદૃષ્ટિએ પ્રપંચ છે.

૬ વ્યવહારમાં વિકારને–જગત્ને મિથ્યા માનતા નથી, માટે વિકારને આરંભમાં સત્ય માની સૂત્રકારે શંકાનું સમાધાન કર્યું છે.

૭ ભોગવવાનો પદાર્થ. ૮ ભોગવનાર.

૯ તે વિભાગ જતો રહેશે.

એમ શંકા કરવી યુક્ત નથી; કેમકે સમુદ્રતરંગન્યાયથી એ વિભાગ ઉપ-પન્ન થશે. જેમ ફેન, વીચી, તરંગ, બુદ્બુદ આદિ સમુદ્રવિકારો છે, સમુદ્રથી અનન્ય છે તોપણ તેમનો [1]અન્યોન્યભાવ થતો નથી, તેમજ તેઓ અન્યોન્યભાવ પ્રાપ્ત કરતા નથી તે કારણથી કંઈ સમુદ્રસ્વરૂપથી અન્ય થતાં નથી; તેમ ભોક્તા ને ભોગ્ય અન્યોન્યભાવ પ્રાપ્ત કરતા નથી તેમજ પરબ્રહ્મથી અન્ય થતા નથી ) એમ [2]પરિહાર કર્યો એવો ભ્રમ થાય તે દૂર કરવા માટે '**तदनन्यत्वम्**' આદિ સૂત્ર છે. ભોક્તૃલક્ષણ ને ભોગ્યલક્ષણ વિભાગજ સત્ય નથી; કેમકે કાર્ય અને કારણ અનન્ય છે. કાર્ય તે બહુ પ્રપંચવાળું જગત્ અને કારણ તે પરબ્રહ્મ. કારણથી [3]પરમાર્થતઃ કાર્યનું અનન્યત્વ છે—[4]વ્યતિરેકે અભાવ છે–કારણથી કાર્ય વ્યતિરિક્ત નથી. શાથી ? આરંભણ આદિ શબ્દથી. શ્રુતિ કહે છે કે '**यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्याद्वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्**' વિકાર એ વાણીને અવલંબીનેજ છે. વાસ્તવિક રીતે વિકાર નામ કંઈ નથી, એ નામધેયમાત્ર છે, અસત્ય છે, મૃત્તિકા એજ સત્ય છે. ઘટ, [5]શરાવ, [6]ઉદંચન આદિનું તત્ત્વ મૃત્તિકાજ છે. મૃત્તિકાનું જ્ઞાન થયે સર્વ વિકારના તત્ત્વનું જ્ઞાન થાય છે, કેમકે તે મૃત્તિકાસ્વરૂપથી [7]અવિશિષ્ટ છે; તેમ બ્રહ્મજ સત્ય છે, જગત્ એ કાર્ય બ્રહ્મસ્વરૂપથી અવિશિષ્ટ વિવર્તમાત્ર છે, બ્રહ્મથી ભિન્ન કાર્યસમૂહનો અભાવ છે. સૂત્રમાં '**आरम्भणशब्दादिभ्यः**' માં આદિ પદથી અન્ય શ્રુતિવચનોનું ગ્રહણ કરવાનું છે. જેમકે '**ऐतदात्म्यमिदं सर्वं तत् सत्यं स**

૧ વસ્તુઓનું પરસ્પર એક થવું. ફીણ, મોજાં, પરપોટા વગેરે સમુદ્રથી અનન્ય છે-ભિન્ન નથી-તોપણ તેઓ પરસ્પર એકભાવ પ્રાપ્ત કરતા નથી, સમુદ્ર, ફીણ, મોજું વગેરે કહેવાતો નથી કે ફીણ, મોજું, વગેરે સમુદ્ર કહેવાતાં નથી. તેવીજ રીતે તેઓ અન્યોન્યભાવ પ્રાપ્ત કરતાં નથી તોપણ સમુદ્રસ્વરૂપથી અન્ય પણ થતા નથી.

૨ શંકાનું સમાધાન. ૩ વાસ્તવિક રીતે.

૪ વ્યતિરિક્ત-અન્ય તરીકે અભાવ, કાર્ય કારણથી વ્યતિરિક્ત, જુદું નથી. ૫ પાત્રવિશેષ, માટલી. ૬ પાત્રવિશેષ, કૂવામાંથી પાણી કાઢવાનું ડોલ જેવું વાસણ.

૭ વિશિષ્ટ-જુદું નથી; સરખું છે.

आत्मा तत्त्वमसि ' ( એ સર્વ તે આત્મસ્વરૂપ છે, તે સત્ય છે, તે આત્મા છે, તે તું છે ), ' इदं सर्वं यदयमात्मा ' ( એ સર્વ આત્મા છે કે જે શ્રવણાદિયોગ્ય છે ), ' आत्मैवेदं सर्वम् ' ( એ સર્વ આત્માજ છે), ' नेह नानास्ति किंचन ' ( અહિં કંઈ ભિન્ન નથી ), વળી ' मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ' (જે અહિં ભેદની પેઠે સમજે છે તે મૃત્યુથી મૃત્યુ પ્રાપ્ત કરે છે) ઈત્યાદિ શ્રુતિવચનો ભેદદષ્ટિને નિન્દે છે. માટે ' ब्रह्म सत्यं जगन्मिथ्या ' (બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા છે), 'तत्त्वमसि ' ( તારો આત્મા એજ બ્રહ્મ છે ) એમ કેવલાદ્વૈત સિદ્ધાન્તજ શ્રીમચ્છંકરાચાર્યને અભિમત છે. એ બ્રહ્મની અવિદ્યાશક્તિથી સંસાર થાય છે. એ શક્તિ ઈશ્વરને અધીન છે; કેમકે તેને આશ્રયે રહેલી છે પણ કોઈ પણ દ્રવ્ય શક્તિ વિના કાર્ય કરવા સમર્થ નથી, માટે અવિદ્યાશક્તિ એ પ્રયોજનવાળો છે, અર્થાત્ એ શક્તિ વિના ઈશ્વર સંસાર ઉત્પન્ન કરી શકતો નથી [1] સેશ્વર ને અનીશ્વર સાંખ્યોના મતમાં ઈશ્વરથી કે [2] ક્ષેત્રજ્ઞોથી પ્રધાન ભિન્ન છે એમ નિર્વચન કરી શકાય છે; પણ આ અવિદ્યાશક્તિ અનિર્વાચ્ય છે, તે છે કે અન્ય છે એમ એનું નિર્વચન કરવું શક્ય નથી. અવિદ્યાશક્તિનું જે અનિર્વાચ્યત્વ તેનેજ શ્રુતિએ અવ્યક્તત્વ કહ્યું છે. અર્થાત્ 'आनुमानिकमप्येकेषामिति चेन्न शारीररूपकविन्यस्तगृहीतेर्दर्शयति च ' એ સૂત્રના ભાષ્યમાં શ્રીમચ્છંકરાચાર્યે પ્રતિપાદન કર્યું છે તેમ ' महतः परमव्यक्तमव्यक्तात् पुरुषः परः'એ કાઠક શ્રુતિથી સાંખ્યપ્રતિપાદિત મહત્તત્ત્વ,અવ્યક્ત, ને પુરુષનું ગ્રહણ કરવાનું નથી; કેમકે અહિં સ્મૃતિપ્રસિદ્ધ મહત્ ને અવ્યક્તનો બોધ થતો નથી. [3] ત્રિગુણાત્મક પ્રધાન જગતનું કારણ સાંખ્યમાં પ્રસિદ્ધ છે, તેવાનું અહિં શ્રુતિમાં પ્રત્યભિજ્ઞાન નથી.

---

૧ સાંખ્યોમાં આસ્તિક ને નાસ્તિક એવા બે ભેદ છે. એક પક્ષ ઈશ્વરનું અસ્તિત્વ માને છે અને બીજો માનતો નથી. યોગશાસ્ત્રપ્રવર્તક પતંજલિ સેશ્વરસાંખ્ય છે. દેવહૂતીપુત્ર કપિલ એ વાસુદેવનો અવતાર, સાંખ્યપ્રવર્તક છે.

૨ આત્મા; જીવાત્મા.

૩ સત્ત્વ, રજસ્, ને તમસ્ એ ત્રણ ગુણો છે. એ ત્રણ ગુણની સામ્યાવસ્થા તે પ્રકૃતિ, તેજ પ્રધાન.

અહિં તો શબ્દમાત્રનું પ્રત્યભિજ્ઞાન છે ને શબ્દ તો યૌગિક હોઈ સૂક્ષ્મ, દુર્લક્ષ્ય પદાર્થને વિષે પ્રયોજાય છે. પ્રકરણથી ને પરિશેષથી 'અવ્યક્ત' શબ્દથી શરીરનું જ ગ્રહણ છે—' **आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु । बुद्धिं तु सारथिं विद्धि**—' (આત્માને રથી જાણ, શરીરને રથજ જાણ ને બુદ્ધિને તો સારથિ જાણ). આત્મા ને બુદ્ધિની વચ્ચે શરીર પડેલું છે, માટે અહિં '**महतः परमव्यक्तमव्यक्तात् पुरुषः परः**' એમાં અવ્યક્તશબ્દથી શરીરનું ગ્રહણ છે ને તે '**सूक्ष्मं तु तदर्हत्वात्**' એ સૂત્રથી સૂક્ષ્મ કારણાત્મક શરીર છે. જીવભાવ અવ્યક્ત-અવિદ્યાને અધીન છે તેથી અવ્યક્તને મહત્‌થી-જીવથી પર કહ્યો છે. [1]કાર્યકારણ વચ્ચે અભેદોપચારથી શરીરને જીવથી પર કહ્યું છે. એ અવ્યક્તસ્વરૂપ ક્વચિત્ આકાશશબ્દથી નિર્દિષ્ટ થયલું છે-'**एतस्मिन्नु खल्वक्षरे गार्ग्याकाश ओतश्च प्रोतश्च**' (હે ગાર્ગિ, એ અક્ષરને-વિનાશરહિતને વિષે આકાશ ઓતપ્રોત-આણોતાણો કરાયલું છે). આકાશની પેઠે અનવચ્છિન્ન હોવાથી અવિદ્યાને આકાશ કહી છે. તત્ત્વજ્ઞાન વિના તે નિવૃત્ત થતી નથી તેથી તેને અક્ષર-અવિનાશી કહી છે-'**अक्षरात् परतः परः**' (અક્ષર એવું જે પર તેથી પણ પર), અને વિચિત્ર કાર્ય કરનાર હોવાથી અવિદ્યાને માયા કહી છે (**अघटितघटनापटीयसी माया**). શ્વેતાશ્વતરમાં કહ્યું છે કે '**मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्**' (પ્રકૃતિને માયા જાણવી ને મહેશ્વરને માયાવાળો જાણવો). અવિદ્યા બ્રહ્મથી અન્ય છે કે અનન્ય છે તેનું નિર્વચન કરી શકાતું નથી તેથી તે અવ્યક્ત પણ કહેવાય છે.

અધિકારનું મહત્ત્વ—બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો અધિકાર કોને છે? '**अथातो ब्रह्मजिज्ञासा**' માં અથ એ આનન્તર્યવાચક છે તે આનન્તર્યનો અવધિ કોણ છે? એટલે શાની પછી બ્રહ્મજિજ્ઞાસા થાય છે? વિવેક, વૈરાગ્ય, શમાદિષટ્ક, ને મુમુક્ષા એ ચાર સાધનવાળો તે બ્રહ્મજિજ્ઞાસાનો અધિકારી છે. '**शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितः श्रद्धावित्तो भूत्वात्मन्येवात्मानं पश्येत्**'. લૌકિક વ્યાપારથી મનની નિવૃત્તિ તે

[1] અવિદ્યા એ કારણ ને શરીર એ કાર્ય, એને વિષે અભેદલક્ષ લઈ એને અભિન્ન ગણ્યા છે; તેથી અવ્યક્ત અવિદ્યા જેમ મહત્‌થી-જીવથી પર છે તેમ શરીર પણ મહત્‌થી-જીવથી પર છે.

'શમ'; બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ તે 'દમ'; કર્મત્યાગ તે 'ઉપરતિ'; શીત, ઉષ્ણુ આદિ સુખદુઃખનું યુગ્મ સહન કરવું તે 'તિતિક્ષા'; નિદ્રા, આલસ્ય, પ્રમાદ આદિ તજી મનને એકાગ્ર કરવું તે 'સમાધાન'; અને આસ્તિક બુદ્ધિ તે 'શ્રદ્ધા.' એ વિવેક, વૈરાગ્ય, ને શમાદિષટ્કમાં પૂર્વપૂર્વ ઉત્તરોત્તરના હેતુ છે. વિવેકથી–નિત્ય અને અનિત્ય વસ્તુના વિવેકથી–વૈરાગ્ય થાય છે, વૈરાગ્યથી શમ, શમથી દમ, દમથી કર્મત્યાગ, કર્મત્યાગથી તિતિક્ષા, તિતિક્ષાથી સમાધિ, સમાધિથી શ્રદ્ધા, ને શ્રદ્ધાથી મુમુક્ષા ઉત્પન્ન થાય છે. આમાં શ્રદ્ધાનાં કારણો તેમજ કાર્ય તરફ નજર કરવાથી તેનું માહાત્મ્ય તેમજ સાંપ્રત સમયમાં શ્રદ્ધાના અભાવનાં કારણો સમજાશે. એ સાધનયુક્ત તે બ્રહ્મજિજ્ઞાસાનો અધિકારી. પૂર્વાચાર્યો અધિકારનું પ્રાબલ્ય કેટલું ગણતા તેને માટે ઉપનિષદ્માંની એક આખ્યાયિકા કહું છું—સુર અને અસુરના રાજાઓ, ઇન્દ્ર ને વિરોચન, 'विज्ञानार्थं गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्' એ વચનને અનુસારે હાથમાં સમિધ્ લઈને પ્રજાપતિ પાસે શિષ્ય તરીકે બ્રહ્મજ્ઞાન મેળવવા ગયા. ત્યાં ગયા પછી ૩૨ વર્ષ બ્રહ્મચર્યા ને ગુરુસેવા કરી, ત્યારે પ્રજાપતિએ પૂછ્યું કે તમે શા માટે આવ્યા છો? તેમણે કહ્યું, અમે આત્મજ્ઞાન મેળવવા આવ્યા છીએ. પ્રજાપતિએ કહ્યું, 'આ જે [1]અક્ષિસ્થ પુરુષ છે તે આત્મા છે.' પાપનું [2]આવરણ નષ્ટ થયલું ન હોવાથી [3]છાયાપુરુષ આત્માછે એમ તેઓ સમજ્યા; ને પ્રજાપતિને પૂછ્યું કે [4]આદર્શમાં, જળમાં, ખડ્ગ આદિમાં જે દેખાય છે તેમાંનો કયો આત્મા છે; એ સર્વમાં એકજ આત્મા છે કે જુદો?' પ્રજાપતિએ જાણ્યું કે એઓ [5]ઉદ્ભ્રાન્ત છે, છાયાપુરુષને આત્મા સમજે છે. તમે ઉદ્ભ્રાન્ત છો એમ કહીશું તો અભિમાનને લીધે વિમાનિત થયા સમજી ખિન્ન થશે; માટે એમના અભિપ્રાયને અનુસારે એમને જ્ઞાન આપવું એમ વિચારી કહ્યું કે ઉદશરાવમાં–જલપૂર્ણ પાત્રમાં–આત્માને જુઓ. તેમણે તેમ કર્યું, ને સંતુષ્ટ થઈ કંઈ બોલ્યા નહિ. વિપરીત અર્થ સમજે નહિ એવી ઇચ્છાથી પ્રજાપતિએ તેમને પૂછ્યું કે શું જોયું? તેમણે કહ્યું કે ચિરકાલ બ્રહ્મચર્ય કર્યાથી લાંબા

૧ આંખમાં રહેલો પુરુષ–આત્મા. ૨ ઢાંકણુ. ૩ પડછાયારૂપ પુરુષ–આત્મા. ૪ આરસી. ૫ ભ્રમ કરે છે.



નખ, રોમ આદિવાળું અમારૂં પ્રતિબિંબ ઉદશરાવમાં જોયું. પ્રજાપતિએ જાણ્યું કે હજી છાયાપુરુષનેજ આત્મા સમજે છે. છાયાપુરુષ તેમજ શરીર આત્મા નથી; કેમકે તેમાં ઉપચય ને અપચયના–વૃદ્ધિ ને ક્ષયના–ધર્મો છે, આત્મધર્મો નથી એમ ગ્રહણ કરાવવાના હેતુથી પ્રજાપતિએ કહ્યું કે સારાં વસ્ત્રાલંકારથી [1]પરિષ્કૃત થઈ ઉદશરાવમાં [2]આત્માને જુઓ. તેમણે તેમ કર્યું, એટલે પ્રજાપતિએ પૂછ્યું કે તમે શું જોયું? પાછો તેમણે છાયાત્માનેજ આત્મા કહ્યો. પ્રજાપતિને એ સાંભળી ખેદ થયો કે હજી એમનો વિભ્રમ ગયો નથી. હશે, કાલક્રમે એમનાં પાપ ક્ષીણ થશે એટલે વચનસંદર્ભનો પૂર્વાપર સંબન્ધ જોઈ આત્મતત્ત્વ સમજશે. એમ જાણી કહ્યું કે 'એ આત્મા છે, અમૃત છે, અભય છે, બ્રહ્મ છે.' વિરોચને છાયા દેહાનુસારી છે માટે દેહજ આત્મા છે એમ સમજી ઘેર જઈ અસુરોને તેવોજ ઉપદેશ કર્યો. પણ દેવેન્દ્રને ઘેર પહોંચતા પહેલાં શંકા થઈ કે છાયાત્મા તો શરીરના ગુણદોષને અનુસરે છે, છાયાત્મા કે દેહાત્મામાં હું ભોગ્ય ફળ જોતો નથી. એમ સમજી પુનઃ હાથમાં સમિધ્ લઈ દેવેન્દ્ર પ્રજાપતિ પાસે ગયો. પ્રજાપતિએ જાણ્યું કે પાપ નષ્ટ થયું નથી માટે એનાથી આત્મતત્ત્વ સમજાયું નહિ, તેથી તેણે કહ્યું કે ૩૨ વર્ષ બ્રહ્મચર્ય કરો. એ સાંભળી ઇન્દ્રે તેમ કર્યું ને પાછો પ્રજાપતિ પાસે આવ્યો. પ્રજાપતિએ કહ્યું કે 'આંખને વિષે જે આત્મા દર્શાવ્યો તેજ એ આત્મા છે કે જે સ્વપ્નમાં અનેક પ્રકારના ભોગનો ઉપભોગ કરે છે.' ઇન્દ્રને એ આત્મામાં ભય લાગ્યો. છાયાપુરુષની પેઠે એ શરીરના ગુણદોષને અનુસરતો નથી, તોપણ શોક, ભય વગેરે અનેક પીડાનો એને અનુભવ થાય છે, માટે એ આત્મામાં કલ્યાણપ્રાપ્તિ નથી. ઇન્દ્રના આવા વિચાર જાણી પ્રજાપતિએ પાછાં ૩૨ વર્ષ બ્રહ્મચર્ય આચરવા કહ્યું. તેમ કરી પાછો આવ્યો એટલે પ્રજાપતિએ સમજાવ્યું કે 'પાપાદિથી મુક્ત, આંખને વિષે જે આત્મા છે, ને સ્વપ્નમાં અનેક પ્રકારના ઉપભોગ ભોગવે છે, તેજ આત્મા એ છે કે જે સુષુપ્તિમાં વિષય ને ઇન્દ્રિયોના સંયોગના વિરહને લીધે 'પ્રસન્ન છે'. હજી ઇન્દ્રને નિર્વૃતિ થઈ નહિ. તેણે વિચાર્યું કે જાગ્રદવસ્થામાં ને સ્વપ્નમાં આ હું છું, આ ભૂતો છે એવું જ્ઞાન છે તેમ સુષુપ્તિમાં નથી. સુષુપ્તિમાં ચેતના ન હોવાથી અભાવ પ્રાપ્ત થયો હોય એવો આત્મા જણાય છે એને વિષે શી નિર્વૃતિ?

---

૧ અલંકૃત, શોભિતા. ૨ નિર્મલ.

હજી એનાં પાપ સંપૂર્ણ ક્ષીણ થયાં નથી એમ જાણી પ્રજાપતિએ બીજાં પાંચ વર્ષ બ્રહ્મચર્ય કરવા કહ્યું. આમ ત્રણ પર્યાયનાં ૯૬ વર્ષ ને ચોથાના ૫ વર્ષ મળીને ૧૦૧ વર્ષ બ્રહ્મચર્ય આચર્યું એટલે તેનાં સર્વ પાપ પ્રણષ્ટ થયાં. પછી પ્રજાપતિએ કહ્યું કે ' જે આંખમાં દેખાય છે, સ્વપ્નમાં, ને સુષુપ્તિમાં તેજ પાપાદિથી મુક્ત આત્મા છે.' તાત્પર્ય એવું છે કે જે કંઈ સુખદુઃખ છે તેને [1]શરીર, ઇન્દ્રિય ને અન્તઃકરણ સાથે સંબન્ધ છે, આત્મા સાથે નથી. અવિદ્યાથી દેહાદિને આત્મા સમજી તે સાથે સુખદુઃખ જોડે છે. પણ જ્યારે તે પાપાદિથી વિમુક્ત, ઉદાસીન આત્માને દેહાદિથી વ્યતિરિક્ત અનુભવે છે ત્યારે સશરીર છે તોપણ અશરીરની પેઠે તેને દેહાદિધર્મ, સુખદુઃખનો અનુભવ થતો નથી કે અનુતાપ થતો નથી. માત્ર ચૈતન્ય ને આનન્દ સ્વરૂપમાં વ્યવસ્થિત રહી સર્વલોકકામના પ્રાપ્ત કરે છે. દુઃખ એ અવિદ્યાનું નિર્માણ છે. વિદ્વાનને તે પ્રાપ્ત થતું નથી. આવો આ ઉપાખ્યાનનો સાર છે. અધિકારના પ્રાબલ્ય વિષે તેમજ શિક્ષણ કેવી રીતે અપાતું તેનો પણ આ આખ્યાયિકામાંથી ઘણો બોધ મળે છે. પ્રજાપતિએ અધિકાર પ્રાપ્ત કરાવવા બ્રહ્મચર્ય આચરાવ્યું ને જેનું જ્ઞાન કરાવવું હતું તેનું જ્ઞાન શિષ્યને અધિકાર પ્રાપ્ત થયે પોતાની મેળેજ મળે એવી યુક્તિ રચી. શિક્ષણશાસ્ત્રનાં આધુનિક સૂત્રો આમાં બરાબર સાચવેલાં જણાય છે. આપણા આચાર્યો અધિકારનું મહત્ત્વ કેવું સમજતા તે આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. (અપૂર્ણ).

---

૧ शीर्यते इति शरीरम्–જેનો નાશ થાય છે તે શરીર એમ યૌગિક અર્થ છે. સ્થૂલશરીર, લિંગશરીર કે સૂક્ષ્મશરીર, ને કારણશરીર એમ શરીરના ત્રણ વિભાગ છે. સ્થૂલશરીર એટલે અન્નમય કોષ. આત્માના પાંચ કોષ છે–૧ અન્નમય કોષ એજ સ્થૂલશરીર છે, ૨ પ્રાણમય કોષ, ૩ મનોમય કોષ, ૪ વિજ્ઞાનમય કોષ (આ ત્રણ કોષ એ લિંગશરીર છે), ને ૫ આનન્દમય કોષ. લિંગશરીરમાં કારણભૂત જે અવિદ્યા તે કારણશરીર કહેવાય છે. અવિદ્યા પણ શરીર કહેવાય છે; કારણ કે તેનો પણ નાશ થાય છે; સ્થૂલ શરીર ને લિંગશરીરનું અવિદ્યા કારણ છે, માટે તે કારણશરીર કહેવાય છે.

# જાહેરનામું.*

જનરલ ડિપાર્ટમેંટ.

મુકામ જંજિરે મુંબઈ, તા. ૨૭ મી મે સને ૧૯૧૦.

નંબર ૨૫૧૭—હિંદુસ્તાન સરકારનું નીચેનું જાહેરનામું ફરીથી પ્રસિદ્ધ કર્યું છે:—

## "હોમ ડિપાર્ટમેંટ.

પબ્લિક.

નંબર ૧૬૯૨, મુકામ સિમલા, તારીખ ૨૪ મી મે સન ૧૯૧૦.

મલિક મુઆઝમ કયસરે હિંદે હિંદુસ્તાનના રાજવંશીઓ તથા લોકોને નીચેનો પત્ર મોકલ્યો છે:—

'મારા અતિ વ્હાલા પિતાના શોચનીય તથા અણધાર્યા સ્વર્ગવાસને લીધે હું રાજા અને શહેનશાહ તરીકે રાજ્યાસન ઉપર આવ્યો છું, કે જે રાજ્યાસન એક મહાન અને પ્રાચીન રાજવંશના વારસ તરીકે મને પ્રાપ્ત થયું છે. હું મારા હિંદુસ્તાનના મુલકોમાંના રાજવંશીઓનું, રાજરજવાડાઓનું તથા બીજા સમગ્ર રહેવાસીઓનું અભિનંદન કરૂં છું.

આ બનાવથી હિંદુસ્તાનમાંની ભિન્ન ભિન્ન જાતોના, વર્ગોના અને ધર્મોના લોકોએ શહેનશાહના તાજ પ્રતિ વફાદારીની તથા તે પહેરનારાઓ પ્રતિ અંગત પ્રેમની જે હૃદયદ્રાવક તથા તીવ્ર લાગણી પ્રદર્શિત કરી છે તે માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

પ્રાતઃસ્મરણીય મહારાણી વિક્ટોરિયાએ સન ૧૮૫૮ ની સાલમાં જ્યારે રાજ્યકારભાર પોતાના હાથમાં લીધો ત્યારે તેમણે પોતાની હિંદુસ્તાનની પ્રજા તથા ખંડીઆ રાજાઓમાં ઢંઢેરો પીટાવ્યો હતો, અને ત્યાર પછી પચાસ વર્ષે તેમના પ્રતાપી પુત્ર, મારા પૂજ્ય અને પ્રિય પિતાએ તમોને

* નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જ ગાદીએ આવ્યા તે પ્રસંગનું જાહેરનામું, ઢંઢેરો, તથા તેઓશ્રીનું અભયવચન અમારી કૉલેજના પ્રિન્સિપલ સાહેબે પ્રસંગને અનુસરતું ટુંકું વિવેચન કરી કૉલેજ તથા પ્રૅક્ટિસિંગ સ્કૂલના શિક્ષકો, અને વિદ્યાર્થીઓ, સમક્ષ વાંચી બતાવ્યું હતું.

ગં. મ. વૈષ્ણવ.

સંદેશો મોકલીને તે સુપ્રસિદ્ધ બનાવવું સ્મરણ કરાવ્યું હતું. સાર્વભૌમ રાજ્યપદ્ધતિની ઉંચી તથા કલ્યાણકારી ભાવનાના આ તામ્રલેખો છે, અને હમેશાં ભવિષ્યમાં હું તેજ ભાવના મુજબ પ્રમાણિકપણે વર્તીશ.

સ્વર્ગવાસી મલિક મુઆઝમની ઇચ્છાને અનુસરીને અને તેમનાજ દર્ષ્ટાંતનું અનુકરણ કરીને મેં મારી રાણી સાથે પાંચ વર્ષ પહેલાં હિંદુસ્તાનની મુલાકાત લીધી હતી. તે આખા વિસ્તીર્ણ દેશમાંનાં પ્રતિહાસપ્રસિદ્ધ મહાન રાજ્યો સાથે, અમારા કરતાં પણ વધારે પ્રાચીન સુધારાનાં સ્મારક ચિન્હો સાથે, જીવનના પ્રાચીન રિવાજો તથા રહેણીકરણી સાથે, દેશી રાજારજવાડાઓ સાથે અને લોકો, શહેરો, કસ્બાઓ તથા ગામડાંઓ સાથે અમો અંગત સમાગમમાં આવ્યાં હતાં. તે અદ્ભુત પ્રવાસની ઉંડી છાપ કદી પણ ભુંસાશે નહિ અથવા તેનું મધુરૂં સ્મરણ કદી પણ ઝાંખું થશે નહિ. મારી સમક્ષ જે મહાન અને દુષ્કર કાર્ય આવી પડ્યું છે તેમાં તમે તમારો ધર્મ સમજીને ઉત્સાહપૂર્વક સામેલ થશો એવો મને દૃઢ વિશ્વાસ છે, અને હિંદુસ્તાનનું કલ્યાણ કરવાની જે મારી અંતઃકરણપૂર્વકની સહાનુભૂતિ છે અને જે રાજ્ય ચલાવવામાં મને હમેશાં પ્રેરણારૂપ થવી જોઇએ તેવીજ સહાનુભૂતિ તમે બતાવશો એવી મને ખાત્રી છે.'

આલીજનાબ ગવર્નર જનરલ ઇન્ કૌંસિલના હુકમથી,

(સહી) એ. અર્લે,

ઓફિશિએટીંગ સેક્રેટરી નિસબત હિંદુસ્તાન સરકાર."

આલીજાહ નામદાર ગવર્નર ઇન્ કૌંસિલના હુકમથી,

એલ રોબર્ટસન,

સેક્રેટરી નિસબત સરકાર.

( True translation. )

SYED SHAMSUDDIN KADRI,

Oriental Translator to Government.

## ઢંઢેરો.

સર્વશક્તિવાન પરમેશ્વરે આપણા સુસ્મરણીય અને પ્રતાપી મરહૂમ સાર્વભૌમ રાજા ૭ મા એડવર્ડને પોતાની સન્મુખ બોલાવી લીધા છે; તેમના સ્વર્ગવાસથી ગ્રેટ-બ્રિટન અને આયર્લંડના સંયુક્ત રાજ્યની અને

અલિક સુઆઝગના બીજા સઘળા મુલકોની રાજસત્તા મહાન અને સમર્થ શાહજાદા જ્યૉર્જ ફ્રેડરીક અર્નેસ્ટ આલબર્ટને એકલાને ખરા હકથી પ્રાપ્ત થઈ છે; તેટલા માટે અમે હિંદુસ્તાનના ગવર્નર જનરલ અને કૌંસિલના મેમ્બરો હવે આ ઉપરથી એકે અવાજે અને કાયા, વાચા તથા મનથી પ્રસિદ્ધ કરીએ છીએ અને જાહેર કરીએ છીએ કે આપણા સુસ્મરણીય અને પ્રતાપી મરહુમ સાર્વભૌમ રાજાના સ્વર્ગવાસથી હવે મહાન અને સમર્થ શાહજાદા જ્યૉર્જ ફ્રેડરીક અર્નેસ્ટ આલબર્ટ એકલાજ ઈશ્વરકૃપાએ કાયદાથી અને હકથી સાર્વભૌમ રાજા પાંચમા જ્યૉર્જ અને ગ્રેટબ્રિટન અને આયર્લંડના સંયુક્ત રાજ્યના અને સમુદ્રની પેલી ગમના બ્રિટિશ મુલકોના રાજા, ધર્મસંરક્ષક અને હિંદુસ્તાનના શહેનશાહ થયા છે. તેમને વિષે અમે અંતઃકરણપૂર્વક અને સવિનય પ્રેમપૂર્વક, સંપૂર્ણ શ્રદ્ધા રાખવાનું અને તેમની આજ્ઞા સતત પાળવાનું કબુલ રાખીએ છીએ, અને જે પરમેશ્વરની સત્તાથી રાજા અને રાણીઓ રાજ કરે છે તે પરમેશ્વરની એવી પ્રાર્થના કરીએ છીએ કે તે સુવરાજ પાંચમા જ્યૉર્જને આપણા ઉપર રાજ કરવાને દીર્ઘાયુ અને સુખી રાખે.

---

## અભયવચન.

લૉર્ડો અને સદ્‌ગૃહસ્થો,

મારૂં અંતઃકરણ એટલું બધું ભરાઈ આવ્યું છે કે, હું આજે તમારી આગળ વધારે બોલી શકું એમ નથી. મારા અત્યંત પ્રિય પિતા આપણા રાજાના મૃત્યુ બાબત તમને જણાવવાની દુઃખદાયક ફરજ મારે બજાવવાની છે. મારે માથે અને આખી શેહનશાહતને માથે કદી પણ ન પુરી શકાય એવી જે ખોટ ઓચિંતી આવી પડી છે તેમાં, પોતાની પ્રજાના સુખમાં ભાગ લેવામાં અને તેની વૃદ્ધિ કરવામાંજ પોતાનું સુખ માનતા હતા એવા પોતાના માનીતા રાજા માટે શોક કરનારી મારી ભવિષ્યની પ્રજાની સહાનભૂતિ મારી તરફ છે એ જાણીને મને ધૈર્ય આવે છે. મારા પિતાના સ્વર્ગવાસથી મેં માત્ર પિતૃપ્રેમજ નહિ, પણ પ્રિય મિત્ર અને સલાહકાર તરીકેનો ગાઢ અને વત્સલ સંબંધ પણ ગુમાવ્યો છે. મારી અતિશય વ્હાલી માતાના અસહ્ય દુઃખમાં પ્રેમભરી સહાનુભૂતિ સર્વત્ર દર્શાવ-

વામાં આવશેજ એની મને પુરેપુરી ખાત્રી છે. નવથી સ્હેજ વધારે વર્ષ પહેલાં આપણા માનીતા રાજાએ આજ સ્થળે ઉભા રહીને એવું વચન આપ્યું હતું કે જ્યાંસુધી મારા શરીરમાં પ્રાણ હશે ત્યાંસુધી હું મારી પ્રજાનાં કલ્યાણ અને ઉન્નતિ માટે મહેનત કરીશ; અને આ એમનું વચન પૂર્ણ રીતે પળાયું છે એમ આખી પ્રજા માનતી હશે એવી મારી ખાત્રી છે. તેમનેજ પગલે ચાલવાનો પ્રયત્ન કરવો, તેમજ આ દેશોની નિયમબદ્ધ રાજ્યપદ્ધતિ ચાલુ રાખવી એજ મારા જીવનનો ખરો ઉદ્દેશ છે. મારે શિર જે અત્યંત ભારે જોખમદારીઓ આવી પડી છે તે હું સંપૂર્ણ રીતે સમજું છું. આ દુષ્કર ફરજો બજાવવામાં પાર્લામેન્ટ અને આ ટાપુઓના તથા સમુદ્રની પેલી ગમના મારા રાજ્યના લોકો મને મદદ કરશે અને પરમેશ્વર મને શક્તિ તથા બુદ્ધિ આપે એવી પ્રાર્થના કરશે એવો મને પૂર્ણ ભરોસો છે. મારી પ્રજાના કલ્યાણ માટેના દરેક પ્રયત્ન કરવામાં મને સતત સહાયભૂત થાય એવી મારે સ્નેહાળ પત્ની છે એ જાણીને મને ધૈર્ય મળે છે.

( True: translation. )

SYED SHAMSUDDIN KADRI,

Oriental Translator to Government.

---

# रामेश्वरयात्रा.

(લખનાર. રા. રા અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.
એમ. એ. એલએલ. બી.)

નીચેની યાત્રા તા. ૪થા મે ૧૯૦૫થી ૧૪મી જુન ૧૯૦૫ સુધીમાં કરવામાં આવી હતી. બીજી બધી બાબતોમાં તેમ ધર્મમાં પ્રથમ પ્રેક્ષકને નૂતન અનુભવોથી થતી સબળ છાપો કંઈક ઓર આનંદ સાથે અપૂર્વ પ્રકારની અસરો કરે છે. કેળવણી કંઈ શાળા કે કૉલેજનેજ અન્તે સમાપ્ત નથી થતી. જિંદગી માત્ર કેળવણીનો પ્રદેશ છે. આજન્મમરણાન્ત મનુષ્ય ઘડીએ ઘડીએ ને પળે પળે જુદા જુદા મનુષ્યોના સમાગમથી, જુદી જુદી રહેણીકરણીઓથી, જુદી જુદી પરિસ્થિતિઓથી જુદી જુદી રીતે ઘડાય છે, અને તેને પરિણામે જેટલે અંશે પરિસ્થિતિઓ પર કાબુ રાખી

ઝુકવાની એનામાં સત્તા આવી હશે કે તેને શરણેજ રહેવું એવી એનામાં નિર્બળતા આવી હશે એટલે અંશે એનું જીવન સફળ વા-તેથી વિપરીત થશે. જિંદગીને કેળવનારાં ઘણાં સાધનોમાં, પ્રવાસ એક ઘણું મોટું ને અગત્યનું છે. યાત્રાઓનું પણ તેમજ છે. તે વિષે " ચૌદ દિવસના ધાર્મિક પ્રવાસ "માં મેં વિસ્તારથી કહ્યું છે. મતમતાન્તરભિન્નતા હોવા છતાં હિંદુસ્થાનમાં જુદે જુદે ઠેકાણે ધર્મ લોકપ્રિય થવાને માટે તેમાં કયાં પ્રાચીન તત્ત્વોની જરૂર છે તેનો યાત્રાઓથી બહુ અચ્છો ખ્યાલ આવે છે.

અત્ર એટલું કહેવું આવશ્યક છે કે દક્ષિણની મુસાફરી ઘણીજ સ્હેલી છે. હવા ઉનાળામાં પણ સહન કરી શકાય એવી ને કેટલેક ઠેકાણે તો ઠંડી હોય છે. લોકો બહુધા સરળ ને નિષ્કપટી હોય છે. આપણા કરતાં એમનું જીવન ઘણુંજ સાદું હોય છે હા, દેશનો એ ભાગ સુધરેલો ઓછો દેખાય છે. પણ દેખીતા ભપકા ને બહારના સુધારાની પાછળ ગુપ્ત મલિનતા ત્યાં ઓછી હશે એમ માનવાને સબળ કારણો છે.

સૃષ્ટિસૌંદર્યના પ્રેમી પુરુષને વેંકટ પર્વત ને પાપમોચિનીનું સ્થળ, દક્ષિણ હિંદુસ્થાનના બાગ તરીકે ઓળખાતો ટાંજોર ડિસ્ટ્રિક્ટનો કાવેરીનો ફળફૂલથી ઝુકી જતો પ્રદેશ, ને સ્થળે સ્થળે આવેલાં નાનાં મોટાં રમ્ય સરોવરો અવર્ણનીય આલ્હાદજનક છે.

વિશાળ દહેરાંઓ ને લાંબાં ગોપુરો પ્રથમ જોનારને દિગ્મૂઢ બનાવી દે છે; દક્ષિણનું દહેરૂં એટલે આપણાં શહેરોની બેચાર પોળો. કુમ્ભકોણમાં કુંભેશ્વરનાં દહેરામાં ને મદુરામાં મીનાક્ષીના દહેરામાં મોટા બજારો ભરાય છે. તેમાં વાસણકુસણ, ફળફૂલ, રમકડાં, કપડાં, ને પરચુરણ વસ્તુઓ મળી શકે છે. આટલી શરૂઆત સાથે હવે આપણે ચાલવા માંડીશું.

---

અમદાવાદ છોડયું: તા. ૪-૫-૦૯. હરિણી.

નિકળી પડવું યાત્રાર્થે-તે, ઉમંગ ધરાવતા,
નિજ સ્વજનના હર્ષોદ્‌ગારો શ્રવી મન રૂચતા;
વિંટળાઈ જતાં ટોળાંમધ્યે સુમિત્ર અનેકના,
કંઈ જન અમે ઉભા, બેઠા, સ્થળે, કંઈ, ગાડીના. ૧

હરિગીત.

ત્યાં નયન સાત્વિક પ્રેમનાં, વચનો અનુક્ત વદ્યાં કંઈ,
ઉત્તર વિવિધ મળતા હતા, નયનોથકી તેના કંઈ:—

બહુ સ્નેહીં સન્મિત્રો ઉભેલા, પાર્શ્વમાં સુખ આપતા,
મંગલ વચન મુખથી વદ્યા, માર્ગે અનિષ્ટો છેદતાં. ૨

શુભ વચન સર્વેનાં સુણ્યાં, પીયુષ પીંધાં બહુ તે સ્થળે,
ઘેરો થતાં ફુલહાર, અર્પાયા અનેકાનેક ને;
માળા સુગંધીદારના, પર્વત થયા ત્યાં પાર્શ્વમાં,
સ્નેહીજનોના સ્નેહથી, રક્ષિત અને છૂટા પડયાં※. ૩

× × ×

અનુષ્ટુભ્.

મધ્યરાત્રિ વિષે આવ્યું, ઇષ્ટનું ઇષ્ટ તે સ્થળ;
પેખતાં દૂરથી જેને, ના શમે હર્ષ આંતર. ૪
પૂર્ણ ચંદ્ર પ્રકાશે શું, દીપતું હતું તે સ્થળ;
પેખતાં દૂરથી જેના, ના શમે હર્ષ આંતર. ૫
દેવ અશ્વિનનું દ્હેરું, ઓપતું શાન્તિને સમે;
×પંકિલાપાંસુલા, તાપી માતાને શોભતે તટે. ૬
પૂલ ઉપરથી જોયાં, વૃક્ષ ને સરિતાજલ;
પેખતાં દૂરથી જેને, ના શમે હર્ષ આંતર. ૭
સ્ટેશને સંપ્ર જોડાયો, વ્હાલાં સંબંધીઓ તણો*;

---

※ આપણી આર્ય ભાવનાઓ પ્રમાણે આવે પ્રસંગે થતો મેળાપ ને અર્પાતા ફૂલહારો ઇત્યાદિમાં કંઈ વિશેષ નથી, એટલે સ્વાભિમાનથી નહિ પણ આપવામાં આવતી માળાદિ અચેતન વસ્તુઓ જે હૃદયની ચેતન ઊર્મિઓ ને સ્નેહીઓનાં પ્રેમબન્ધનો સૂચવે છે તેનો બદલો આ સ્થળે હું બીજો શું કરી શકું? અત્ર આવી રીતે તેનું સ્મરણ મને હમેશ તે ઉપકાર યાદ રાખવા પ્રેરશે; અને હજી પણ તે સ્નેહીઓની નિકટમાં હોવાથી યત્કિંચિત્ પણ તે પ્રેરણાથી અન્યથા બદલો વાળવા પ્રેરાઇશ એમ માની ઉપરનું લખવું ઉચિત ધાર્યું છે. બાકી ટાંજોર ને મદુરા જેવે સ્થળે થએલા આવા અને બીજા અનેક ઉપકારોનો બદલો તો તે સ્થળો અતિદૂર હોવાથી કેમ વળે તેનો વિચારજ ગુંચવણકારક છે.

× પંકિલા ને અપાંસુલા ( પાવન કરનારી ).

* કહેવાની જરૂર નથી કે આ સ્ટેશન તે સુરતનું હતું. ત્યાંથી બાકીના સમ્બન્ધીઓ જોડાવવાના હતા તે જોડાયા.

શર્વરી ગઈ તોએ ત્યાં, ના ગયો હર્ષ વાતનો. ૮

× × ×

મુંબઈ: તા. ૫ મી.

કાલ મુમ્બાપુરીમાંનો, સામગ્રીમાં જતો રહ્યો;
ક્ષણવદિન ચાલ્યો ને વેળ જવા તણો થયો. ૯

× × ×

મુંબઈ, બોરીબંદર. હરિણી.

નગર પરનું અંધારૂં તે હતું, ન હતું–હતું,
વિવિધ સ્થળના દીપોથી તે વિનષ્ટ થયું હતું;
શશિકિરણની શોભાએ ત્યાં હતી બહુ લાજતી,
વિજળી ઝબકી જ્યોત્સ્ના અર્પે જહીં મન માનતી. ૧૦
ધમધમતણા ધૂજાવે છે ધસી ધ્વનિ કારમા,
ભરચક થઈ ગાડીઓ ત્યાં જુદી જુદી હારમાં;
દડ દડ કરી દોડી બેસે જનો જઈ તેહમાં,
હરખ બહુના દો'ના *શોકે સીંટી થઈ જોરમાં. ૧૧

હરિગીત.

"पत्र लिहणा"ના સ્વરો બહુ, "આવજો"ના કો'ક ત્યાં,
"अच्छा" જવલ્લે કર્ણગોચર તે સ્થળેજ થતા હતા;
શેકહૅંડ અંગ્રેજો અને કંઈ આંગ્લ જેવા કરી રહ્યા,
ગાડી જતાં તે શબ્દ સર્વે અર્ધશ્રુત દૂરે ગયા. × ૧૨

× × ×

અનુષ્ટુભ્.

કોલાહલ વિરામ્યો ને શાન્ત સર્વે થઈ રહ્યા,
નિદ્રાને શરણે જતાં, ભાન લોકો ભુલી ગયા. ૧૩

---

* ગાડીમાં જનારાઓને બધાનેજ કંઈ ગાડી ઉપડી તે વખતે હર્ષ થયો હશે એમ માનવાને કારણ નહોતું. કોઈ ખુશીથી ગાડીમાં જતા હશે તો કોઈ દવાર્થે વા અન્ય હેતુથી લાચારીથી ગામ કે વ્હાલાં સ્નેહી સંબંધીઓથી વીખુટા પડતા હોય તેવાને શોક પણ થતો હશે.

× જુદી જુદી ભાષાઓ બોલતા ને જુદી જુદી રહેણીઓવાળા લોકોનું એકજ સ્થળે નિરીક્ષણ હાસ્ય ઉત્પન્ન કરે છે.

### હરિગીત.

કો' બેસતું નિદ્રિત હતું, કો' જાગતું સૂતું હતું,
કો' અર્ધનિદ્રિત અર્ધજાગૃત આતૂ નિજને પીડતું;
વાંકા ચુકા થઈ કો' સુતા, કો' પાટલી નીચે પડયા,
કો' જાતિભાન વિસારીને વિણવસ્ત્ર લંબાવી રહ્યા. ૧૪
કો' કો' જનો નિજ સ્વાર્થને નિદ્રિત થઈ ભૂલી ગયા,
કો' શઠજનો જાગૃત રહી ધનચૌર્યમાં તત્પર બન્યા;
ત્યાં રાય રંક વિનીત ને શઠના બધા ભેદો ખસ્યા,
નિદ્રા મુકી તેં હે પ્રભુ ! શી વસ્તુ આ સંસારમાં.

× × ×

### મન્દાક્રાન્તા.

ખંડાળાના ઘાટ:

આવ્યા હાવાં નયન હરતા શાન્તિમાં ઘાટ ઉંચા,
સોહંતા તે અનુપમ ગહા વૃક્ષની વાટિકામાં;
ચંડા જોતાં વિવશ કરતા શીતવેળા હિમાદ્રિ,
ચંદ્રા મધ્યે ધવલ વરણા; ચાલી ઉપેર ગાડી. ૧૬
મોટાં વૃક્ષો, ગિરિકુહરમાં અલ્પથી અલ્પ થાતાં.
નિશ્ચે લાગ્યું, નર સહુ હશે ઇન્દુની પાર્શ્વે જાતાં;
ચાલ્યા ચાલ્યા ગિરિ ઉપર ત્યાં પક્ષિઓની ત્વરામાં,
નીચે નીચે નિરખી નિરખી ક્ષોભ આનંદ વ્યાપ્યાં. ૧૭
અદ્રિ કાળા ગરવયદી ત્યાં લાગતા'તા ઉભેલા,
જોદ્ધા જાણે અડગ મનના ક્ષેત્રમાં ગોઠવેલા;
જાણે ના કે ગરવ નહિ આ વિશ્વમાંહી ટકી રૂહે,[1]
જાણે ના કે હૃદય નિજને કોર્યું ચીર્યું મનુષ્યે. ૧૮
વિશ્વે ચાણે અવનતિ ખરે ! દોષ સંસારીઓમાં,
રે અદ્રિ તું ! જરી નથી થતો ખિન્ન શું નીચતામાં,[2]

---

૧ પહાડમાં સુરંગ ફોડી ટનલોમાંથી ગાડીને જવાનો રસ્તો કર્યો છે તે સંબંધી લખાણ છે.

૨ મનુષ્યની શક્તિએ તને મ્હાત કર્યો છે છતાં તું ખિન્ન કેમ નથી થતો! પણ ના; ખિન્ન થાય ને હારે તો મનુષ્યને ભારે થઈ પડે. તું નથી હારતો એ તારી ઉદારતાજ છે.

ના ના એ છે નહિ અધમતા અદ્રિકેરી જરાએ,
નિષ્ક્રોધે જે અચલ રહીને શત્રુથી વ્હાલ રાખે. ૧૯
સંસારીઓ ઉપકૃત થતાં દાખવે વ્હાલ માયા,
ને કો'દી જો અપકૃત થયાં તો કરે ક્રુદ્ધ કાયા;
અદ્રિ ! તું તો અપકૃત થતાં પ્રેમશૌર્યે હસે છે,
ને સ્વાર્થી જે મનુજ સહુ છે તેમને શીખ દે છે. ૨૦

(અપૂર્ણ).

---

## સંખ્યા.

(ચાલુ પુ. ૪૯ પૃ. ૨૭૫ થી.)

(ચાલુ પુ. ૪૯ પૃ. ૨૭૫ થી.)

અસલના વખતમાં ઈંગ્લાંડના લોકો વીશ નંગ (score) ગણતા કે તે યાદ રાખવા માટે એક લાકડી પર એક આંકો (scar) કરતા.

હજુ પણ પેલ્યુ બેટના માઇક્રોનેશિઅન લોકો જ્યારે એક બીજા સાથે અમુક દિવસ પછી મળવાનો સંકેત કરે છે ત્યારે દરેક જણ એક દોરીને જેટલા દિવસ પછી મળવાનું હોય તેટલી ગાંઠ વાળે છે. પછી જેમ જેમ દહાડા જતા જાય છે તેમ તેમ રોજ એક એક ગાંઠ તેમાંથી છોડતા જાય છે, અને એમ કરતાં છેલ્લી ગાંઠ રહે એટલે તેમનો મળવાનો દહાડો યાદ આવે છે. આપણે અહિં કેટલીક જાતના અનાર્ય લોકો પણ હજુ એમ કરે છે.

હજુ પણ કોઈ માણસ કંઈ કરવાનું વારે વારે ભૂલી જતો હોય તેને આપણે મશ્કરીમાં કહીએ છીએ કે ચોટલીએ ગાંઠ વાળો, (લુગડાને) છેડે ગાંઠવાળો, કે ભૂલાય નહિ. એ રીત પ્રાચીન કાળમાં જ્યારે સંખ્યાનાં લેખી ચિહ્ન ન હશે ત્યારના કોઈ એવાજ રિવાજની રહી ગયેલી નિશાની કેમ ન હોય ?

સંખ્યાદર્શક ચિહ્નના પ્રથમ દાખલા મિસર દેશની ચિત્રલિપિમાં મળી આવે છે. તેઓ એક, બે, અને ત્રણ લખવાને એક આંગળી, બે આંગળી, અને ત્રણ આંગળી ચીતરતા. ત્યાર પછી એ આંગળીનાં ચિત્ર પરથી સંખ્યા દર્શાવવાને સાદા ઊભા અથવા આડા કાપા કાઢવાનું સૂઝ્યું

હોય એમ જણાય છે. એજ દેશમાં ચિત્રલિપિના સમય પછી એકથી નવ સુધી સંખ્યા માટે એકથી નવ ઊભા કાપા કરવામાં આવતા હતા એમ થયલી શોધખોળ પરથી જણાય છે; જેમકે ૧ = |, ૨ = | |, ૩ = | | |, ૯ = | | | | | | | | |.

આપણા દેશમાં પણ સંખ્યા દર્શાવવાને ઘણા પ્રાચીન કાળમાં એવા ઊભાઆડા કાપાજ કરવામાં આવતા હતા, એમ કેટલાક ઘણા જૂના લેખ અને સિક્કા હાથ લાગ્યા છે તે પરથી જણાય છે; જેમકે મહાન્ રાજા અશોકના વખતમાં (ઇ. સ. પૂ. આશરે ૩૫૦ થી ૨૦૦ સુધીમાં) ૧ ને માટે / એક ઊભો (ત્રાંસો) કાપો, બેને માટે / / બે ત્રાંસા કાપા, ચારને માટે / / / / ચાર ત્રાંસા કાપા, અને પાંચને માટે / / / / / પાંચ ત્રાંસા કાપા કરેલા જોવામાં આવે છે. શકના વખતમાં પણ એક, બે, અને ત્રણને માટે એજ પ્રમાણે કાપા કરેલા જોવામાં આવે છે. ઇ. સ. પૂ. બીજા સૈકાના નાનાઘાટ લેખમાં એકને માટે — એક આડો કાપો અને બેને માટે = બે આડા કાપા કરેલા જોવામાં આવે છે. ત્યાર પછી ઇ. સ. ના પહેલા બીજા સૈકાના નાસિકના લેખોમાં, બીજા ત્રીજા સૈકાના ક્ષત્રપ વંશના સિક્કાઓમાં, ચોથાથી છઠ્ઠા સૈકાના ગુપ્ત વંશના લેખો તથા સિક્કાઓમાં, અને છેક છઠ્ઠાથી આઠમા સૈકાના વલભી વંશના લેખ તથા સિક્કાઓમાં પણ એક માટે — એક આડો કાપો, બે માટે = બે આડા કાપા, અને ત્રણ માટે ≡ ત્રણ આડા કાપા કરેલા જોવામાં આવે છે (જુઓ ડા. બુલરકૃત "ઇંડિઅન પૅલિઑગ્રફિ," કોઠો ૧ લો અને ૯ મો).

હજુ આપણે અહિં દૂધવાળા તેલવાળા વગેરે માલ આપતી વખતે માલ કેટલી વાર અથવા કેટલો કેટલો આપ્યો એ નોંધી રાખવા માટે સંકેતા વતી ઘરના બારણા પર કાપા કરે છે.

વળી, દેશી અપૂર્ણાંકના (આણપાણના) હિસાબમાં પા લખવાને એક ઉભો કાપો (એટલે એક પાન), અર્ધા એટલે બે પા લખવાને બે ઊભા કાપા, (બે પાન) અને પોણો એટલે ત્રણ પા લખવાને ત્રણ ઊભા કાપા (ત્રણ પાન) કરવામાં આવે છે. તેમજ એક આનો લખવાને એક આડો કાપો, બે આના લખવાને બે આડા કાપા, અને ત્રણ આના લખવાને ત્રણ આડા કાપા કરવામાં આવે છે.

ઘડીઆળ પર કલાકના જે રોમન લિપિમાં આંકડા માંડેલા હોય છે તે પરથી પણ માલમ પડે છે કે આવા કાપાથીજ અસલ રોમન લોકોમાં સંખ્યા દર્શાવાતી હશે. એ બધા રિવાજ પરથી જણાય છે કે અસલ શરૂઆતમાં કાપા વતીજ સંખ્યા લખવાનો રિવાજ હશે.

પણ ઘણા કાપા થાય છે કે ગુંચવાડો ઉત્પન્ન થાય છે; અને તેથી કરીને ૪, ૫, ૧૦, ૨૦, ૧૦૦, ૧૦૦૦ વગેરે મોટી સંખ્યા માટે નવાં ચિહ્નન દાખલ કરવાં પડે છે.

મિસર દેશના લોકોએ દશને માટે એક ચિહ્નન ∩ દાખલ કર્યું, એટલે તેની મદદ વડે ૯૯ સુધી લખતા થયા, જેમકે ૯૯ = ||||||||| ∩ ∩ ∩ ∩ ∩ ∩ ∩ ∩ ∩. પછી સોને માટે એક ચિહ્ન ૭ કલ્પ્યું. તેથી ૯૯૯ સુધી લખવાની શક્તિ આવી; જેમકે ૯૯૯ = ||||||||| ∩ ∩ ∩ ∩ ∩ ∩ ∩ ∩ ∩ ૭ ૭ ૭ ૭ ૭ ૭ ૭ ૭ ૭. આ પ્રમાણે હજાર, દશ હજાર, લાખ, દશ લાખ માટે પણ ચિહ્નન કલ્પવામાં આવ્યાં હતાં.

બાબિલોનિઆમાં જૂના લેખો મળી આવ્યા છે તે પરથી માલમ પડે છે કે તે દેશમાં એકને માટે Y ઉંધાં રાખેલાં તીરની નિશાની કરવામાં આવતી; અને દશને માટે < આવી નિશાની કરવામાં આવતી; અને સોને માટે Y⊱ આવી નિશાની કરવામાં આવતી. સોના દશગણા એટલે હજાર લખવા હોય તો સોની નિશાની પહેલાં દશની નિશાની < Y⊱ આ પ્રમાણે મૂકવામાં આવતી. પણ સોમાં દશ ઉમેરવા હોય ત્યારે તે જમણી બાજુએ મૂકવામાં આવતી, Y⊱ < =૧૧૦. આપણા દેશમાં પણ પણ મોટી સંખ્યા માટે આવી કેટલીક નિશાની કરવામાં આવતી હતી. તે ઘવલી શોધખોળ ઉપરથી માલમ પડે છે. દાખલા તરીકે, શકના વખતમાં (ઇ. સ. પૂર્વે આશરે ૩૫૦ થી આશરે ઇ. સ. ૨૦૦ સુધીમાં ખરોષ્ઠી લિપિમાં) આગળ કહ્યું તેમ એક, બે, અને ત્રણને માટે એક, બે, અને ત્રણ ઊભા (ત્રાંસા) કાપા અને ચાર માટે એક નવું ચિહ્નન × (ચોકડી) કરવામાં આવતું. એ પરથી પાંચ ( | × ); ૭ ( | | × ) આઠ ( × × ) લખેલા જોવામાં આવે છે. દશને માટે ૭ આવી નિશાની કરેલી જોવામાં આવે છે; વીશને માટે એવી બે નિશાની, એકની નીચે બીજી ૩, કરેલી જોવામાં આવે છે.

એ નિશાનીઓની મદદથી પચાશ ( ૭ ૩ ૩ ), સાઠ ( ૩ ૩ ૩ ), સિત્તેર ( ૭ ૩ ૩ ૩ ), લખેલા જોવામાં આવે છે. સોને માટે વળી નવી નિશાની છે. h / અને બસો h / / આમ ( લગભગ સો પર્યંતજ ) લખેલા જોવામાં આવે છે.

અક્ષરલિપિ થયા પછી કેટલાક દેશોમાં સંખ્યા લખવામાં તેનો ઉપયોગ ત્રિવિધ રીતે કરવામાં આવેલો જોવામાં આવે છે.

દાખલા તરીકે, ( ૧ ) અસલ ગ્રીસ દેશમાં એક માટે ત્યાંની ભાષાનો ઊભા કાપા જેવો સૌથી નાનામાં નાનો અક્ષર ῐ ( આયોટા ) અને પાંચ, દશ, સો, હજાર, તથા દશહજાર માટે તે તે સંખ્યાદર્શક શબ્દનો પહેલો અક્ષર Π ( પાઈ ), Δ ( ડેલ્ટા ), H ( હાઈ ), X ( ખાઈ ), અને M અનુક્રમે વપરાતા. પાંચનાં ચિહ્નની અંદર કોઈ પણ બીજી સંખ્યાનું ચિહ્ન લખવાથી તે સંખ્યા પાંચગણી થતી. જેમકે $\overline{|\Delta|}$ = ૫૦, $\overline{|H|}$ =૫૦૦, $\overline{|X|}$ =૫૦૦૦, $\overline{|M|}$ =૫૦૦૦૦, $\overline{|III|}$ =૧૫, વગેરે.

( ૨ ) એજ દેશમાં મૂળાક્ષર અનુક્રમે એક પછી એક સંખ્યા દર્શાવવાને પણ વપરાતા. જેમકે આદિ ગ્રીક કવિ હોમરે પોતાનાં ઈલિઅડ અને ઑડિસી નામનાં મહાકાવ્યના ૨૪ કાંડ ( ભાગ ) માંના દરેકને મથાળે તે કેટલામો કાંડ છે તે દર્શાવવાને અનુક્રમે મૂળાક્ષરના ૨૪ અક્ષર વાપર્યા છે.

( ૩ ) વળી, ગ્રીક, હીબ્રુ ( યાહુદી ), અને સીરિઅન લોકોમાં એથી પણ વધારે યુક્તિવાળો ઉપયોગ થયેલો જોવામાં આવે છે. તેઓ એકથી નવ સુધી સંખ્યા લખવાને માટે પહેલા નવ મૂળાક્ષર અનુક્રમે લખતા; દશથી નેવું સુધીના નવ દશકા લખવાને તે પછીના બીજા નવ મૂળાક્ષર અનુક્રમે લખતા; અને સોથી નવસો સુધીના નવ શતક લખવાને માટે, બાકી રહેલા નવ મૂળાક્ષર અનુક્રમે લખતા. હીબ્રુ ( યાહુદી ) લોકોમાં હજુપણ સંખ્યા એમજ લખાય છે.

રોમન લિપિમાં ૫, ૧૦, ૫૦, ૧૦૦, ૫૦૦, અને ૧૦૦૦ માટે V, X, L, C, D, M. એવા અક્ષર વપરાય છે. તેમાં સો માટે C અને હજાર માટે M તો લેટિન ભાષાના centum એટલે સો અને mille એટલે એટલે હજાર, એ શબ્દના પહેલા અક્ષર છે એ ખુલ્લું છે. પણ ૫, ૧૦,

૫૦ અને ૫૦૦ માટેનાં ચિહ્ન શી રીતે ઉત્પન્ન થયાં તે વિષે ચોક્કસ નિર્ણય થયો નથી. એવી અટકળ કરવામાં આવે છે કે ૫ નું ચિહ્ન હાથના પંજાની પહેલી બે આંગળીથી બનતા આકાર પરથી સુઝયું હશે, અને ૧૦ નું ચિહ્ન પાંચનાં બે ચિહ્નોને એક એક પર ઊંધાં ગોઠવી કલ્પવામાં આવ્યું હશે. ૧૦૦ ને અને ૧૦૦૦ ને માટે C અને M અક્ષર વપરાતા થયા તે પહેલાં ⋺ અથવા ⊕ અને φ એવાં ચિહ્ન અનુક્રમે વપરાતાં હતાં એમ માલમ પડે છે; અને એ ચિહ્નો પરથી સો તથા હજારથી અર્ધી સંખ્યા દર્શાવવા માટે તે દરેકના ચિહ્નનો અર્ધો ભાગ વાપરવાનો રિવાજ પડ્યો હશે એમ કેટલાકનું માનવું છે; જેમકે ૫૦ માટે ⊥, ⊥, અથવા હાલ જેમ લખાય છે તેમ L અને ૫૦૦ માટે D.

આપણા દેશમાં પણ અક્ષરલિપિ રચાયા પછી એ પ્રમાણે સંખ્યા દર્શાવવાને સંખ્યાદર્શક શબ્દના પહેલા અક્ષર વપરાતા હશે કે નહિ તે ચોક્કસ રીતે નક્કી થયું નથી. તોપણ પાંચનું ચિહ્ન તો એ શબ્દના પહેલા અક્ષર પરથી લીધેલું હોય એમ જૂના લેખોની લિપિ પરથી માલમ પડે છે.

પણ હજુ હાલની સંખ્યા લખવાની પદ્ધતિ પર આવવાને ત્રણ મુખ્ય પગથીઆં બાકી રહ્યાં છે. એક તો ૧ થી ૯ સુધીનાં સંખ્યાદર્શક ચિહ્ન નક્કી કરવાનાં બાકી છે, બીજું શૂન્યને માટે મીંડું કલ્પવાનું રહ્યું છે, અને ત્રીજું સંખ્યાને સ્થાન પ્રમાણે જુદી જુદી કિંમત આપવાનું રહ્યું છે. આ ત્રણે શોધ કરવાનું માન અસલના હિંદુ લોકોને છે.

આપણાં ૧ થી ૯ સુધીનાં સંખ્યાચિહ્ન શી રીતે ધીમે ધીમે હાલના રૂપ પર આવ્યાં તે ચોક્કસ રીતે નક્કી થયું નથી. પણ એટલું તો નક્કી જણાય છે કે આંકડા ઇ. સ. પૂર્વે પણ વપરાતા હતા. પણ હજુ શૂન્ય માટે મીંડું લખવાનું નક્કી થયું ન હતું અને આંકડાને સ્થાન પ્રમાણે કિંમત આપવાની યુક્તિ સૂઝી નહતી. સ્થાન પ્રમાણે કિંમત આપવાની રીત ખોળી કઢાઈ તે પહેલાં મોટી સંખ્યા લખવામાં ઘણી અઘવડ પડતી; અને અમુક આંકડો એકમનો, દશકનો કે શતકનો છે તે એકદમ તે જોતાંજ આપણે હમણાં કહી શકીએ છીએ તેમ કહી શકાતું નહિ. તે વખતે છૂટી રકમ, દશકા, સો વગેરેની જેટલી સંખ્યા હોય તેના આટલા સો આટલા દશકા અને બાકી આટલા એકમ એમ છૂટા છૂટા આંકડા હારબંધ લખવામાં

આવતા. હજુ પણ કેટલાંક અંગ્રેજી પુસ્તકોને પહેલે પાને પુસ્તક છપાયાનું વરસ રોમન લિપિમાં કાંઈક એ પ્રમાણેજ લખાય છે. ૧૮૮૮ નું વરસ લખવાને MDCCCLXXXVIII (૧૦૦૦+ ૫૦૦+ ૧૦૦ + ૧૦૦ +૧૦૦ + ૫૦ + ૧૦ + ૧૦ + ૧૦ + ૫ + ૧ + ૧ + ૧ ) એમ સંખ્યા ઉમેરી ઉમેરીને લખાય છે.

આ મુસ્કેલી જેમ અને તેમ દૂર કરવાને વિવિધ યુક્તિ રચવામાં આવતી. ગ્રીક લોકો કોઈ પણ સંખ્યાને હજારગણું લખવાને તેનાં ચિહ્ન પહેલાં ડાબે હાથે નીચેથી એક કાપો કરતા, જેમકે $a$=૧ અને, $_{\iota}a$= ૧૦૦૦; $B$ =૨ અને, $_{\iota}B$ = ૨૦૦૦; અને દશ હજારગણી લખવાને તેની પછી એક ટપકું કરતા. જેમકે $B$ = ૨ અને $B.$ = ૨૦૦૦૦; તો પણ હિસાબ બહુ લાંબી રીતે ગણવા પડતા, જેમકે ૪૦૦ ને ૫ વતી ગુણવાને ચારસો ચારસો ને પાંચવાર ઉમેરતા, એટલે કે સરવાળાની રીતથી ગુણાકારનો દાખલો કરવો પડતો.

૬૧૫૫ર ને ૧૫ વતી ભાંગવાને પહેલાં ૬૦૦૦ લઈ તેમાં પંદર પંદર કેટલીવાર સમાયલા છે તે ગણી જોઈ બીજા દશ ભાગ અને બે શેષ નક્કી કરતા અને એમ ૪૧૦ ભાગ અને ૨ શેષ એ જવાબ પર આવતા.

આવી લાંબી રીતે હિસાબ કરવા પડતા તેનું કારણ એ હતું કે સ્થાન પ્રમાણે આંકડાને કિંમત આપવાનું હજી સૂઝયું નહતું. શૂન્યનું મીડું મૂકવાનું સુઝે એટલેજ એકમ, દશક, કે શતકની સંખ્યા ન હોય ત્યાં તરત તે દર્શાવવાને મીડું મૂકી દેવાય અને ઘણી ગુંચવણ દૂર થાય. મીડાની સાથે પહેલી હાર તે એકમની, બીજી તે દશકની, ત્રીજી તે શતકની, ચોથી તે હજારની, એમ સ્થાન પ્રમાણે કિંમત ગણવાનું જ્યાં સૂઝે કે ગમે તેવી મોટી સંખ્યા પણ પહેલા નવ આંકડા અને શૂન્યના મીડાની મદદથી લખવાની શક્તિ આવે.

આ બે શોધ ઇ. સ. ના છઠ્ઠા સૈકા પહેલાં થઈ હોય એમ જણાતું નથી. એ શોધો આપણા લોકો પાસેથી આરબ લોકોની જાણમાં આઠમા સૈકામાં આવી, અને તે લોકો મારફત યૂરોપી લોકોની જાણમાં બારમા સૈકામાં આવી.

આ શોધો થયા પછી સાંપ્રતકાળના અંકગણિતનો પાયો નંખાયો.

**પુનરાવર્તન.** ત્યારે આપણે જોયું કે મનુષ્યજાતને સંખ્યાજ્ઞાન ઘણું

ધીમેધીમે થયું અને હજારો વર્ષ થઈ ગયાં ત્યારેજ સંખ્યા હમણુંની માફક લખતાં આવડી. શરૂઆતમાં સંખ્યાનો વિચાર વસ્તુના સંબંધમાંજ વસ્તુ ગણવાથીજ થતો; અને પછી જેમ જેમ સ્થિતિ સુધરતી ગઈ તેમ તેમ વસ્તુના સંબંધ વગર પણ સંખ્યા ગણવાની શક્તિ આવી.

આ પરથી બાળકોને સંખ્યા શિક્ષણ આપવાની ખરી પદ્ધતિ સમજાય છે. જે રીતે આખી મનુષ્યજાતને સંખ્યાવિચાર ઉત્પન્ન થયો અને તે આગળ વધ્યો તેજ પ્રમાણે દરેક માણસને થાય છે; માટે જે ક્રમે આખી મનુષ્યજાતને સંખ્યાજ્ઞાન થયું તેજ ક્રમે બાળકને પણ સંખ્યાશિક્ષણ આપવું જોઈએ,—અર્થાત્, **પહેલાં વસ્તુના સંબંધમાંજ**, અને પછી સંખ્યાનો વિચાર વસ્તુના સંબંધમાં દૃઢ થયા પછી **વસ્તુના સંબંધ** વિના.—

K. S. Vakil.

---

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ ના જુન માસની તા. ૨૮ ના હુકમ નં. ૩૫૪૮ ઉપરથી ).

**હાઇ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની સરકારી સ્કૉલરશિપો.**

**ઉત્તર ભાગ.**

૧. આથી ખબર આપવામાં આવે છે કે તા. ૧૭ મી જાન્યુઆરી ૧૯૦૭ ના મુંબઈ સરકારી ગૅઝીટના ભાગ ૧ ને ૯૬-૯૮ પૃષ્ઠે પ્રસિદ્ધ થએલા નિયમો મુજબ ઉત્તર ભાગના દરેક જિલ્લામાં ત્રણ ત્રણ સરકારી સ્કૉલરશિપો આપવા સારૂ બુધવાર તા. ૧૪ મી સપ્ટેંબર સને ૧૯૧૦ ને રોજ તથા તે પછીના દિવસોએ નીચે લખેલાં મધ્યસ્થળોએ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશે:—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ ( ખેડા જિલ્લો ). | ગોધરા ( પંચમહાલ ). |
| ભરૂચ. | થાણા. |

૨. ત્રણમાંની એક સ્કૉલરશિપ માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો ઇંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવા-કે-બેની-ઇઝરાયલ, કણબી અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે એક સ્કૉલરશિપ રાખવામાં આવશે, અને એક સ્કૉલરશિપ મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. મુસલમાનો માટે ખાસ રાખેલી સને ૧૯૧૦ ની પહેલી સપ્ટેંબરથી ત્રણ વરસ અને ચાર મહિના ચાલે તેવી એક પાંચ રૂપિઆની સ્કૉલરશિપ ભરૂચ જિલ્લામાં અને એક થાણા જિલ્લામાં ખાલી છે તેની ખબર આપવામાં આવી છે જે છેલ્લા ઉમેદવારને પૂરેપૂરી સ્કૉલરશિપ આપવામાં આવશે તેવા ઉમેદવારની પછી તરતજ જે ઉમેદવારનો નંબર આવશે તેને આ સ્કૉલરશિપ આપવામાં આવશે.

૪. દરેક મધ્યસ્થળે કમિટિ મારફત પરીક્ષા લેવામાં આવશે. પરીક્ષામ દાખલ થવાની અરજીઓ ઠરાવેલા છાપેલા ફૉર્મ (નિયમોનું પરિ-શષ્ટ અ) ઉપર કરવી, અને ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની પરીક્ષકકમિટિના પ્રમુખને તે મોકલવી. તા. ૧૫ મી ઑગસ્ટ સુધી અરજીઓ અને દાખલ થવાની ફી કમિટિ લેશે. તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ. અરજીના ઠરાવેલા ફૉર્મની નકલ પરીક્ષકકમિટિના પ્રમુખ પાસેથી અથવા નીચે સહી કરનાર પાસેથી મળશે.

૫. ઉમેદવારોની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કૉલરશિપની રકમ અને મુદત, કેટલી ફી આપવાની છે તે, વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત નિયમોમાંથી મળી આવશે. નિયમોની નકલો નીચે સહી કરનારને અથવા પરીક્ષકકમિટિઓના પ્રમુખોને અરજી કરવાથી મફત મળશે. ઉત્તર ભાગની તમામ સરકારી અને મદદ લેનારી ઍંગ્લોવર્નાક્યુલર સ્કૂલોનાં જાહેર ખબર ચોડવાનાં પાટીઆં ઉપર પણ એ નિયમોની નકલો ચોડવામાં આવી છે.

અમદાવાદ.
તા. ૨૦ મી જુન ૧૯૧૦.

(સહી) F. W. Marrs,
Acting Educational Inspector,
N. D.

## જાહેર ખબર.

### મિડલ-સ્કૂલ સ્કૉલરશિપો.

### ઉત્તર ભાગ.

આથી ખબર આપવામાં આવે છે કે ઉત્તર ભાગમાં નીચે લખેલાં મધ્યસ્થળોએ શુક્રવાર તા. ૧૬ મી સપ્ટેંબર સને ૧૯૧૦ ને રોજ અને તે પછીના દિવસોએ દરેક મધ્યસ્થળે છ છ મિડલ-સ્કૂલ સ્કૉલરશિપો આપવા સારૂ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશે.

અમદાવાદ. સુરત.
નડીઆદ ( ખેડા જિલ્લો ). ગોધરા ( પંચમહાલ ).
ભરૂચ. થાણા.

૨. છમાંની બે સ્કૉલરશિપો માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો ઇંગ્રેજી કેળવણીમાં પછાત છે, જેવાકે-બેની-ઇઝરાયલ, કણબી અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે બે સ્કૉલરશિપો રાખવામાં આવશે, અને બે સ્કૉલરશિપો મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. થાણા જિલ્લામાં નીચેની પાંચ સ્કૉલરશિપો ખાલી છે એવી ખબર આપવામાં આવી છે. જે છેલ્લા ઉમેદવારને પૂરેપૂરી સ્કૉલરશિપ આપવામાં આવશે તેવા ઉમેદવારની પછી તરતજ જેનો નંબર આવશે તેવા ઉમેદવારને આ સ્કૉલરશિપ મળશે. એક વરસ અને ચાર મહિના ચાલે તેવી મુસલમાનો માટે ખાસ રાખેલી બે સ્કૉલરશિપો અને મુસલમાન સિવાયના પછાત વર્ગ માટે ખાસ રાખેલી એક સ્કૉલરશિપ, અને બે વરસ ને ચાર મહિના ચાલે તેવી મુસલમાનો માટે ખાસ રાખેલી બે સ્કૉલરશિપો. આ સ્કૉલરશિપો સને ૧૯૧૦ ના સપ્ટેંબર માસની પહેલી તારીખથી શરૂ થશે.

૪. દરેક મધ્યસ્થળે કમિટિ મારફત પરીક્ષા લેવામાં આવશે. સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર કમિટિના પ્રમુખ થશે.

૫. સ્પર્ધા કરવાની ( પરીક્ષા આપવાની ) પરવાનગી મળવા સારૂ ઠરાવેલા છાપેલા ફૉર્મ ઉપર અરજી કરવી. તે ફૉર્મની નકલો નીચે સહી કરનાર પાસેથી અથવા પરીક્ષકકમિટિના પ્રમુખ પાસેથી

મફત મળશે. ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની કમિટિના પ્રમુખ તરફ અરજી મોકલવી. તા. ૧૫ મી ઑગસ્ટ સુધી અરજીઓ તથા ફી કમિટિ લેશે; તે તારીખ પછી કોઈ અરજી લેવામાં આવશે નહિ.

૬. ઉમેદવારોની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કૉલરશિપની રકમ અને મુદત, કેટલી ફી આપવાની છે તે, વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત તા. ૧૭ મી જાન્યુઆરી સને ૧૯૦૭ ના મુંબઈ સરકારી ગૅઝીટના ભાગ ૧ લાને ૯૫-૯૬ પૃષ્ઠે પ્રસિદ્ધ થએલા "સુધારેલા નિયમો" માંથી મળી આવશે. નીચે સહી કરનારને અથવા પરીક્ષકકમિટિના પ્રમુખને અરજ કરવાથી આ ધારાની નકલો મફત મળશે. ઉત્તર ભાગની તમામ સરકારી અને મદદ લેનારી ગુજરાતી નિશાળોમાં જાહેર ખબરો ચોદવાનાં પાટીઆં ઉપર પણ તેની નકલો ચોઢવામાં આવી છે.

અમદાવાદ.<br>તા. ૨૦ મી જુન ૧૯૧૦.

(સહી) F. W. Marrs,<br>Acting Educational Inspector,<br>N. D.

---

## જાહેર ખબર.

### હાઇ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની કાઝી શાહબુદ્દીન સ્કૉલરશિપો.

આથી ખબર આપવામાં આવે છે કે કાઝી શાહબુદીન એન્ડાવૂમેન્ટ ફંડમાંથી અમદાવાદ અને ખેડા જિલ્લાની કોઈ પણ જાહેર સ્કૂલના મુસલમાન ઉમેદવારોને હાઇ અને સ્પેશ્યલ સ્કૂલોમાં પાંચ પાંચ રૂપિઆની બે સ્કૉલરશિપો આપવા સારૂ બુધવાર તા. ૧૪ મી સપ્ટેંબર સને ૧૯૧૦ ના રોજ તથા તે પછીના દિવસોએ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશે. અમદાવાદ જિલ્લાના ઉમેદવારોની અમદાવાદ હાઇસ્કૂલના મકાનમાં અને ખેડા જિલ્લાના ઉમેદવારોની નડીઆદ હાઇસ્કૂલના મકાનમાં પરીક્ષા લેવાશે. તા. ૨૬ મી મે સને ૧૯૦૪ ના મુંબઈ સરકારી ગૅઝીટ ભાગ ૧ લાને ૬૩૬-૬૪૦ પૃષ્ઠે પ્રસિદ્ધ થએલા નિયમોમાં જણાવેલી શરતો મુજબ આ પરીક્ષા લેવાશે.

૨. પરીક્ષામાં દાખલ થવાની અરજીઓ તથા ફી અમદાવાદ અને નડીઆદ મધ્યસ્થળોના પ્રમુખ આવતી તા. ૧૫ મી ઑગસ્ટ સુધીમાં લેશે.

અમદાવાદ
તા. ૨૦ મી જુન
૧૯૧૦

(સહી) F. W. Marrs,
Acting Educational Inspector.
N. D.

---

## જાહેર ખબર.

### અમદાવાદ કણબી ઇન્ક્રિટિસાઇડ ફંડમાંથી આપવાની સ્કૉલરશિપની પરીક્ષા.

આથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ કણબી ઇન્ફ્રિટિસાઇડ ફંડમાંથી અમદાવાદ જિલ્લાના કડવા અને લેવા કણબીની નાતના છોકરાઓને હાઇ અને સ્પેશ્યલ સ્કૂલોમાં પાંચ પાંચ રૂપિઆની ચાર સ્કૉલરશિપો આપવા સારૂ બુધવાર તા. ૧૪ મી સપ્ટેંબર ૧૯૧૦ ને રોજ અને તાર પછીના દિવસોએ અમદાવાદ હાઇસ્કૂલના મકાનમાં સ્પર્ધોત્પાદક-પરીક્ષા લેવામાં આવશે. તા. ૫ મી મે સને ૧૯૦૮ ના મુંબઈ સરકારી ગૅઝીટ ભાગ ૧ લાને ૫૧૨-૫૧૪ પૃષ્ઠે પ્રસિદ્ધ થએલા નિયમોના 'કલૉઝ ડી' માં આવેલા નિયમો અને શરતો મુજબ આ પરીક્ષા લેવાશે.

૨. અરજીઓ અને દાખલ ફી તા. ૧૫ મી ઑગસ્ટ સુધી અમદાવાદ મધ્યસ્થળના પ્રેસિડન્ટ લેશે.

અમદાવાદ.
તા. ૨૦ મી જુન ૧૯૧૦.

F. W. Marrs,
Acting Educational Inspector.
N. D.

---

## જાહેર ખબર.

ભરૂચ મ્યુનિસિપલ તાબાની પ્રાઇમરી નિશાળો માટે રૂ. ૧૨) ના માસિક પગારથી બે ફર્સ્ટ ઈઅર ટ્રેન્ડ શિક્ષકો જોઈએ છે. ઇચ્છા રાખનારે નીચે સહી કરનાર તરફ પોતાની અરજી મોકલી આપવી.

મ્યુનિસિપલ ઑફિસ.
તા. ૨૯ જુન સને ૧૯૧૦.

(સહી).
ચેરમેન. સ્કૂલબોર્ડકમિટિ.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ ના તા. ૨૫ મી જુનના હુકમ નં. ૩૩૧૫ ઉપરથી ).

સને ૧૯૧૦ તા. ૧૮ મી જુનના મે. પબ્લિક ઇન્સ્ટ્રકશનના ડિરેક્ટર સાહેબના હુકમ નં. ૩૦૩૩ અનુસાર બધી પ્રાથમિક શાળાના વ્યવસ્થાપકો ( મૅનેજર્સ ) ને ખબર આપવામાં આવે છે કે આ ઑફિસની તા. ૨૨ મી માર્ચની નં. ૧૨૬૦૦ વાળી જાહેર ખબર આથી રદ કરવામાં આવે છે.

(સહી) F. W. Marrs,
Acting Educational Inspector.
N. D.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ ના તા. ૨૫ મી જુનના હુકમ નં. ૩૨૯૮ ઉપરથી ).

મુકામ બંદિરે મુંબાઈ. તા. ૧૩ મી
ડિસેંબર સને ૧૯૦૯.

નં ૧૨૩૦૦—ગવર્મેન્ટ ઑવ્ ઇન્ડિયાની નીચેની જાહેર ખબર ફરીથી પ્રસિદ્ધ કરવામાં આવે છે. "ડિપાર્ટમેન્ટ ઑવ્ કૉમર્સ ઍન્ડ ઇન્ડસ્ટ્રી" કસ્ટમ્સ.

નં. ૭૧૪૮-૧૨૮, કલકત્તા, તા. ૧૩ મી ડિસેંબર સને ૧૯૦૯.

૧૮૭૮ ( ૧૮૭૮ ના ૮ મા ઍક્ટ ) ના સી કસ્ટમ્સ ઍક્ટની ૧૯ મી કલમથી મળેલી સત્તાની રૂએ, 'ધિ તલવાર, ( કે 'શમશેર' ) નામના પત્રની એક પણ નકલ બ્રિટિશ હિન્દુસ્તાનમાં જળ કે સ્થળ માર્ગે લાવવાની નેકનામદાર ગવર્નર જનરલ મનાઈ કરે છે.

( સહી ). W. Maxwell,
Offg. Secretary to the
Government of India."

---

## જાહેર ખબર.

સને ૧૯૦૮ ના વર્તમાનપત્રને લગતા કાયદા (ગુન્હાઓની ઉશ્કેરણી) ની ૭ મી કલમની રૂએ સરકારી હુકમ.

નં. ૧૪૮૨.

"ધિ હિન્દુ પંચ" નામના વર્તમાનપત્રના સંબંધમાં છાપખાના અને પુસ્તકોને રજીસ્ટર કરવા સંબંધી સને ૧૮૬૭ ના કાયદાની પાંચમી કલમ પ્રમાણે સને ૧૯૦૩ ના સપ્ટેંબર માસની બીજી તારીખે થાણા, સદર સ્ટેશનના ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ રૂબરૂ ક્રીષ્ણાજી કાશીનાથ ફડકેએ સદહું વર્તમાનપત્રના છાપનાર અને પ્રસિદ્ધ કરનાર તરીકે સોગનનામું કર્યું તેથી;

(૧૮૬૭ નો ૨૫ મો ઍક્ટ)

અને સને ૧૯૦૯ ઑક્ટોબર માસની તા. ૬ ઠ્ઠીએ થાણાના ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટે સને ૧૯૦૮ ના વર્તમાનપત્રના (ગુન્હાઓની ઉશ્કેરણી) કાયદાની ત્રીજી કલમની પહેલી પેટા કલમની રૂએ એવો શરતી હુકમ પસાર કર્યો કે "ધિ હિન્દુ પંચ" નામનું ઉક્ત વર્તમાનપત્ર છાપવા કે પ્રસિદ્ધ કરવા માટે વપરાતા છાપખાનાને અને તે 'હિન્દુ પંચ' ની નકલોને જ્યાં જ્યાં મળી આવે ત્યાં ત્યાંથી નામદાર શહેનશાહ તરફથી જપ્ત કરવાં તેથી;

(૧૯૦૮ નો ૭ મો ઍક્ટ)

અને સને ૧૯૦૯ ના ઑક્ટોબર માસની તા. ૧૮ મીએ થાણાના ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટે ઉપરના શરતી હુકમને આખરનો કે પાકો કર્યો અને ઉક્ત પાકા હુકમની સામે હાઇકોર્ટમાં કરેલી અપીલ સને ૧૯૦૯ તા. ૨૨ મી ડિસેંબરને દિવસે કાઢી નાખવામાં આવી તેથી;

હવે સને ૧૯૦૮ ના વર્તમાનપત્રોને લગતા કાયદા (ગુન્હાઓની ઉશ્કેરણી) ની ૭ મી કલમની રૂએ મળેલી સત્તાને આધારે ધિ ગવર્નર ઇન્ કાઉન્સિલ, સને ૧૯૦૩ ના સપ્ટેંબર માસની બીજી તારીખે છાપખાના અને પુસ્તકો રજીસ્ટર કરવા સંબંધી ૧૮૬૭ ના કાયદાની પાંચમી કલમ મુજબ થાણા, સદર સ્ટેશનના ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ રૂબરૂ ક્રીષ્ણાજી કાશીનાથ ફડકેએ ઉક્ત સોગનનામું કર્યું હતું તે રદબાતલ કરે છે અને ઉક્ત "હિન્દુ પંચ"

(૧૮૬૭ નો. ૨૫ મો ઍક્ટ)

કે ઉક્ત વર્તમાનપત્રના જેવી મતલબવાળા કોઈ પણ વર્તમાનપત્ર માટે છેલ્લા જણાવેલા કાયદા મુજબ કોઈ પણ માણસને કરાર કરવા કે સહી કરવા મનાઇ હુકમ કરે છે.

Sd/. H. A. Stuart,
Secretary to the
Government of India.

---

## જાહેર ખબર.

જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ.

જંજિરે મુંબઈ, તા. ૧૭ મી માર્ચ સને ૧૯૧૦.

નં. ૧૫૩૮–૧૯૧૦ (૧૯૧૦ નો પહેલો ઍક્ટ) ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની બારમી કલમથી મળેલી સત્તાની રૂએ નેકનામદાર ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલ જાહેર કરે છે કે ડર્બાનના ઇન્ટર નૅશનલ પ્રેસમાં છપાએલી કહેવાતી નીચે બતાવેલી ચોપડીઓ નામદાર શહેનશાહ તરફથી જપ્ત કરવામાં આવી છે, કારણ કે તે ચોપડીઓમાં એવા શબ્દો છે કે જેથી બ્રિટિશ હિન્દુસ્તાનમાં કાયદેસર સ્થપાએલી સરકાર તરફ ધિક્કાર અને તિરસ્કાર ઉત્પન્ન થવાનો અને તે સરકાર તરફ અસંતોષની લાગણી ઉશ્કેરાવાનો સંભવ રહે છે.

૧ " હિંદ સ્વરાજ્ય ";
૨ " યુનિવર્સલ ડૉન ";
૩ " મુસ્તફા કામીલ પાશાનું ભાષણ ";
૪ " ધિ ડેફેન્સ ઑવ્ સોક્રેટિસ: સ્ટોરિ ઑવ્ એ ટ્રુ વૉરિઅર ".

---

## જાહેર ખબર.

જંજિરે મુંબઈ, તા. ૬ ઠ્ઠી એપ્રિલ સને ૧૯૧૦.

નં. ૨૦૦૨–સને ૧૯૧૦ ( ૧૯૧૦ નો પહેલો ઍક્ટ ) ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની બારમી કલમથી મળેલી સત્તાની રૂએ નામદાર ગવર્નર ઇન્-કાઉન્સિલ જાહેર કરે છે કે નીચે બતાવેલાં પ્રસિદ્ધ થએલાં લખાણો નામદાર શહેનશાહ તરફથી જપ્ત કરવામાં આવ્યાં છે, કારણ કે આ બ-

ઘામાં એવા શબ્દો છે કે જેથી બ્રિટિશ હિન્દુસ્તાનમાં કાયદેસર સ્થપાએલી સરકાર તરફ ધિક્કાર અને તિરસ્કાર ઉત્પન્ન થવાનો અને તે સરકાર તરફ અસંતોષની લાગણી ઉશ્કેરાવાનો સંભવ રહે છે.

( ૧ ) ધિ ગૅલિક અમેરિકન ( વર્તમાનપત્ર );

( ૨ ) ધિ ઇન્ડિયન સોશિયૉલૉજીસ્ટ ( વર્તમાનપત્ર );

( ૩ ) ધિ ઇન્ડિયન વૉર ઑવ્ ઇન્ડિપેન્ડન્સ, ૧૮૫૭, વી. ડી. સાવરકરનું બનાવેલું પુસ્તક;

( ૪ ) જસ્ટીસ ( વર્તમાનપત્ર );

( ૫ ) વંદેમાતરમ્ ( જીનીવામાં પ્રસિદ્ધ થતું વર્તમાનપત્ર );

( ૬ ) ધિ તલવાર કે શમશેર ( વર્તમાનપત્ર );

( ૭ ) ધિ "સત્સંગ" ( ગોવામાં પ્રસિદ્ધ થતું ચોપાનીઉં );

( ૮ ) "સ્વરાજ" નામનું મૅગેઝીન.

( ૯ ) ધિ સરક્યુલર ઑવ્ ફ્રીડમ ( વર્તમાનપત્ર );

( ૧૦ ) ધિ ફ્રી હિંદુસ્તાન ( વર્તમાનપત્ર );

( ૧૧ ) ધિ ખાલસા ( ચોપાનીઆંની શ્રેણી );

( ૧૨ ) "યુગાન્તર" નામનું બંગાળી ભાષામાં અને અક્ષરમાં શીલામાં નીકળતું એક પાનાનું ચોપાનીઉં.

( ૧૩ ) "ધિ ફ્રી હિન્દુસ્તાન" પબ્લિકેશન કમિટિ તરફથી પ્રસિદ્ધ થએલાં કે બહાર પડેલાં કહેવાતાં બધાં લખાણો.

( ૧૪ ) "ગુડ ઓ ઇન્ડિયન પ્રિન્સિઝ" ( ચોપાનીઉં );

( ૧૫ ) વિનાયક દામોદર સાવરકરનું બનાવેલું જોસફ મેઝીનીનું આત્મજીવનવૃત્તાન્ત;

( ૧૬ ) રામદાશીયુઆ ( લક્ષ્મણ રામચંદ્ર પંગરકરનું બનાવેલું ચોપાનીઉં ).

( ૧૭ ) ગણેશ દામોદર સાવરકરે બનાવેલાં મેલા સૉગ્ઝ–મેળાનાં ગીતો ( "ધિ સ્મૉલ ન્યુ ઇન્ડિયન સીરીઝ નં. ૮ અને ૯: નામનું ચોપાનીઉં ૧૯૦૬–૦૭ માં બનાવેલી ગોવિંદની કવિતાઓ );

( ૧૮ ) "વંદેમાતરમ્" ના મથાળાથી પ્રગટ થતું ચોપાનીઉં;

( ૧૯ ) તિલક અને પ્રાંજપેનાં ભાષણો ( ધનાપા સિદ્રાંપા વગેરેએ છપાવેલું ચોપાનીઉં );

( ૨૦ ) સ્વદેશી હલચલ યા મુહબન વતન શ્રીજત તીલક જા રાય ( સીંધી-એરેબિક પુસ્તક );

( ૨૧ ) વિજય તોરણ ( નાટક );

( ૨૨ ) કીચક વધ ( નાટક );

( ૨૩ ) શ્રી કૃષ્ણ શિષ્ટાઈ ( નાટક ).

( ૨૪ ) "ઓ માર્ટયર્સ" એવા મથાળાવાળું ચોપાનીઉં;

( ૨૫ ) "ગ્રેલેન્જ સ્ટેટમેન્ટ" એવા મથાળાવાળું ચોપાનીઉં;

( ૨૬ ) "ધિ સ્ટેટ ઑવ્ અવર કન્ટ્રિ" એ નામનો નિબંધ જેમાં હોય તેવા ચીપલુનકરના નિબંધમાળાનું કોઈ પણ પુસ્તક;

( ૨૭ ) "સ્ટોરિ ઑવ્ માઇ ડિપૉર્ટેશન" ( લક્ષ્મણ બળવન્ત ગોપટકરે લખેલું ચોપાનીઉં );

૨૮ ) નાસિકના શેપકર દીવીસીંગ મોહનસીંગે છપાવેલી નૅસનૅલિસ્ટસની છબીઓ.

( ૨૯ ) "હ્યુમૅનિટિ લવ ફંડ" નામનું લિંકન લિબર્ટિ લવિંગ લૅાયલ લીજીઅન કે ફાઈવ એલ્સ ૪૪૮ ઇન્કાસ્ટ્રીટ ડેનવર, કૉલૉ; યુનાઇટેડ સ્ટેટસ અમેરિકા, ના નામથી નીકળતું ચોપાનીઉં.

( ૩૦ ) "પિક્ટોરીઅલ ઇન્ડિયા ઑવ્ ટુ–ડે" હરી રઘુનાથ ભાગવત તરફથી પ્રસિદ્ધ થએલું ચોપાનીઉં.

( ૩૧ ) તિલકનાં ભાષણો. હરી રઘુનાથ ભાગવતે છપાવેલું ચોપાનીઉં.

આલી જનાબ-ગવર્નર ઇન્ કાઉન્સિલના હુકમથી.

J. H. Du Boulay.
Secretary to Government,

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ તા. ૬ ઠ્ઠી જુલાઈના હુકમ નં. ૪૦૭૨ ઉપરથી ).

આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે ખેડા જિલ્લાના માતર તાલુકાના ભાલડ લોકલ બોર્ડ સ્કૂલના હેડમાસ્તર નારણલાલ જગજીવનને નીચેનાં કારણો સર બરતરફ કરવામાં આવેલ છેઃ—

( ૧ ) રજા સિવાય ગેરહાજર રહેવા માટે,

( ૨ ) સ્કૂલના પત્રકમાં ખોટી હાજરી પુરવા માટે,

( ૩ ) છુટી કર્યા પહેલાં નિશાળ છોડવા માટે

અને

( ૪ ) અસંતોષકારક કામ માટે.

ખાતાના તાબાની કે દેખરેખ નીચેની કોઈ પણ નિશાળમાં નોકરીને માટે તે નાલાયક છે.

અમદાવાદ<br>
તા. ૬ ઠ્ઠી જુલાઈ, ૧૯૧૦.

F. W. Marrs,<br>
Ag. Educational Inspector.<br>
N. D.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ ની તા. ૮ મી જુલાઈના હુકમ નં. ૪૧૮૮ ઉપરથી ).

મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે, એમના તા. ૫ મી જુલાઈના હુકમ નં. ૩૬૫૪ થી "પદાર્થવિજ્ઞાનનાં મૂળતત્ત્વો—ભૌતિકવિદ્યા" ( કિ. ૦—૩—૦ ) ઇનામ માટે અને "હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય" ( કિ. ૦—૬—૦ ) ગુજરાતી પ્રાથમિક શાળામાં ઇનામ તથા લાઇબ્રેરી તરીકે મંજુર કરેલ છે.

૨. આ પુસ્તકો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઈટિ પાસેથી મળશે.

( સહી ) F. W. Marrs,<br>
Acting Educational Inspector,<br>
N. D.

# ' પ્રેમશૌર્ય '

**મહેરબાન શાળાપત્રના તન્ત્રી સાહેબ,**

આપના પત્રના 'મે'ના અંકમાં રા. નરસિંહરાવે ' વિદ્યાર્થીઓના હિતાર્થે ' પ્રેમશૌર્ય ' એ શબ્દ પર ચર્ચા ચલાવી છે, અને તેને યોગ્ય પ્રત્યુત્તર પણ અપાયો છે.

'Chivalry' એ અંગ્રેજી શબ્દને માટે અન્ય શબ્દ ન જડવાથી ' પ્રેમશૌર્ય ' એમ કોઈ અવર્ણ્ય મિશ્ર ભાવ દર્શાવવાનેજ એ શબ્દ કવિ નર્મદે યોજ્યો હતો એમ રા. નરસિંહરાવ માને છે તે સમ્યક્ નથીજ. રા. વૈષ્ણવ તરફથી પોતાના અર્થની પુષ્ટિમાં નર્મ કવિતામાંથી જે ઉદાહરણો અપાયાં છે તે પૂરતાં છે; છતાંય તે અર્થને અતિ પુષ્ટિ આપે એવું એક ઉદાહરણ નર્મગદ્યમાંથી ટાંકવાની હું રજા લઉં છું.

" × × × અર્થાત્ દેશાભિમાન થકી ઉત્પન્ન **થયેલાં પ્રેમ (ઐક્ય) અને શૌર્ય** એ બેનો દહાડે દહાડે દેશીઓમાં વધારો થવો જોઈએ. "

**( ગુજરાતીઓની સ્થિતિ. પૃ. ૬૯–૭૦ )**

આ ઉદાહરણ વાંચ્યા પછીએ ' પ્રેમશૌર્ય 'માં ' chivalry 'ની ભાવનાને ઘુસાડવાનો આરોપ કવિ નર્મદ પર કરવાની હઠીલાઈ કોઈ સુજ્ઞ કરશે ?

તા. ૨૧-૬-૧૯૧૦. માણેકલાલ કાલિદાસ ભટ.

## " પ્રેમશૌર્ય–આદિ શબ્દોનું અર્થદર્શન "

**( ચર્ચાપત્ર. )**

રા. રા. નરસિંહરાવનું જે ચર્ચાપત્ર ' ગુજરાત શાળાપત્ર' ના મે માસના અંકમાં છપાયું છે, તેમાં તેઓએ ' પ્રેમશૌર્ય, જોગજોગે અને સીપ ' એ ત્રણ શબ્દો સંબંધમાં પોતાનું જે ' અર્થદર્શન ' પ્રકાશ્યું છે, તે અશુદ્ધ અને દોષકલુષિતજ છે.

(૧) પ્રેમશૌર્ય—એ શબ્દો કવિ નર્મદાશંકરે પ્રયુક્ત હોવાથી તેઓની કૃતિઓમાં સ્થલાંતરે લખાયલાં કેટલાંએક સમાનાર્થ વાક્યોને અવતારી તેઓ દ્વારા રા. ગંગાશંકર મણિશંકર વૈષ્ણવે, કવિના હૃદ્ગત અર્થને સ્ફુટ કરી, રા. નરસિંહરાવના 'અર્થદર્શન 'ને ' કથળી ' ગયેલું સુસિદ્ધ કર્યું છે.

એટલું જ નહિ પણ કવિ નર્મદે સ્વરચિત કોશમાં સ્વકલ્પિત શબ્દ

કે અર્થાને સ્થાન આપ્યું છે, તેમાં પણ ' પ્રેમશૌર્ય ' એ શબ્દ ઉપલબ્ધ નથી એ વિશેષમાં રા. નરસિંહરાવની ' કલ્પનાથી ઉત્પન્ન અર્થદર્શન 'ના મિથ્યાપણાને સિદ્ધ કરે છે.

વળી રા. નરસિંહરાવે chivalry નો અર્થ સમજાવતાં લખ્યું છે કે ' એ ભાવનામાં લલનાજાતિ ઉપર નિર્મમ, અશારીર, પ્રેમ અને તે અંગે ઉત્પન્ન થતાં પરાક્રમોને ઉચિત શૌર્યનું વિલક્ષણ મિશ્રણ સમાયલું છે '—તે અપ્રામાણિક અને ભ્રમજનિત જણાય છે. વર્તમાનમાં પ્રમાણભૂત ગણાતા ઇંગ્લિશ કોશ ( The Century Dictionary ) માં એ શબ્દમાં વદન થતી ભાવના નીચે પ્રમાણે વિવૃત કરાઈ છેઃ—" The ideal qualifications of a knight, collectively, as courtesy, generosity, valor, and dexterity in arms ". અર્થાત્ ' નાઇટ ' સંજ્ઞક વીરવિશેષના, સમષ્ટિતાએ, પ્રાપ્ય ગુણો, જેવા કે નમ્રતા, ઉદારતા, શૌર્ય અને શસ્ત્રલાઘવ. એમ chivalry એ શબ્દના અર્થમાં રા. નરસિંહરાવ માને છે તેમ 'લલનાજાતિ ઉપર પ્રેમ'થી ઉત્પન્ન થતાં પરાક્રમાદિની ભાવના નથી, પરંતુ નિર્મમત્વથી–સ્વધર્મ બુદ્ધિથી ' અબલ વ્યક્તિના રક્ષણાર્થ ' સદા ઉદ્યુક્ત અને પ્રાપ્તપ્રસંગે વ્યાપારવતી એવી શૂરવીરતાની ભાવના છે. તેમાં સ્ત્રીજાતિ એ પોતાના સુસિદ્ધ અને સુપ્રસિદ્ધ અબલાત્વથી એક ભાગ છે, અને તે ભાગને બદલે તેને સર્વસ્વ સમજવું એ ભ્રમ છે. રોગી, દુઃખી, અસહાય, નિર્ધન, પીડિત, એવી પુરુષ તેમજ સ્ત્રી વ્યક્તિઓનો પણ એ અબલોમાં સમાવેશ છે. અર્થાત્ ' પ્રેમશૌર્ય ' સંબંધમાં રા. નરસિંહરાવની ટીકા ઇંગ્લિશ chivalry શબ્દના અર્થની ભાવનાના ભ્રમથી પ્રવર્તેલી જણાય છે.

(૨) ભોગજોગે—રા. નરસિંહરાવ એ ભોગ્યયોગ ઉપરથી થયાનું સૂચવે છે અને ' ભોગ્ય 'નો અર્થ ' કૃત્યોનાં ફલ ' આદિ જણાવે છે. એ ' અર્થદર્શન ' પણ અયથાર્થ ( ખોટું ) છે. ' ભોગ્ય ' ( નામ ) એ કેવલ ઇષ્ટ એવા ભોક્તવ્યના સંકુચિત અર્થમાં વપરાય છે. તેનો અર્થ 'ભોગવવા યોગ્ય' જેવાં કે ધન ધાન્ય, સ્ત્રી આદિ થાય છે.

વસ્તુતઃ ' ભોગજોગે ' એ ભોગયોગેન ઉપરથી થયું છે. ' ભોગ ' એ ઇષ્ટ તેમજ અનિષ્ટ ઉભય જાતીય ભોક્તવ્યના સંબંધમાં વપરાય છે. ' ભોગ 'ના (૧) સુખ, (૨) દુઃખ, (૩) સુખદુઃખાદિનો અનુભવ ( કૃત્યોનાં

ફલ) ( જે અર્થો ' ભોગ્ય 'ના થતા નથી ). એ આદિ ભિન્નાર્થ પ્રસિદ્ધ છે. તે ગુજરાતીમાં પણ સુખ કે દુઃખ ગમે તે સંબંધમાં પ્રસંગપરત્વે પ્રયોજાય છે. ' ભોગ ત્હારા ' એ કેવલ ખોટાના અર્થમાં વપરાય છે. ' ભોગજોગે હું ત્યાં જઈ પહોંચ્યો ' અહીં ભોગ એ સારાના અર્થમાં છે.

(૩) સીપ-છીપ.—એ શબ્દ સંબંધમાં શંકાકારે ' પરંતુ સિપ્પિઆ એ રૂપ શુક્તિ ( ક્તા ) ઉપરથી થવાને આધાર વિશેષ છે. ' એટલું જ માત્ર લખી, તે આધાર ન બતાવવાથી ' વિદ્યાર્થીઓના હિતાર્થે ' કૃપામાં કંઇક સંકોચ રાખ્યો જણાય છે.

શુક્તિ ઉપરથી નિયમાનુસાર તો ' સુત્તી ' થાય ને સિપ્પિઆ નહિ. પરંતુ હેમચંદ્ર ( ૮-૨-૧૩૮ ) અનુસાર વિકલ્પે ' સિપ્પી ' આદેશવિધિથી થાય છે. તેથી સીપ એ રૂપ સંસ્કૃત શુક્તિ ઉપરથી નહિ, પરંતુ કેવલ પ્રાકૃતરૂપ ' સિપ્પી ' ઉપરથી થયું છે એમ કહેવું એજ યથાર્થ ઉક્તિ છે.

તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી.

## સ્વીકાર.

### મહીપતરામ રૂપરામ અનાથાશ્રમનો સને ૧૯૦૯ ની સાલનો રિપોર્ટ.

અમદાવાદમાં આવેલા મહીપતરામ રૂપરામ અનાથાશ્રમનો સને ૧૯૦૯ ની સાલનો રિપોર્ટ અમને મળ્યો છે, તેની પહોંચ ઉપકાર સાથે સ્વીકારીએ છીએ. આ રિપોર્ટમાં આશ્રમનો હેતુ, આશ્રમની કમિટિ, ઇમારત, આશ્રય લેનારાં બાળકની તપસીલ, કેળવણી-ધંધાની અને નીતિ સંબંધી-૧૯૦૯ની સાલમાં આવેલી બક્ષીસોની નોંધ, તેમજ તેજ સાલની ઉપજખર્ચનું તારણ તથા સરવૈયું અને છેવટે અનાથાશ્રમની કમિટિની મીટિંગ તા. ૨૪ એપ્રિલ સને ૧૯૧૦ ના રોજ પ્રાર્થનાસમાજના લાઇબ્રેરી હૉલમાં મળી તેનો હેવાલ, વગેરે સવિસ્તર આપ્યાં છે.

### પુના ચિત્રશાળાનાં ચિત્રો.

પુના ચિત્રશાળા તરફથી અમને સુંદર અને મોહક રંગવાળાં સંધ્યા દેવીઓનાં ચાર ચિત્રો મળ્યાં છે. તે અમે આભાર સાથે સ્વીકારીએ છીએ. આ ચિત્રો સારાં ને ઉપયોગી છે.

તન્ત્રી.

# નિશાળોનાં ઇનામપત્રક.

## ભરૂચ વિભાગ.

કારેલી—કન્યાશાળાગામ લોકો રૂ. ૨૭-૪-૦ સ્કુલ જમાડી. મઘજી ખડકીના ભાગીદારો રૂ. ૨૦-૦-૦ સ્કુલ જમાડી વેડજ—ઠક્કર ધરમશી નામ અમનપુર—પા. મથુરભાઇ છીભાઇ રૂ. ૧૦-૮-૦ સ્કુલ જમાડી મનસુખરામ હરજીવનદાસ રૂ. ૧) પતાસાં.

## રેવાકાંઠા-પંચમહાલ વિભાગ.

કડાણા—દરબારથી છત્રસાલજી રૂ. ૧૯-૧૨-૯ ઇનામ. દેવગઢ બારીયા—મહારાજાશ્રી રણજીતસીંહજી રૂ.૧૩૦) તમામ સ્કુલોમાં ઇનામ. રૂસ્તમપુરા—મે. બમનજી મારદેશરજી દલાલ સાહેબ રૂ. ૨૪-૧૫-૦ લુગડાં, સ્લેટો શાકર. અડાદરા—શેઠ પુંજાલાલ ગોપાળજી રૂ. ૯-૧૩-૦ ઇનામ. દાહોદ—મ્યુ. સ્કુ. નં. ૨.

## સુરત વિભાગ.

મોતા—કન્યાશાળા. પટેલ ઇશ્વરલાલ નવનીતરાય રૂ. ૧૨-૮-૦ છીંટ કાપડ વગેરે. સુરત. મ્યુ. સ્કુલ નં. ૧૯—શેઠ આત્મારામ રામચંદ્ર બંદરીયા રૂ. ૧૨) મીઠાઈ. શેઠ મગનલાલ પ્રાણજીવનદાસ નાણાવટી રૂ. ૩) ચોપડી, મી. ઝીણાભાઈ હરીભાઈ દેસાઈ રૂ. ૩) ચોપડી, મી. બેહ્નનજી માણેકજી જંબુસરીયા રૂ. ૪-૧૪-૦ ચોપડી. મોતા—ગામ લોકો રૂ. ૩૫) મીઠાઈ. પટેલ ઇશ્વરલાલ નવનીતરાય રૂ. ૩) ચોપડીઓ. કાળા ગોપાળ રૂ. ૨૦-૪-૦ ઘડીયાળ. રામાનંદ ભવાનીશંકર રૂ. ૧૬૦) સ્કુલ જમાડી. ખજોદ—ગામ લોકો રૂ. ૧૮-૧૨-૦ પતાસાં તથા ઘડીયાળ. અમરોલી—ગામ લોકો રૂ. ૧૯) ઘડીયાળ, મીઠાઈ તથા ચોપડી. બારડોલી—મી. ન્યાલચંદ માણેકચંદ રૂ. ૫) સ્લેટો ચોપડીઓ વગેરે. સુરત. મ્યુ. સ્કુલ નં. ૨—સુનાબાઈ દાદાભાઈ રૂ. ૩), ગણપતરામ કન્યાશાળા—ગણપતરામ અનુપરામ ત્રવાડી રૂ. ૪) કેળાં વહેંચ્યાં. ઊધના—શેઠ દાદાભાઈ જમસેદજી રૂ. ૫) મીઠાઈ. વાસણ—શેઠ દોરાબજી ફરામજી રૂ. ૩) મીઠાઈ. ડુમસ—શેઠ કાવસજી દાદાભાઈ હુબાસ રૂ. ૨૫) પરબ માટે.

ખેડા વિભાગ.

ખંડાણા—શા. ચતુરભાઈ વેલજીભાઈ રૂ. ૧૮ ), પા. અમથાભા જોરાભાઈ રૂ. ૨૦ ), પા. વાઘજીભાઈ ધરમદાસ રૂ. ૧૬ ) સ્કુલ જ· માડી. નિસરાયા—પા. ખોડાભાઈ મૂળજી રૂ. ૧૫ ) સ્કુલ જમાડી. અહમદપુરા—પટેલ.ભલવભાઈ રૂ. ૧૨ ) સ્કુલ જમાડી. પટેલ, હરમાન ગિરધરભાઈ રૂ. ૧૨ ) સ્કુલ જમાડી. વહેરા—સૈયદ. ફેજુ ગુલાબદીન રૂ. ૪-૮-૦ ચોપડીયો તથા પતાસાં. અલારસા—બાઈ હરખા પટેલ નરેરભાઈ બાપુભાઈની વિધવા રૂ. ૨૩-૪-૦ સ્કુલ જમાડી. મોગર—કન્યાશાળા મહારાણીશ્રી અમરસીંહજી ઇંદ્રસીંહજી વગેરે રૂ. ૩ ) મીઠાઈ, છીંટ, વગેરે. વણસોલી—પા. વેણીભાઈ ધનજીભાઈ વગેરે રૂ. ૫ ) કાપડ. ભેટાશી—સ્કુલકમિટિના મેમ્બરો રૂ. ૨૫ ) સ્કુલ જમાડી. બોદાલ—પટેલ ઝુવેરભાઈ ગરબડભાઈ રૂ. ૨૦ ). પટેલ ઝવેરભાઈ દેશાઈભાઈએ રૂ. ૨૦ ) સ્કુલ જમાડી, પાળજ—પગી. સુરણ જેઠાભાઈ રૂ. ૩૨-૪-૦ સ્કુલ જમાડી. ચકલાસી—પઠાણ અહમદખાં વહિલોલખાં રૂ. ૭ ) પતાસાં. કેનીજ—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૩ ) પતાસાં. પા. ભુલાભાઈ પરભુદાસ રૂ. ૧૦ ) સ્કુલ જમાડી. કરમસદ—પટેલ રેવાભાઈ કાશીભાઈ રૂ. ૩ ) પટેલ દલીભાઈ વહેરીભાઈની રૂ. ૩-૮-૦ મીઠાઈ. આમોદ—તલાટી રામચંદ્ર વાસુદેવ રૂ. ૧૫ ) ચોપડીયો, સ્લેટો વગેરે. દાપોલ—પા. વહાલાભાઈ ગોપાળભાઈ રૂ. ૨૩-૧૨-૦ સ્કુલ જમાડી. ચકલાસી—પઠાણ અહમદખાંન બલોલખાંન રૂ. ૭ ) પતાસાં, ચોપડીયો. કંથારીઆ—પા. ઉકાભાઈ કાળીદાસ રૂ. ૧૫ ) સ્કુલ જમાડી.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૯ મું. સપ્ટેમ્બર. ૧૯૧૦. અંક ૯ મો.

## શ્રીમચ્છંકરસિદ્ધાન્ત વિષે સુરત-શંકરજયન્તીમાં વાંચેલો લેખ.

( ચાલુ પૃ. ૨૮૮ ).

**સાંપ્રત સમયમાં અધિકાર**—હાલના આડંબરવાળા સમયમાં અધિકાર વિષે કંઈ પણ વિચાર કરવામાં આવે છે? મારા નમ્ર મત પ્રમાણે આ પ્રશ્નનો ઉત્તર નકારમાંજ છે. કેટલી સ્ત્રીઓ પોતાના સ્વામીએ કે અન્ય પુરુષોએ લખી આપેલા નિબંધો પોતાના લખેલા હોય એમ જનમંડળીને ઠગવા પ્રયાસ કરે છે! કાવ્યત્વશક્તિ પ્રતિભાનો જેમનામાં અંશ પણ નથી કે જેમણે મહાકવિઓના ગ્રન્થોનું પરિશીલન પણ કર્યું નથી એવા કેટલા બધા નિરક્ષરો કવિ તરીકે ગણાવવા પ્રયત્ન કરે છે! અસ્થાસક સ્થિતિમાં હોઈ દુનીઆનો બહુ થોડોજ અનુભવ હોય છે એવા કેટલા બધા શિષ્યો રાજ્યનીતિનું કે અર્થશાસ્ત્ર કે દંડનીતિનું સહજ પણ જ્ઞાન હોતું નથી તોપણ રાજ્યમન્ત્રીઓનાં કાર્ય પર આક્ષેપ મૂકવા તૈયાર થઈ જાય છે, ઉદ્ધત ને અવિચારી પુરુષોના દોરવાયલા દોરવાય છે, ને રાજા ને પ્રજા વચ્ચે ક્ષોભ ઉત્પન્ન કરી દેશમાં અશાન્તિનાં બીજ વાવે છે! સોક્રેટીસે પોતાની પ્રશ્નપદ્ધતિથી કોઈ પણ વિષય બરાબર સમજ્યા વિના તેમાં માથું મારનાર પોતાના જમાનાના એવા પુરુષોનું પોગળ કેવી અસરકારક રીતે ખુલ્લું પાડ્યું હતું તે પ્રાચીન ગ્રીસના ઇતિહાસવેત્તાને સુવિદિત છે. સાક્ષરમાં ખપવા માટે, સંસ્કૃતના જ્ઞાન વિના પણ સંસ્કૃત પદ્યો કેટલા બધા ગ્રન્થકારો પોતાના ગ્રન્થમાં થોકબંધ ઉતારે છે! ધર્મ જેવા ગહન વિષયનું મનન કરવાની જેમનામાં શક્તિ નથી, કે ધર્મના ગ્રન્થોનું રહસ્ય જેઓ સમજ્યા નથી, એવા કેટલા બધા પુરુષો એકબીજા પર આક્ષેપ મૂકે છે! જેનામાં સાધારણ સંસ્કૃત ભાષા સમજવા જેટલું જ્ઞાન નથી

એવા પણ પુરુષ શાસ્ત્રીય ગ્રન્થોનું ભાષાન્તર અન્ય પાસે રચાવી, પોતાને નામે પ્રસિદ્ધ કરે છે એ તો ધૃષ્ટતાની પરિસીમાજ છે. દરેક વિષયમાં મતભેદ હોય છે, તેમજ ધર્મ જેવા ગંભીર ને ગહન વિષયમાં પણ હોયજ. પરપક્ષનું ખંડન ને સ્વપક્ષનું મંડન પરાપૂર્વથી ચાલ્યું આવ્યું છે, તે પ્રમાણે સાંપ્રત સમયમાં પણ કરવામાં બાધ નથી. તત્ત્વના સંશોધનને અર્થે તે સર્વથા ઇષ્ટજ છે. પણ તેને માટે શિષ્ટોએ સ્વીકારેલી પદ્ધતિજ અનુસરવી જોઈએ. વાક્પ્રલાપ કે ગાલિપ્રદાન કંઈ યુક્તિ નથી. વ્યાકરણ, ન્યાય, ને પૂર્વમીમાંસાના ઊંચા જ્ઞાન વગર શાસ્ત્રીય રીતે ખંડનમંડન કરી શકાશે નહિ; માટે પ્રથમ આવું ઊંચું જ્ઞાન મેળવી અધિકાર પ્રાપ્ત કરવો ને પછી એ કામ જેની મરજી હોય તેણે નિઃશંક આદરવું.

**પ્રાચીન ટીકાકારો ને ટીકાકારોનો અધિકાર**—આચાર્યોએ પ્રવર્તાવેલા માર્ગમાં કાલક્રમે તેમના અજ્ઞ ને સ્વાર્થી અનુયાયીઓના આચારથી ઘણો ફેરફાર થઈ ગયો હોય છે. આ સ્થિતિ બહુધા જોવામાં આવે છે, માટે તે તે આચાર્યો પર ટીકા કરતા પહેલાં તેમના મૂળ ગ્રન્થોનો અભ્યાસ કરવો આવશ્યક છે. પ્રાચીન સમયના ટીકાકારો ને હાલના ટીકાકારોમાં કેટલો બધો તફાવત છે! માત્ર મહાકાવ્યોના ટીકાકારો પણ પ્રાચીન સમયમાં કેટલું જ્ઞાન મેળવવું આવશ્યક ગણતા! કોલાચલ મલ્લિનાથ જે પંચ મહાકાવ્યોનો પ્રસિદ્ધ ટીકાકાર છે તે દરેક કાવ્યની ટીકાના આરંભમાં પોતાના જ્ઞાન વિષે નીચેનો શ્લોક કહે છેઃ—

> वाणीं काणभुजीमजीगणदवासासीच्च वैयासिकी-
> मन्तस्तन्त्रमरंस्त पन्नगगवीगुम्फेषु चाजागरीत् ।
> वाचामाचकलद्रहस्यमखिलं यश्चाक्षपादस्फुरां
> लोकेऽभूद् यदुपज्ञमेव विदुषां सौजन्यजन्यं यशः ॥

જેણે કણાદની વાણીની ગણના કરી છે, વ્યાસની વાણીનો જે પારંગત થયો છે, તન્ત્રવિદ્યામાં જે રમ્યો છે, પતંજલિની ( શેષનાગનો અવતાર—ફોર્મવાન્ । सर्पोऽहम् । कुत्र गतो रेफः । त्वया भक्षितः । ગોનર્દ દેશમાં-ગ્રિધમાં તપ કરતા ઋષિના અંજલિમાં સર્પ પડવાથી ઋષિને સર્પ વચ્ચેનો આ હાસ્યકારક સંવાદ છે. ઋષિએ ફોર્મવાન્‌માં રકાર નકામો

વાપરી અશુદ્ધ રૂપ વાપર્યું ત્યારે સર્પે તે રકાર ખાઈ જઈ सर्पोऽहम् કહેવાને બદલે सप्पोऽहम् કહ્યું, ને રેફ ક્યાં ગયો તેનું સમાધાન કર્યું કે તમે ખાઈ ગયા-આવી એક આખ્યાયિકા ચાલે છે ) વાણીના ગુંફ-રચનામાં જે નામત્ રહ્યા છે, ગૌતમની વાણીના રહસ્યની જેણે આકલના કરી છે અને લોકમાં વિદ્વાનોમાં સૌજન્યજન્ય-સુજનતાથી ઉત્પન્ન થતું યશ જેનું આદિભૂત છે, અર્થાત્ મલ્લિનાથ જેવું સૌજન્ય એમ વિદ્વાનોમાં પ્રસિદ્ધ થયું છે—આમ મલ્લિનાથે પોતાને વિષે દરેક મહાકાવ્યની ટીકાના આરંભમાં કહ્યું છે તે અક્ષરશઃ સત્ય છે એમ હાલ માલમ પડ્યું છે; કેમકે મલ્લિનાથે મહાકાવ્યની ટીકા ઉપરાંત બીજા ગ્રન્થો પણ રચ્યા છે. एकावली ( विद्याधरप्रणीत ) 'કાવ્યપ્રકાશ'ની શૈલી પર લખેલો ગ્રન્થ છે ને તેની મલ્લિનાથે કરેલી 'तरल' નામની ટીકામાંથી એમ માલમ પડે છે કે મલ્લિનાથે વૈશેષિક સૂત્ર પરના 'प्रशस्तपादभाष्य' પર પણ ટીકા કરી છે, વરદરાજની 'તાર્કિકરક્ષા' પર પણ 'નિષ્કંટિકા' નામની ટીકા કરી છે, પૂર્વમીમાંસાના 'તન્ત્રવાર્તિક' પર પણ 'સિદ્ધાંજન' નામની ટીકા કરી છે. તેમજ 'સ્વરમંજરીપરિમલ' નામનો પણ ગ્રન્થ રચ્યો છે, જે 'સ્વરમંજરી' પર ટીકા હોય એમ લાગે છે. આમાંની 'નિષ્કંટિકા' ઉપલબ્ધ થઈ છે ને તે કાશીમાં છપાઈ પણ છે. અન્ય ગ્રન્થો હાલ ઉપલબ્ધ નથી. કદાચ કોઈક જીર્ણ પુસ્તકાલયમાંથી કોઈક સંશોધકને ઉપલબ્ધ થશે, જેમ હાલેજ મને મારા મિત્ર ત. ગણપતિશાસ્ત્રી જેઓ ત્રિવાન્દ્રમમાં રાજ્યના આશ્રયમાં સંશોધનનું કામ કરે છે તેમના પત્ર પરથી એક અગત્યના સંશોધનની ખબર પડી. તેઓ લખે છે કે ભાસ કવિ જેમને વિષે બાણકવિ લખે છે કે 'भासो हासः कविकुलगुरुः कालिदासो विलासः' એ કવિનાં રચેલાં નીચેનાં દશ નાટકો ઉપલબ્ધ થયાં છે:—

| | |
|---|---|
| स्वप्नवासवदत्ता | अविमारकम् |
| प्रतिज्ञायौगन्धरायणम् | बालचरितम् |
| पञ्चरात्रम् | मध्यमव्यायोगः |
| दरिद्रचारुदत्तम् | कर्णभारम् |
| दूतघटोत्कचम् | ऊरुभङ्गम् |

. આમ જરઠ પુસ્તકાલયોમાં કંઈક અગત્યનાં પુસ્તકો પડી રહ્યાં છે તેનું સંશોધન થયે મલ્લિનાથનાં 'ચિદ્રાંજન,' 'પ્રશસ્તપાદભાષ્યટીકા' વગેરે ગ્રન્થો પણ ઉપલબ્ધ થશે. હવે વિચાર કરો કે અગાઉના ટીકાકારો કેવા વિદ્વાન્ હતા. તેઓ અનિશ્ચિત વચનો ઉચ્ચારતા નહોતા તેમજ અનપેક્ષિત પણ કહેતા નહોતા—'नामूलं लिख्यते किंचिन्नानपेक्षितमुच्यते' એ મલ્લિનાથનું કહેવું મલ્લિનાથે અક્ષરે અક્ષર પાળ્યું છે. માટે કોઈ પણ મતના પર આક્ષેપ કરતા પહેલાં તે મતના પ્રવર્તક આચાર્યના ગ્રન્થોનો સારો અભ્યાસ કરવો જરૂરનો છે. તેમ કરવાની તે તે પક્ષના આશ્રયીઓને પણ પ્રતિપક્ષીઓના જેટલીજ જરૂર છે; કેમકે એવા અભ્યાસથી મૂળ મતમાં હાલ કેટલો ફેરફાર થયો છે તે જણાશે તો તેમાં સુધારો કરવાનું સ્વાભાવિક રીતેજ મન થશે. જ્ઞાન વગર કોઈ પણ જાતનો સુધારો થઈ શકતો નથી, માટે જ્ઞાન તો સર્વ પક્ષવાળાઓને આવશ્યકજ છે. આ ઉપરથી કોઈ એવો પૂર્વપક્ષ ઉઠાવે કે આટલું બધું જ્ઞાન કંઈ ઘણાં માણસોમાં હોય નહિ, ત્યારે શું સાધારણ માણસોએ ટીકા કરવીજ નહિ ? ટીકા કરવાની કોઈને મના નથી; પરંતુ પ્રમાણ વિના તેમજ અનિશ્ચિત શબ્દોમાં માત્ર વાગાડંબરથી ટીકા કરવી નહિ. વળી એટલું પણ સ્પષ્ટજ છે કે જેમ યોગ્યતા વધારે તેમ તે ટીકાકારની પ્રતિષ્ઠા પણ વધારે; માટે જેમ બને તેમ જ્ઞાનમાં વધારો કરવો ને ટીકા કરતી વખતે જ્ઞાનના પ્રમાણમાં મર્યાદામાં રહીનેજ કામ કરવું કે જેથી આપણા કહેવાનું વજન પડે.

**ધર્મવિચારમાં ઉદારવૃત્તિ**—મારા નમ્ર મત પ્રમાણે તો અન્ય વિષયની પેઠે ધર્મસંબન્ધી વિષયમાં પણ ઉદારવૃત્તિ રાખવી આવશ્યક છે. લોકો ભિન્ન રુચિવાળા છે; તેમજ તેમની યોગ્યતા ને ગ્રાહકશક્તિ પણ ભિન્ન છે. કોઈને કર્મમાર્ગ રુચે છે, તો કોઈને ઉપાસનામાર્ગ કે ભક્તિમાર્ગ રુચે છે, વળી કોઈને જ્ઞાનમાર્ગ પણ ગમે છે. આ પ્રધાનમાર્ગો દર્શાવ્યા, અવાન્તરમાર્ગો તો અનેક છે ને તેની પણ રુચિ લોકોમાં હોયજ. જો ભિન્ન ભિન્ન માર્ગોમાં પણ નીતિની પ્રતિષ્ઠા જળવાય તો તેટલે અંશે તે માર્ગો આવકાર્ય છે. 'रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव'—કેટલાક ઋજુ-સરલ માર્ગે જાય છે, કેટલાક કુટિલ-વાંકે માર્ગે જાય છે, એમ ભિન્ન ભિન્ન માર્ગો લોકો

સેવે છે, પણ જેમ બધું જળ સમુદ્રમાં જાય છે, બધા જળનું એક ગમ્યસ્થાન સમુદ્ર છે, તેમ ભિન્ન માર્ગે જનારા લોકોને પણ હે શિવ, હે ઇશ્વિર, તું એકજ ગમ્ય છે. આમ જુદે જુદે માર્ગે જનારાઓનું પણ ગમ્યસ્થાન એક હોય તો તેમાં કંઈ વાંધો નથી. ઉદારવૃત્તિના પુરુષો એમાં કંઈ દૂષિત જોતાજ નથી. માત્ર એટલુંજ વિચારવાનું છે કે અનીતિ સર્વથા ત્યાજ્ય છે, ને ધર્મના પવિત્ર નામને કલંક લગાડે તોતો તે માર્ગ વર્જ્ય ને નિન્દ્યજ છે.

**પરિસ્થિતિની ધર્મ પર અસર**—આસપાસની પરિસ્થિતિને તેમજ તે સમયના લોકોની યોગ્યતાને લક્ષમાં રાખીનેજ દરેક દેશમાં ને કાળમાં આચાર્યો નવીન માર્ગો પ્રવર્તાવે છે. એમ ન હોય તો તેઓ પોતાનાં કાર્યમાં સફળ થાયજ નહિ. ભક્તિમાર્ગ કે કર્મમાર્ગ કરતાં જ્ઞાનમાર્ગ એ ઊંચો છે એ તો નિર્વિવાદ છે. છાન્દોગ્ય શ્રુતિ પણ એમજ કહે છે-' તેनोभौ कुरुतो यश्चैतदेवं वेद यश्च न वेद । नाना तु विद्या चाविद्या च । यदेव विद्यया करोति श्रद्धया उपनिषदा तदेव वीर्यवत्तरं भवति ' (જે આ આ પ્રમાણે જાણે છે ને જે જાણતો નથી તે બંને કરે છે, વિદ્યા તો નાના પ્રકારની છે તેમજ અવિદ્યા પણ નાના પ્રકારની છે. જે વિદ્યાથી, શ્રદ્ધાથી, ને જ્ઞાનથી કરે છે તેજ અતિશય વીર્યવાળું થાય છે). આમ અનેક રીતે, ' आत्मा द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः ' એમાં પણ મનન ને નિદિધ્યાસનને દર્શન ને શ્રવણની પછી મૂકીને જ્ઞાનનેજ શ્રુતિએ પ્રધાન ગણ્યું છે. તેમાં પણ કેવલાદ્વૈતમાર્ગ એ ઊંચામાં ઊંચું પગથીઉં છે. બુદ્ધિની એમાં પરિસીમા છે. એના સિદ્ધાન્તો સામાન્ય બુદ્ધિને ગમ્ય નથી, પણ તેથી કંઈ તેની યોગ્યતા ઓછી થતી નથી. ઉપનિષદોની એકવાક્યતા કરવી હોય તો શ્રીમચ્છંકરાચાર્યનો માયાવાદ સ્વીકારવો પડશે એમ પાશ્ચાત્ય વિદ્વાનોનું પણ માનવું છે. હાલના પાશ્ચાત્ય રસાયણશાસ્ત્રીઓએ અણુ એ અવિભાજ્ય છે એ સિદ્ધાન્ત ખોટો પાડ્યો છે ને અણુને પણ વિભાજ્ય ગણી છેવટે તેઓ ' ઇલેક્ટ્રન ' એટલે પ્રકાશ પર આવ્યા છે. જે અદ્વૈતતત્વ પ્રાચીન વિદ્વાનોએ અપૂર્વ બુદ્ધિપ્રભાવથી પ્રતિપાદન કર્યું છે તે અદ્વૈત પરજ હાલના પાશ્ચાત્ય વિદ્વાનો સંશોધનપદ્ધતિએ આવ્યા છે. પ્રાચીન આર્યોની બુદ્ધિની આથી વિશેષ શી કસોટી થાય ! અલ્પ જીવનકાળમાં પણ શ્રીમચ્છંકરાચાર્યે

અતિગહન, ગંભીર, ને પ્રૌઢ ગ્રન્થો રચ્યા તથા અદ્ભુત દૈવશક્તિથી પોતાનો મત આર્યાવર્તમાં પ્રવર્તાવી બુદ્ધમાર્ગને તેની જન્મભૂમિમાંથી બહિષ્કાર કર્યો એ શ્રીમચ્છંકરાચાર્યનો ઉત્સવ ઉજવવા આજે આપણે એકઠા થયા છીએ, તે પ્રસંગે આપણી પૂર્વસ્થિતિની સ્તુતિ કરવામાંજ આપણો ધર્મ પરિસમાપ્ત થતો નથી. એ પૂર્વસ્થિતિની સાથે આપણી આધુનિક અજ્ઞાનની દશા સરખાવવી જોઈએ. જે દેશમાં ભાષા એટલી બધી કેળવાઈ કે તે 'संस्कृत'–સંસ્કાર પામેલી–અપભ્રષ્ટ ભાષામાં કહીએ તો 'સકારવાળી' (તેના બોલવામાં 'સકાર' નથી વગેરે સ્થળે આપણે 'સકાર' શબ્દ પ્રયોજીએ છીએ), ગીર્વાણ, કે દૈવી ભાષા તરીકે પ્રસિદ્ધ થઈ (દંડી કવિ 'કાવ્યાદર્શ'માં કહે છે તેમ–'संस्कृतं नाम दैवी वागन्वाख्याता महर्षिभिः'; મહર્ષિઓ સંસ્કૃતને દેવી વાણી કહે છે એમ પ્રસિદ્ધ છે), જેમાં પાણિનિ જેવા વૈયાકરણે પાશ્ચાત્ય વિદ્વાનો પણ જેનાં વખાણ કરે છે એવું 'અષ્ટાધ્યાયી' નામનું ઉત્તમ વ્યાકરણ રચ્યું, જેના પર પતંજલિ જેવા મહાભાષ્યકારે 'મહાભાષ્ય' જેવો આકર ગ્રન્થ રચ્યો, જેના મુખ્ય સિદ્ધાન્તોનું વિવરણ ભર્તૃહરિ રાજકવિએ 'વાક્યપદીય' નામના દુષ્પ્રાપ્ય ગ્રન્થમાં પ્રતિપાદન કર્યું છે, જેમાં વાલ્મીકિ ને વેદવ્યાસ જેવા મુનિઓએ 'રામાયણ,' 'મહાભારત' આદિ જ્ઞાનના સાગર ગ્રન્થો પ્રસિદ્ધ કર્યા કે જેને માટે એક પાશ્ચાત્ય વિદ્વાને મદ્રાસમાં એક દિવસ કહ્યું કે મને એક તરફ આખી દુનીઆનું રાજ્ય આપે ને બીજી તરફ 'રામાયણ' ને 'મહાભારત' તો હું 'રામાયણ' ને 'મહાભારત' વધારે પસંદ કરું, જેમાં કપિલ, ગૌતમ, કણાદ, જૈમિનિ, ને બાદરાયણે ષડ્દર્શન રચી મોક્ષના છ માર્ગ પ્રવર્તાવ્યા, જેમાં પરાપૂર્વથી પણ અર્થજ્ઞાન વગરનું વેદાધ્યયન નિન્દિત ગણ્યું છેજ, શ્રુતિ પણ કહે છે કે 'स्थाणुरयं भारवाहः किलाभूत् अधीत्य वेदं न विजानाति योऽर्थम्। योऽर्थज्ञ इत् सकलं भद्रमश्नुते नाकमेति ज्ञानविधूतपाप्मा' (વેદનું અધ્યયન કરી જેને અર્થનું વિજ્ઞાન નથી–જે અર્થ બરોબર જાણતો નથી–जानाति નહિ પણ विजानाति કહ્યું છે એ પણ લક્ષમાં લેવા જેવું છે–તે ભાર વહન કરનાર થાંભલા જેવો છે, જે અર્થ જાણે છે તે સકલ કલ્યાણ ભોગવે છે, સ્વર્ગ પામે છે, ને જ્ઞાનથી તેના સર્વ પાપનો નાશ થાય છે), જેમાં ભાષાશુદ્ધિનું એટલું બધું ગાઢા-

ત્મ્ય સ્વીકારાયું છે કે ' एकः शब्दः सम्यग्ज्ञातः सुप्रयुक्तः स्वर्गे लोके च कामधुग् भवति ' ( એક શબ્દનું સારૂં જ્ઞાન ને પ્રયોગ સ્વર્ગમાં ને આ લોકમાં કામના પરિપૂર્ણ કરે છે ) એમ મનાયું છે, જેમાં શ્રીમચ્છંકરાચાર્ય જેવા અપૂર્વ ને દૈવી આધ્યાત્મિક શક્તિવાળા આચાર્યશ્રીએ અતિગહન માયાવાદ પ્રતિપાદન કર્યો......ઇત્યાદિ, ઇત્યાદિ—એવા આ આપણા દેશમાં હાલમાં બ્રાહ્મણો કેવી અનુ દશામાં છે ! ખરેખર, એ દશા તો શોચનીયજ છે. ધર્મ પ્રવર્તાવનારા ને તેનું રક્ષણ કરનારા બ્રાહ્મણોજ હોય છે. તે બ્રાહ્મણોમાંથી બ્રહ્મતેજ ઝાંખું થાય તો લોકમાં ધર્મ શિથિલ થાયજ. હાલ ધર્મ પર ઘણી અનાસ્થા જોવામાં આવે છે તેનું એક કારણ બ્રાહ્મણોની આ અવદશા છે. ભૂદેવ કે ભૂસુરની માનનીય સંજ્ઞાને હાલના કેટલા બ્રાહ્મણો યોગ્ય છે ! સાધારણ સંકલ્પ કરાવવો હોય તો તે પણ શુદ્ધ ભાષામાં કરાવી શકે એવા બ્રાહ્મણો મળવા દુર્લભ થઈ પડયા છે. શાસ્ત્રિવર્ગ લુપ્ત થતો જાય છે.

**છેક દક્ષિણમાં બ્રાહ્મણો; શ્રદ્ધા ને જ્ઞાન**—ગુજરાતની દશા આવી શોચનીય છે અને દેશના અન્ય ભાગમાં પણ બહુધા આવી દુર્દશા છે; તોપણ હજી આર્યભૂમિમાંથી બ્રાહ્મણત્વ નષ્ટ થયું નથી. ગયે વર્ષે આ સમયે હું રામેશ્વરની યાત્રાએ ગયો હતો તેમાં માર્ગમાં કુંભકોણમ્, કાંચી, ચિદંબરમ્ આદિ સ્થળે તેમજ રામેશ્વરમાં વેદશાળા ને શાસ્ત્રશાળા દેવાલયોમાં હોય છે કે તેની સાથે જોડાયલી હોય છે એમ મેં જોયું. રામેશ્વરમાં દરેક યાત્રાળુ પાસે ગોર એ સંસ્કૃતશાળા માટે અમુક રકમ લે છે ને યાત્રાળુ ન આપે તો ગોરને જે મળે તેમાંથી તેને એ રકમ આપવી પડે છે. ચિદંબરમ્માં શિવનું સ્ફાટિક લિંગ છે ને એને માટે એમ કહેવાય છે કે કાશીના વિશ્વેશ્વર કરતાં એક તસુપૂર એનું માહાત્મ્ય વિશેષ છે, તે સ્થળે દરરોજ પંચગવ્યથી શિવની પૂજા મન્ત્રાનુસારે થાય છે, તે બ્રાહ્મણો શુદ્ધ મન્ત્રોચ્ચાર કરે છે ને તેમનું સંસ્કૃત જ્ઞાન પણ સારૂં જણાય છે. એવે સ્થળે અનાસ્થાં કે શિથિલ આસ્થાવાળા પુરુષોમાં પણ આસ્થા ઉત્પન્ન થાય છે ને દૃઢીભૂત થાય છે. દક્ષિણના દેશી રાજાઓ, મહીશૂર ને ત્રાવણકોરના રાજાઓ, તેમજ સરકાર તરફથી પણ મદ્રાસ ને તાન્જોરમાં સંસ્કૃત પુસ્તકાલયો છે ને રાજાઓ અન્ય ભાગના રાજાઓ કરતાં સંસ્કૃત વિદ્યાને વિશેષ ઉત્તેજન ને આશ્રય આપે છે. મહીશૂર તરફથી ' તૈત્તિરીય સંહિતા ' તથા

શ્રીમચ્છંકરાચાર્યના 'ઉપદેશસાહસ્રી,' 'અમૃતલહરી,' 'ગીતાભાષ્ય' તથા પ-રસુરણ ગ્રન્થો વગેરે ઘણા ગ્રન્થો પ્રસિદ્ધ થાય છે ને તે વિદ્વાનોને મફત મોકલવામાં આવે છે, મારી પાસે પણ એ બધા ગ્રન્થોની એકેક નકલ આવી છે.

**આપણા ઇલાકાનાં દેશી રાજ્યો ને સરકાર**—આવો રાજ્ય તરફનો આશ્રય આપણા દેશીરાજ્યમાં નથી. બ્રિટિશ રાજ્ય તો આપણા ઇલાકામાં પણ 'બૉમ્બે સંસ્કૃત સીરીઝ' નામની પ્રસિદ્ધ પુસ્તકમાળા વિદ્વાનોને આશ્રય આપીને તૈયાર કરાવે છે. એમાં પ્રાચીન ગ્રન્થોનું જુદે જુદે સ્થળેથી મેળવેલાં હસ્તલિખિત પુસ્તકોને આધારે સંશોધન કરવામાં આવે છે.' એ પુસ્તકમાળામાં મેં 'સર્વપથીન ટીકા (મલ્લિનાથકૃત) સહિત ભટ્ટિકાવ્ય', 'સમ્રાટ્જગન્નાથવિરચિત રેખાગણિત' મલ્લિના-થની ટીકા તરલસહિત 'એકાવલી', એના પુત્ર કુમારસ્વામિવિરચિત રત્નાપણટીકાસમેત વિદ્યાનાથપ્રણીત 'પ્રતાપરુદ્રયશોભૂષણ' તેમજ 'દેવા-કરણભૂષણ' ગ્રન્થોનું સંશોધન કર્યું છે. આ ઉપરથી સ્વાનુભવ પરથી હું કહું છું કે અંગ્રેજ સરકાર, વિદેશીય છતાં, સંસ્કૃત વિદ્યાને આશ્રય આપે છે તેવો આપણી તરફનાં દેશીરાજ્યો તરફથી આશ્રય અપાતો નથી. વડોદરા રાજ્યમાં પાઠણમાં સસ્કૃત પુસ્તકોનો મોટો જથો છે, પણ તેમાંથી એક પણ પુસ્તક મેળવવું હોય તો ઘણી હરકત પડે છે; પણ દક્ષિણમાં પ્રમાણભૂત નકલો મળી શકે એની સર્વ સંસ્થાનોમાં વ્યવસ્થા હોય છે. આ પ્રમાણે દક્ષિણની એકંદર સ્થિતિ સારી છે, લોકો ભાવિક છે. શાસ્ત્રિ-વર્ગ મોટો ને માનનીય છે.

**ઉપસંહાર; પ્રભુપ્રાર્થના**—આપણા દેશમાં પણ સંસ્કૃત વિદ્યાની વૃદ્ધિ થાય ને આવા ઉત્સવપ્રસંગો એવી વૃદ્ધિ કરવાની આપણામાં સ-દ્બુદ્ધિ પ્રેરે કે જેથી આ ઉત્સવો ઉજવ્યા સાર્થક થાય એવી મારી શંકર પ્રતિ પ્રાર્થના છે. છેવટે આપણામાંથી રાગદ્વેષ નષ્ટ ઉદારવૃત્તિ પ્રેમ ને ઐક્ય વધે એવી સદ્બુદ્ધિ આવે એવું શ્રુતિવાક્ય પઢી મારો નમ્ર લેખ પરિસમાપ્ત કરું છું:—सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं क-रवावहै । तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥ ओं शान्तिः शान्तिः शान्तिः ॥

## ભૂમિતિ સ્કન્ધ ૧ નો ૧૬ મો, ને ૩૨ મો સિદ્ધાન્ત.

૧૬ મા સિદ્ધાન્તની પ્રતિજ્ઞા ખાનબહાદુર જમશેદજી અરદેશર દલાલ-કૃત ભૂમિતિમાં નીચે પ્રમાણે આપી છેઃ—

જો કોઈ ત્રિકોણુની એક બાજુને લંબાવી તો બહારનો ખૂણો માંહેના સામસામેના ખૂણા માંહિલા કોઈ પણ એક કરતાં મ્હોટો થશે.

આ પ્રતિજ્ઞામાં સુધારો કરવાની જરૂર છે ' માંહેના સામસામેના ખૂણા'ને બદલે ' માંહેના સામેના ખૂણા ' એમ સુધારવું.




अबक ત્રિકોણુની એક બાજુ बक વધારી, તેથી अकड ખૂણો થયો, તે ત્રિકોણુની બહાર હોવાથી બહારનો ખૂણો કહેવાય છે. अ, ब, ને क એ ત્રણે ત્રિકોણુની અંદરના ખૂણા છે. બહારના अकड ખૂણાના સંબંધમાં, अकब ખૂણો अकड ખૂણાની પાસે હોવાથી **' માંહેનો પાસેનો '** કહેવાય છે; અને अबक ને बअक એ બે ખૂણા **' માંહેના સામેના '** કહેવાય છે; ' માંહેના ' એટલે ત્રિકોણુની અંદરના ને ' સામેના ' એટલે બહારના ખૂણાની ' પાસેનો ' નહિ એવા.

છાપેલી પ્રતિજ્ઞામાં આપ્યું છે તે પ્રમાણે તો જેમ अबक ને बअक માંહેના સામસામેના ખૂણા છે, તેમ बकअ ને कअब પણ માંહેના સામસામેના ખૂણા છે. આ પ્રમાણે તો બહારનો अकड ખૂણો માંહેના ગમે તે કોઈ ખૂણા કરતાં મોટો થાય, ને એમજ હોય તો પ્રતિજ્ઞામાં ' માંહેના સામસામેના ખૂણા ' લખવાનું કંઈ પ્રયોજન નથી. પણ अकड ખૂણો अकब ખૂણા કરતાં મોટોજ હોય એમ કંઈ નથી; બરાબર પણ હોય. अकब ખૂણો કાટખૂણો હોય તો अकड ખૂણો પણ કાટખૂણોજ હોવો જોઈએ (૧-૧૩).

૧ લા સ્કન્ધના ૩૨ મા સિદ્ધાન્તની પ્રતિજ્ઞામાં પણ સહજ સુધારો કરવાની જરૂર છે.

' બહારનો ખૂણો **માંહેના અને સામેના** બે ખૂણાઓની બરોબર થશે.'

'માંહેના અને સામેના'ને બદલે 'માંહેના સામેના' આમ કરવું. આગળ, પુસ્તકમાં, 'બહારનો ખૂણો અકડ માંહેના સામેના ખૂણાઓ કબ્બવ, અવકતી બરોબર થશે' એમ આપ્યું છે, તેમાં 'માંહેના સામેના' એ શબ્દો બરોબર છે.

ઉપર સમજાવ્યું તે પ્રમાણે ત્રિકોણની બહારના ખૂણાના સંબંધમાં ત્રિકોણની માંહેનો, પાસેનો ખૂણો 'માંહેનો પાસેનો' ખૂણો કહેવાય છે, ને બીજા બે ખૂણાઓ 'માંહેના સામેના' ખૂણાઓ કહેવાય છે. જે માંહેના છે તેજ સામેના (પાસેનો નહિ એવા) છે, માટે 'અને' અવ્યય બે વિશેષણની વચ્ચે મૂકવાની જરૂર નથી. તે મૂકવાથી એવો અર્થ થાય કે માંહેના ને સામેના બે જુદા જુદા ખૂણા હશે.

---

# રામેશ્વરયાત્રા.

( ચાલુ પૃ. ૨૯૭ થી ).

**શોલાપુરઃ તુળજાપુર.** તા. ૬-૫-૦૯ થી તા. ૯-૫-૦૯.

હરિગીત.

રાત્રી ગઈ સુંદર મનોહર શૃંખલા વિચારતી,
ને પ્રાત થાતાં દેશ ઉજ્જડ શુષ્કની ઝાંખી થઈ;
"તે કેહવું છે," "કેટલે" ના મન વિષે તર્કો સ્ફુર્યા,
બહુ શ્રાન્ત, બેઠા આશમાં તો આવ્યું શોલાપુર ત્યાં. ૨૧

અતિ દૂર તુળ્જાપુર હતું જ્યાં માતતુળ્જાદેહરૂં,
આવ્યું છ ટેકરી શુષ્ક પર; તોપણ મનોહર તે હતું;
મંદિર વિષે મૂર્તિ હતી ઊંડાણમાં માતા તણી,
હતું ગ્રામ ન્હાનું, લોકનો પણ ઘોષ ને ગર્દી ઘણી. ૨૨
નાણુક જડેલાં ચોકમાં વિધવિધ કંઈ ત્યાં નીરખ્યાં,
ભિક્ષુક અને અતિધૂર્ત લોકો સ્થળ સ્થળે નજરે પડ્યા;
પણ મૂર્ત્તિ ને મંદિર તણી નહિ દિવ્યતા કદી વીસરૂં,
એ ચારુ સ્થળમાં ચારુ જન જઈને વસે એ ઇચ્છું હું. ૨૩

× × ×

અનુષ્ટુભ્.

વિપ્રબ્હાલવિવેકેથી બ્હારના આવકારથી,
ગયા આવાસમાં તેના ભોળવાઈ વિનંતિથી. ૨૪

તોટક.

હતોં ઓરડો ભાંગો તુટી નમતી,
ભીંત ભૂમિ પરે દીસતી પડતી,
નમતી, હરતી શ્રમ વિપ્રતણો,
અતિથિજનના સતકારતણો. ૨૫

તહીં દ્રવ્યતણા વ્યય અલ્પ વિના
છિદરો અનિલાર્થે હતાં ભીંતમાં;
રજ ભાંય પરે બહુ ઊડતી'તી,
તપખીર વિના છિક આણતી'તી. ૨૬

દેશી ચોપાયા.

ગાય ઘોડું કે ખચ્ચર સર્વે ભિત્તિ છિદ્રમાં જોયે,
અંદરના લોકો કરતા શું તે જોવા લલચાયે. ૨૭
અશ્વ બ્હાર ગાડીના બાંધ્યા, તે પણ સ્થળસંકોચે,
ગાડીવાન ને અન્ય પુર્યા ત્યાં તે સર્વે દિલ ખુંચે. ૨૮
રાત્રિ અર્ધને અન્તે જાવું શોલાપુર જાણીને,
રહી લીધું સર્વેએ આ ને સુતા સંકોચીને. ૨૯
"ચાર વારની ભૂમિમાં પણ બીજો શું ઊભો રૂહે"?
છેડાયો ત્યાં અશ્વ એમ, તે બીજાને સંહારે. ૩૦
લત્તાઓની ખત્તા આપી તે અશ્વે બીજાને,
ખારીલો ખોંખારા કરતો, લીધી અમ નિદ્રાને. ૩૧
યુદ્ધ વધ્યું તે સ્થળમાં જાણે લડવૈયાઓ મ્હાલે,
અન્ધારામાં ઘૂમે અશ્વો, ગાડીવાનને સાલે. ૩૨
હારેલો ભિત્તિછિદ્રોમાં ઘાલી મુખ ખોંખારે,
લત્તા અન્ય પડંતાં ઘોડો દયાર્દ્ર સ્વર ઉચ્ચારે. ૩૩
લાત મારનારો મારીને નહિ સંતોષી જાયે,
હારનાર સંહારનારને પ્રહારવાને જોયે. ૩૪

દ્વાર વિનાની છિદ્રવતી તે ઓરડીમાં "એ આવ્યા",
એમ માની ભયભીત કરે ને દિલ સહુનાં દુભાયાં. ૩૫
એક ક્ષણે જો શાન્તિ થાયે, ચાર ક્ષણો યુધ ચાલે,
ઘોડાઓ નહિ ગાંજ્યા જાયે, મારીં મારીં આલ્હાદે. ૩૬

અનુષ્ટુભ્.

અરુણોદયકાલે તે તજ્યું સંગ્રામસ્થાનને,
સંભારૂં હજીએ તેને, ધન્ય છે ધન્ય વિપ્રને ×. ૩૭

× × ×

હરિગીત.

તે સ્થળ થકી પાછા ફર્યા, ને પેખ્યું શોલાપૂરને,
તે ગ્રામ મેલું લોક મેલા હૃદય પણ મેલાં હશે;*

× શોલાપુરના શાન્ત બંગલામાંથી તુળજાપુરના આ સુંદર આવાસમાં જઈને રહેવું કેવું ફાવ્યું હશે તેનો ખરેખરો ખ્યાલ તો અનુભવીનેજ આવે, પણ ઉપલું ચિત્ર કંઈક ઝાંખી કરાવશે. શોલાપુરમાંથી નીકળતાં પહેલાં અમારા ત્યાંના સ્નેહી મિ. પાટિલે તુળજાપુરના એક માણસ પર ખાસ ચિઠ્ઠી લખી આપી હતી. મિ. પાટિલ પોતાના કામસર શોલાપુરથી પુને જવાના હતા પણ અમને તુળજાપુરમાં જવાની ગાડીઓની ને તુળજાપુરમાં અમારા રહેઠાણની બરોબર સગવડ થાય તેની યોગ્ય વ્યવસ્થા કરીને તેઓ પોતાને કામે ગયા. તેમણે જે તુળજાપુરના માણસ પર ચિઠ્ઠી અમને આપી હતી તે માણસને અમને ન મળવા દેતાં ને તેને ઘેર ન જવા દેતાં, ઉપરના વિપ્રે પોતાનો મુકામ મન્દિર પાસે છે એમ આગ્રહ કરી ત્યાં અમને બોલાવ્યા. શોલાપુરમાં જતી વખતે તેમજ યાત્રાથી પાછા ફરતાં મિ. પિત્રે ને મિ. પાટિલે ઉત્તમ બંગલાઓની સગવડ રાખી હતી ને તેમના અમે અતીવ ઉપકૃત થયા છિયે. તુળજાપુરમાં સગવડ પડે માટે અમને ખાસ ચિઠ્ઠી લખી આપવામાં આવી હતી પણ ઉપરના વિપ્રના આગ્રહથી ને એની દેખીતી મમતાથી અમે એનેજ આવાસે ગયા. ત્યાંના વિચિત્ર અનુભવનું ચિત્ર હજી સાલતું હોવાથી અત્ર આપવું આવશ્યક લાગ્યું છે.

* અત્ર કહેવું આવશ્યક છે કે મિ. પિત્રે ને મિ. પાટિલ ને

નિસ્તેજ આલસ્યે ભર્યું બહુધા નગરમાંહે બધું,
ઉદ્યોગ ગિર્નીના* થકી બહુના જીવનને પોષતું. ૩૮

શિવજીતણું ત્યાં લિંગ ગ્રીવામાં કરી ધારણ ફરે,
લિંગાયતી તે લોક, વિપ્રજનોથકી સ્પર્ધા કરે;
મંદિર વળી છે જૈન ધર્મી લોકનાં શોલાપુરે,
હા ! હિંદમાં મતભિન્નતા પન્થોતણી શું વસી રહે. ૩૯

શોલાપુરથી ત્રિપદીઃ ૯ મીથી ૧૦ મી.

### દ્રુતવિલંબિત.

કરી સમાપ્ત નિરીક્ષણકર્મને,
ત્રિપદી આમ જવા સજ્યું ઓહને;
નવલ માર્ગ વિષે નયનો ગયાં,
થઈ નિશીથ સમે બહુ શાન્તતા. ૪૦

× × ×

### વસન્તતિલકા.

સૃષ્ટિ પરે વરસતી હતી શાન્તિ જેમાં,
ચન્દ્રે હતી કરી લીલા વન ને ગુહામાં;
જાણે પડયો સરતમાં, નહિ થાક લાગે,
તે દોડતો, રહી જતો, અમ ગાડી સાથે. ૪૧

આ શાન્તિને ઘુઘુઘુ સ્વર કેમ છેદે ?
આનંદ આ સરતપ્રેક્ષણનો હરે શું ?
હોશે નિશાચર ભયંકરનો શું શબ્દ ?
ના ના નહીં મન પરે જરી ભ્રાન્તિ લાવ. ૪૨

શાન્તિ ગઇ શીતલતા બહુ તીવ્ર વ્યાપી,
આખેર તુંગભદરા નદી આવી વ્હેની;

---

તેમનાં માણસોએ ઘણીજ સરસ પ્રકારની અમને સગવડ કરી આપી હતી. પણ આ સદ્ગૃહસ્થો જેવા શોલાપુરમાં બહુ થોડાજ હશે. લોકો સાધારણ રીતે મેલા ને કપટી જણાતા હતા.

* ગિર્ની એટલે મિલ.

રૂપેરી ચંદ્રકિરણોથી રૂપેરી પાણી,
જોતાં મનોહર થઈ બહુ હર્ષ લ્હાણી. ૪૩

કાળી શિલા પર જતો જલવેગ ભારી,
ત્યાં ફીણ બુદ્બુદ કરે બહુ શબ્દ કારી;
આ સ્થાનમાં કંઇ શિલા કંઇ મોટી દૂરે,
યત્નો કરે સરિતવેગ ઘટાડવાને. ૪૪

કો' સ્થાનમાં સરિતવેગ વિશેષ દીસે,
કો' સ્થાનમાં ફીણ શિલાની પરે પ્રકાશે;
ત્યાં ફીણના સ્વરવાટ મધુર માંહે,
શું ચન્દ્રબિમ્બ જલમાં કરી નૃત્ય મ્હાલે. ૪૫

અનુષ્ટુભ્.

કરી લે ચન્દ્ર તું નૃત્યો, રમી લે સ્થળ આ વિષે;
મધુરી વાગતી વીણા વારિમાં તાલ આપશે. ૪૬
વિહરે શોક ભારે ને પ્રસારે હર્ષ એ સહુ;
વિહરે સૃષ્ટિની માયા, ને કરે શાન્તતા બહુ. ૪૭

શિલાઓ શ્યામ આ સ્થાને, શિલાઓ કોઈ તે સ્થળે,
કુદંતાં વારિનાં ફીણો, હર્ષથી ગેલ ત્યાં કરે. ૪૮
ઉભી રૂહે આલિ ગાડી તું, ઉભી રૂહે જરી આ સ્થળે;
દિવ્યતા સૃષ્ટિની જોતાં, નિશીથે હર્ષ ઉછળે. ૪૯

× × ×

વસન્તતિલકા.

જોયું ન જોયું થયું આ ક્ષણ ચારમાંહિ,
સ્વપ્નાં રત્ાં અનિલથી સુખી નિદ્રમાંહિ;
પ્રાતઃસમે જન જુદા અતિશ્યામ દીઠા,
સૌંદર્ય ને સ્થળ રૂડાં પણ ત્યાં રહ્યાં'તાં. ૫૦

લોકો ગરીબ કુબડા દૂર દૂર નાસે,
જુદા મનુષ્યથકી તે ભયભીત દીસે;

લીલોતરી ફૂળ ફુલો બહુ ત્યાંજ જોયું,
થાક્યા તથાપિ સુખમાંહિ ત્રિપદ્રિ* આવ્યું. ૫૧

× × ×

ત્રિપદી: તા. ૧૧-૫-૦૯ થી તા. ૧૫-૫-૦૯.

અનુષ્ટુભ્.

ન્હાનું તોએ ઘણું રૂડું ગામ આ ત્રિપદી વસ્યું,
ઘણી બાઝાર શોભા ને ભાષા વૈવિધ્ય નીરખ્યું.× ૫૨
દેવમંદિર જે ભવ્ય જોતાં આનંદ આપતાં,
હતી ત્યાં દેવમૂર્તિઓ પૂરી અંધાર મધ્યમાં. ૫૩
સ્માર્ત ને માધ્વમાર્ગીના ભેદ રામાનુજી તણા,☒
પન્થ પન્થ તણા જુદા વિચારોની નહીં મણા, ૫૪

* ત્રિપદ્રિ અથવા ત્રિપદી અથવા તિરૂપતિ એમ ભિન્ન ભિન્ન રીતે એ ગામનું નામ ઉચ્ચારાય છે. 'તિરૂ' એટલે 'શ્રી' અર્થાત્ ત્રિપદી એટલી 'શ્રીપતિ' એમ કેટલાક લોકો એ નામ વિષે સમજુતી આપે છે.

× ત્રિપદીના બજારમાં બધીજ ભાષાઓનો ભેળસેળ ચાલે છે. યાત્રાળુઓનીજ સાથે વેપારીઓને વધારે સંબંધ હોવાથી તેઓની જુદી જુદી ભાષાઓ ભાંગીતુટી સમજે છે ને તે લોકો તેમજ યાત્રાળુઓ વાત કરે તે સાંભળવામાં ઠીક આનંદ મળે છે.

☒ રામાનુજીઓમાં બે જાત સહજ નિરીક્ષણથી નજરે પડે છે. એક વર્ગ, વડગલૈ અથવા રામાનુજીઓની ઉત્તરની શાખાનો છે, ને બીજો, તેંગલૈ અથવા દક્ષિણની શાખાનો છે. એ બે વર્ગના લોકો ટીલાં તાણે છે તેમાં દેખીતોજ ફેર હોય છે. વડગલૈ રામાનુજીઓ દાંડી વગરની પ્યાલી અથવા અંગ્રેજી અક્ષર U ના આકારનું ટીલું કરે છે, ત્યારે તેંગલૈ રામાનુજીઓ તેની નીચે નાક પર દાંડી અથવા સીધી લીટી અથવા અંગ્રેજી અક્ષર Y ના આકારનું ટીલું કરે છે. બન્ને વર્ગના લોકો મૂછ બોડાવે છે ને બન્ને વિશિષ્ટાદ્વૈતીઓ હોય છે. બન્નેનું ટીલું સફેદ હોય છે ને કેટલીક વાર તેઓ વચમાં લાલ લીટી ખેંચે છે, તે લીટી લક્ષ્મીદેવીસૂચક છે. મુખ્ય ટીલું વિષ્ણુના બે પાદ સૂચવે છે. માધ્વ લોકો છેક દક્ષિણમાં વધારે હોય છે. તેઓ અદ્વૈતમાં નથી માનતા, ને તેઓનું ટીલું લાલ હોય છે ને તેની વચમાં કાળી લીટી હોય છે.

મતભેદ તણા સર્વે દુષ્ટ આગ્રહ જ્હેહ છે,
અન્ધ શ્રદ્ધા થકી અત્ર શત્રુતા બહુ તે કરે. + ૫૫
રામચંદ્રજીનું મોઢું, શેષશાયી તણું બીજું,
ગોપુરો ઉચ્ચથી દીપે દેહરૂં ગ્રામમાં બહુ. ૫૬
કરી આરતિ કર્પૂરે બ્રાહ્મણો દેવમંદિરે,
ધરે મૂર્તિ પરે ત્યારે અંધારૂં તે સ્થળે શમે. ૫૭
દર્શનાન્તે કરે અર્ચા, સુગન્ધિતણી ભક્તને,
પંખો નેખાવી મૂર્તિને વિધિઓ બહુ આદરે. ૫૮
'હો ગયા' 'હો ગયા' બોલી માત્ર નાણુક માગતા,§
વિપ્ર લોભી હતા ત્યાંના છતાં સંતોષીઆ હતા. ૫૯

× × ×

કપિલધારા:— શિખરિણી.

કપિલધારા શ્વેતા રજતસમ દૂરે ચળકતી,
પડંતાં ઉંચેથી કલરવથકી કર્ણે હરતી;
જઈ સ્નાનાંતે ત્યાં કપિલ-ઋષિનાં દર્શન કર્યાં,

---

+ એક પન્થના લોકો બીજા પન્થના લોકોના મંદિરમાંની વિભૂતિ સુદ્ધાં કપાળે નહિ અડકાડે. અમારા ત્રિપદીના સ્માર્ત સ્નેહી મિ. સુન્દરમ્ એ ત્યાંના ગવર્નમેન્ટ પ્લીડર સાથે આ વિષે વાત છેડી બતાવી આપ્યું કે જુદા જુદા પન્થના લોકોનો દુરાગ્રહ ત્યાં જબરો છે. બન્ને અંગ્રેજી જાણતા હતા છતાં સામાની આપેલી વિભૂતિ લેવાને પણ વાંધો દર્શાવતા હતા.

§ ત્રિપદીમાં તેમજ દક્ષિણમાં બધે ઠેકાણે મંદિરમાં અંધારૂં હોવાથી દેવનાં દર્શન પણ કરવાને કર્પૂરની આરતિ કરાવવી પડે છે. આરતિ કરી રહ્યા બાદ બ્રાહ્મણો ચંદનાદિ સુગંધિ આપે છે, દેવને એક મોટો પંખો આવેથી નંખાવે છે, આદિ જુદી જુદી વિધિઓ કરાવે છે. બાપા પોતાની સિવાય બીજીનું જ્ઞાન ન હોવાથી માત્ર "હો ગયા"? "હો ગયા"? અર્થાત્ "તમને દર્શનનો સંતોષ થયો?" એટલો પ્રશ્ન એની એજ ભાષામાં પૂછી શકે છે. આથી પણ જુદે જુદે સ્થળે ઠીક પ્રસંગ ઉત્પન્ન થાય છે

અને અદ્રિ થંડા નિરખી નયનો શીતલ થયાં.[1] ૬૦

× × ×

બાલાજી—પાપમોચિની: હરિણી.

દરશણ કર્યાં બાલાજીનાં, જઈ ગિરિમધ્યમાં,
વિવિધ ફુલ ને વૃક્ષો કેરાં તણી રૂડી ઘાટિમાં;
નહિ નિરખવાં સૃષ્ટિમાંએ બહુ સ્થળ એહવાં,
શરીર મનને આનંદેથી વિશુદ્ધ બનાવતાં. ૬૧

મંદાક્રાન્તા.

બાલાજી ને નહીં નિરખતાં પાપવિમોચિનીને,
થાકી કાયા પણ નહિ નહિ ભૂલશું તે સુખોને;
યાત્રાળુના શ્રમમહીં વસે જે સુખો વિશ્વ મધ્યે,
તે આનંદો અનુભવી વિના અન્ય ના કો'પિ જાણે. ૬૨

× × ×

મદ્રાસ: તા. ૧૬–૧૭. તોટક

મુકી ગામડું તે વનવાસ હર્યા,
મદરાસ મહીં પછી વાસ કર્યો;

---

૧. કપિલ ધારા પર રા. મોહનલાલ પાર્વતીશંકર દવેએ વિસ્તારમાં કાવ્ય લખ્યું છે; તેમાં તે ઠેકાણાની બધીજ ખુબીઓનું સૂક્ષ્મ વર્ણન આવી જાય છે એટલે પુનરુક્તિની જરૂર નથી. જુઓ "શાળાપત્ર" ઑક્ટોબર, ૧૯૦૯, પા. ૩૦૫ થી ૩૦૭.

૨. પાપમોચિનીનાં અતિમનોહર સ્થળ પર મારૂં લખેલું વિસ્તારથી વર્ણન "શાળાપત્ર" ઑક્ટોબર ૧૯૦૯, પા. ૨૯૮ થી ૩૦૫ કે "વસન્ત" કે "સમાલોચક"નાં લગભગ તે વખતનાં પુસ્તકોમાં જોવું. "બાલાજી"નું ગુજરાતમાં જાણીતું દહેરૂં માત્ર સુરતમાંજ છે. "બાલાજી" દક્ષિણમાં "વેંકટેશ"ના નામથી ઓળખાય છે; કારણ કે વેંકટ ગિરિ પર એ ત્યાં વિરાજે છે. ત્યાં કોઈ "બાલાજી" શું તે જાણતા પણ નથી. "બાલાજી" ત્રિપદીથી સાત માઈલ દૂર છે ને ત્યાંથી ત્રણેક માઈલ "પાપમોચિનીનો" સુંદર ઝરો છે.

વર્ડ્ઝવર્થ કવિ કહે છે કે There is a pleasure in poetic

બહુ ગંદું અને ઉકળાટ ભર્યું,
હતું શહેર ન કાંઈ વિવેક ભર્યું. ૬૩
વિજળીતણી ટ્રામ ન કાંઈ રૂડી,
નહિ વાહન અન્યતણીજ ખુબી;
મનુજો કપટી કમજાત દીઠા,
બહુધા નહિ ત્યાં નિરખી ઋજુતા.* ૬૪
ફળ કેળ અને બહુ આમ્રતણાં,
અનનાસ તણી ખુબીની ન મણા;
સહુ સોંઘું અને રસપૂર્ણ મળે,
શ્રમ રાત્રિતણો દિનતાપ ટળે. ૬૫
જન બોલી વદે મુખમાંથી કંઈ,
સુણી તે અમ ભ્રાન્તિ વિશેષ થઈ;
પણ મૂર્ખ અને સહુ કોઈ નરો,
વદશે કંઈ ગૅાટ્પિટનાજ સ્વરો. ૬૬
અમને સુખદાયક એક મળ્યો,
નર વિલ્યમ ફાધર ઓક્સ સમો;
ગૃહસાધન, સર્વ સુખેથી મળ્યાં,
શ્રમ ગાડી તણા અમ દૂર ટળ્યા.[1] ૬૭

× × ×

pains, which only poets know. ( કવિઓના કવિતા બનાવવાના શ્રમમાં પણ એક મઝા રહેલી છે ને તે મઝા માત્ર કવિઓજ પીછાને છે ). યાત્રાળુઓના યાત્રાના શ્રમમાં કોઈક કોઈક વખત થતા ભારે કંટાળા છતાં પણ સુંદર સ્થળો જોવાથી જે અનુપમ આનંદ થાય છે તે પણ માત્ર યાત્રાળુઓજ જાણે છે. એ આનંદનો અનુભવ નહિ મેળવનારાઓની નજર આગળ માત્ર મુસાફરીનો શ્રમજ તર્યા કરે છે ને તેઓ તેની વિરુદ્ધ થાય છે; પણ એ શ્રમનો પણ આનંદ અનુભવીનેજ હોય છે ને એ આનંદ વર્ષો સુધી પહોંચે છે. શ્રમ ભૂલાય છે; આનંદ ને તેના વિચારો વાગોળાય છે, ફરી ફરી ચિંતનના ખોરાક થાય છે.

* મદ્રાસ મોટું શહેર છે ને તેથી કેટલેક અંશે આ બધું સ્વાભાવિક છે.

૧ મજુરોથી શરૂ કરી ગાડીવાળાઓ, દુકાનદારો, ને ભટકતા રખ;

શ્રમ સર્વે હરે કંઈ સ્ફૂર્તિ કરે,
ચકચૂર મનુષ્ય કદી ન કરે,
'વિહરો' સહુ વૈદ વદે મુખથી,
વિહરાતું નથી પણ જે નિજથી; ૬૮

નર પંડિતનું છ સદા પ્રિય જે,
નિજ ચિંતનમાં થયું સાધન જે,
હરતું દુખ રંક અને ધનીનું,
અહીં પ્યાલું પછી પ્રિય પેયતણું.[2] ૬૯

-ડતા સાધારણ માણસો પણ મદ્રાસમાં ભાંગ્યું તૂટ્યું ગૉટ્પિટ્સૉટ્પિટ, અર્થાત્ લુલું અંગ્રેજી બોલી ને સમજી શકે છે. આવો એક Old Father William (ઓલ્ડ ફાધર વિલ્યમ), ઘરડો ડચ્ચર જેવો સર્વેનું હાસ્યબિંદુ થનારો માણસ અમને મળ્યો હતો. તેવા માણસની મદદથી પણ નવા શહેરમાં ઘણી સગવડ મળી શકે છે.

૨. આ પ્રિય પેય તે ચાહ હતી તેમ સહુ કોઈ સમજી શકશે. ચાહ સ્ફૂર્તિ આણે છે છતાં કેફી વસ્તુઓ પેઠે કદાપિ ચકચૂર નથી કરતી એ અનુભવસિદ્ધ છે. અંગ્રેજીમાં પણ કવિ કાઉપર ચાહના પ્યાલાને "The cup that cheers but not inebriates" કહે છે; ને અહિં દર્શાવેલો વિચાર આને મળતોજ છે. શયરંક સર્વેને ચાહ હાલમાં પ્રિય થઈ પડી છે. ભણેલા ને પંડિત લોકોને વિચાર કરવામાં ઘણી વખતે એ મદદ કરનારી થઈ પડે છે. ડિક્વીન્સી "Confessions of an Opium-Eater" ("અફીણીઆની કબૂલાતો") એ નામની ચોપડીમાં એક ઠેકાણે કહે છે કે ચાહ તે ભણેલા લોકોની હમેશાં પ્રિય વસ્તુજ થઈ રહેશે. ભવિષ્યનું તો કોણ જાણે પણ હાલમાં ચાહ વિચાર કરનારાઓને ઠીક મદદ આપતી જણાય છે. ચાહનું આ સ્થળે વર્ણન આપવાનું કારણ કે મદ્રાસમાં બહુજ થાક લાગેલો હોવાથી તે ખાસ જરૂરની ને પ્રિય થઈ પડી હતી. ચાહ પીવી જોઈએ કે નહિ ને તેમાં શું લાભ વા હાનિ છે તે

થઈ સજ્જ ગયા બીચ નીરખવા,[1]
વળી ગોદીતણી ખુબીની ન સીમા;
દૂર દૂર બધું મદરાસ વિષે,[2]
બહુ અંતરનુંજ સુધામ દીસે. ૭૦

જન પીપલ પાર્ક[3] સ્તુતિ શું કરે?
વન વૃક્ષતણું સમ એજ દીસે.
નહિ બેઠક પ્રેક્ષક કાજ રહે,
જઈ માત્ર નિરીક્ષણ કોણ ચહે? ૭૧

ફરિયા સહુ ભિન્ન સ્થળોગલીઓ જે,
વદતાં વદતાં નહિ અન્ત થશે;
સમીસાંજ વિષે જઈને મરિના,[4]
દરિયા પર, શાન્તિ, સુગંધ મળ્યાં. ૭૨

અપૂર્ણ.

---

પ્રશ્ન જુદોજ છે; અહિં તો માત્ર વસ્તુસ્થિતિ છે તે કહી છે. એજ વસ્તુસ્થિતિનું વિસ્તારથી વર્ણન રા. મોહનલાલે આપ્યું છે; તે માટે "વસન્ત." નો આ વરસનો માઘ માસનો અંક જુઓ.

૧. બીચ એટલે દરિયાકિનારો.

૨. મદ્રાસમાં બધું આઘું આઘું બહુજ છે. એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું હોય તો ત્રણચાર માઈલ જવા પડે. તેટલા માટે મદ્રાસને અંગ્રેજીમાં "A city of Distances" (અન્તરોનું શહેર) કહે છે.

૩. પાર્ક એટલે બાગ. પીપલ પાર્ક (લોકોનો બાગ) એ નામનો મદ્રાસમાં બાગ છે.

૪. દરિયા પર ફરવાની સડક. તેની પાસે ગાડીની સડક ને ઘોડા દોડાવવાની જગા બધું જુદું જુદું હોવાથી શાન્તિ ઠીક રહે છે. એ જગા 'મરિના' નામથી ઓળખાય છે.

# કાશ્મીર.

( ચાલુ પુ. ૪૯ પૃ. ૨૭૮ થી. )

હોડીવાળાઓ મુસાફરોને પોતાની હોડીમાં બેસવા બોલાવે છે, ને લલચાવે છે. જેમનો વિચાર નદીરસ્તે શ્રીનગર જવાનો હોય તેઓ હોડી ભાડે કરી લે છે. મોટી હોડીઓમાં કંઈક સ્ટીમરોની પેઠે બેસવાના, સુવાના, નાહવાના, જમવાના, ઓરડા જુદા હોય છે. દરેક મોટી હોડીની સાથે એક નાની હોડી હોય છે તેમાં નોકર ખાવાનું તૈયાર કરે છે અને સુઈ પણ તેમાંજ રહે છે. વહાણો સારી રીતે શણગારેલાં અને મુસાફરીને માટે જોઈતી સગવડવાળાં હોય છે. વહાણની મુસાફરીમાં અનેક પ્રકારની મોજ પડે છે. વહાણના તુતક પર બેસી આજુબાજુની અપૂર્વ શોભા નિહાળી શકાય છે. પવનની મંદમંદ આવતી લહેરોનો આસ્વાદ ઓરડામાં આરામખુરશી પર પડી વાંચતાં વાંચતાં લઈ શકાય છે. કિનારે ઊતરી થોડો વખત વહાણની સાથે સાથે ચાલવાની મોજ માણી શકાય છે. આવા પ્રદેશોમાં બેસવા કરતાં ચાલવાથી કાંઈક ઓરજ આનંદ પ્રાપ્ત થાય છે એ અનુભવથી સમજાય છે. વહાણો રાતદિવસ ચાલુજ રહે છે; કારણ કે ખોરાક વગેરે થઈ શકે એવી સર્વ સગવડો અંદરજ હોય છે. ખોરાક નિયમિત વખતે મળે છે.

આમ મુસાફરી કરતાં વુલર સરોવર આવે છે. એ સરોવર ૧૫ માઈલ લાંબું અને આઠ માઈલ પહોળું છે. દિવસે એમાં એટલું બધું તોફાન થાય છે કે એમાં મુસાફરી થઈ શકેજ નહિ. ફક્ત સવારમાં અમુક કલાક સુધીજ મુસાફરી થઈ શકે છે. હોડીવાળાઓ પોતાની મરજીમાં આવે ત્યારે ત્યાંથી હોડી આગળ ચલાવે છે, તેમાં મુસાફરોથી કાંઈ બોલી શકાતું નથી; કારણ તેઓ આ નાનકડા તોફાની સાગરના બચ્ચાને ક્યારે સહેલાઈથી ઓળંગી શકાય છે તે અનુભવથી સારી રીતે જાણતા હોય છે. આ સિવાય નહેરને રસ્તે પણ શ્રીનગર જઈ શકાય છે, શ્રીનગર જમ્મુ અને કાસ્મીર રાજ્યની ઊનાળાની રાજધાની છે, બારામૂલાથી જમીન રસ્તે શ્રીનગર ૩૪ માઈલ થાય છે, એ રસ્તો પણ પૃથ્વીના કોઈ પણ સૌન્દર્યપૂર્ણ વિભાગના જેટલોજ સુંદર છે; રસ્તાની બન્ને બાજુએ મોટાં રાક્ષસી કદનાં વૃક્ષો આવી રહેલાં છે. સર્વત્ર એવું અપૂર્વ અને અલૌકિક સૌન્દર્ય નજરે પડે

છે કે જાણે સ્વર્ગમાંજ જઈએ છીએ એવું આપણને ભાન થાય છે.

શ્રીનગર ઘણું રળિઆમણું શહેર નથી. તે પર્વતોની વચ્ચે આવેલું છે. એથી કુદરતે એના પર ઠીક કૃપા કરી જણાય છે. શહેરમાં ૧,૬૦,૦૦૦ માણસની વસ્તી છે; ઝેલમ નદી શહેરની વચ્ચેથી વહે છે. કેટલીક વેળા નદીમાં ભારે પૂર આવે છે, ત્યારે કિનારા છલકાઈ જાય છે; અને તેથી શહેરમાં ઘણું નુકસાન થાય છે. શહેરમાં મુસાફરોને ઊતરવાની એક કલબ છે; ત્યાં દરેક પ્રકારની રમત રમવાની સગવડ છે. શહેરની નજદીકનાં મુખ્ય જોવા જેવાં સ્થળોમાં મુખ્ય 'ચસ્મશાહી,' 'નિશત્ બાગ,' 'શાલ-માર બાગ,' 'દાલ સરોવર,' અને 'શંકરાચાર્ય' છે.

'ચસ્મશાહી' (બાદશાહી ઝરો) એ એક લઘુ વાટિકામાં આવી રહેલો છે; એનું પાણી મીઠું, ઠંડું, અને રુચિકર છે. એ પાણી અમુક રોગો પર દવા તરીકે અસર કરે છે એવો વૈદકમાં નિષ્ણાત પુરુષોનો અભિપ્રાય છે. ઝરાનું પાણી અતિશય ઠંડું હોવાથી ઊનાળામાં પીવું ઘણું ગમે છે. ઊનાળામાં પણ એકી વખતે ઘણું તો પી શકાતુંજ નથી, કારણ કે ઘણું ઠંડુ હોવાથી દાંત કળી જાય છે. મોગલ શહેનશાહો કાસ્મીરમાં ઘણી વખત આવી રહેતા, તે સમયની બંધાવેલી એક નાની ઇમારત અત્રે છે. આ સ્થળ ઉજાણી જનાર મંડળને ઘણુંજ સોઈદાર અને આનંદ-દાયક થઈ પડે છે.

'નિશત્ બાગ, (આનંદ બાગ.) 'ચસ્મશાહી'ના બાગ કરતાં આ બાગ વધારે વિસ્તારવાળો અને સૌન્દર્યથી ભરપૂર છે. જેમને નિર્મળ, ઠંડું પાણી પી તૃપ્ત થવું હોય તે 'ચસ્મશાહી' જાય છે, અને જેમને કુદરતનો બહાર અનુભવવો હોય તે અત્રે આવે છે. નાના પ્રકારનાં સુંદર ફૂલઝાડોથી એની જમીન ઢંકાઈ ગએલી હોય છે. બાગની મધ્યમાં એક ઝરણ છે, તેમાંથી પાસેના ફુવારાને પાણી મળે છે. ઉત્તરહિંદના મેદાનના પ્રચંડ તાપથી બચવા મોગલ શહેનશાહો ઉપર કહ્યું તેમ ઘણી વાર કાસ્મીરમાં આવી રહેતા, અને જહાંગીરે તો પોતાની પ્યારી બેગમ નૂરજહાન સાથે પોતાની જીંદગીનો ઘણો કાળ કાસ્મીરમાં ગુજાર્યો હતો. નિશત્ બાગનાં ઘણાં ઝાડ તે સમયનાં રોપાયલાં છે, કેટલાંક નૂરજહાન અને જહાંગીરની ખાસ દેખરેખ નીચેજ રોપાઈ ઉછેરવામાં આવેલાં છે.

'શાલમાર બાગ' (કૌમુદી બાગ) આ બાગ તદ્દન સાદો છે, પણ નિશત્ બાગ કરતાં વિસ્તારમાં મોટો છે, બન્ને બાગની સારી દેખરેખ રાખવામાં આવે છે; અને ખેતીવાડી ખાતાનો ઉપરી અધિકારી એ બન્નેની દેખરેખ રાખે છે. નિશત્ બાગની પછવાડે પર્વતો આવી રહેલા હોવાથી તેનો દેખાવ ઘણોજ મનોહર લાગે છે.

'દાલ સરોવર' પાંચ માઈલ લાંબું અને ત્રણ માઈલ પહોળું છે. એનું સૌન્દર્ય અનુપમ છે. સરોવરનો ઘણો ભાગ પૂર્ણ વિકસિત પંકજોથી શોભાયમાન થઈ રહ્યો હોય છે. એમાં તરતી વાડીઓ આવી રહેલી છે, તે પર શાકભાજી અને બીજો પાક ઉગાડવામાં આવે છે ! આ તરતા જમીનના લીલાછમ કટકા સરોવરની શોભામાં અત્યંત વધારો કરે છે. આવી તરતી વાડીઓની ક્વચિત્ ચોરી પણ થાય છે ! એટલે ચોરો તેને એક ભાગમાંથી હોડીની પેઠે હંકારી દૂર બીજા ભાગમાં લઈ જાય છે !

'શંકરાચાર્ય' એ એજ નામની ટેકરી પર દેવળ છે. ત્યાં ભૂસ્તરવેત્તાઓને અને શોધખોળ કરનારાઓને ઘણું જાણવાનું મળે તેમ છે. જેમને બાઝી ઊંચે ચઢવાનો શોખ હોય છે તેમનો શોખ અત્રે પૂર્ણ થાય છે. ટેકરીનો ચઢાવ પુષ્કળ છે. સારામાં સારા ચઢનારાને ટોચે પહોંચતાં ૪૫ મિનિટ વખત લાગે છે.

આ સિવાય કાસ્મીરમાં અનેક સૃષ્ટિસૌન્દર્યથી ભરપૂર જગ્યાઓ, નદીઓ, સરોવરો, પર્વતો વગેરે છે. ગુલ્મર્ગ (ફૂલોની ખીણ) વગેરે ખીણો પણ અતિશય મોદની ઉપજાવે તેવી છે. ગુલ્મર્ગ ખીણનો આકાર પ્યાલાના જેવો છે, દરીઆની સપાટીથી તે ૮,૦૦૦ કે ૧૦,૦૦૦ ફુટ જેટલી ઊંચી છે. ૧૫ મી જુનથી તે ઑગસ્ટની આખર સુધી ત્યાં જઈ શકાય છે. બીજે વખતે અતિશય ઠંડીને લીધે જઈ શકાતું નથી. મુસાફરો ઉનાળામાં અત્રેજ રહે છે. રહેવાને માટે કામચલાઉ ઝુપડાં બાંધેલાં હોય છે. બે માસ સુધી આ ખીણનો ભપકો ભારી હોય છે. મુસાફરો પોલો, ક્રિકેટ વગેરે રમતો ઑગસ્ટના છેલ્લા અઠવાડિઆમાં રમે છે. અત્રે એક વીશી પણ નીકળે છે તે શ્રીનગર હોટેલનીજ શાખા હોય છે. ખુલ્લા દિવસે, હિમાલયના નાંગા પર્વત નામના બરફથી ઢંકાયલાં શિખર પરથી ઑગસ્ટ

નીચે આવેલા બરફના નાના ડુંગરોને ખેંચી લઈ જતી ઝેલમ અપૂર્વ દેખાવ આપે છે.

જેમની ઇચ્છા કાશ્મીરનું શ્રેષ્ઠ સૌન્દર્ય જોવાની હોય તેમણે અમરનાથની ગુફાની મુલાકાત લેવી જોઈએ. જે યોગીના નામ પરથી એ ગુફાનું નામ પડયું છે તેના માનમાં અત્રે એક મોટો મેળો ભરાય છે. એ મેળામાં હિંદના જુદા જુદા ભાગમાંથી ઘણાં માણસો આવે છે. અત્રે ગ્લેશીયર જોવામાં આવે છે, અને ઇશ્વરની કારીગીરીના નમુનાનું એક ઉત્તમ પ્રદર્શન પણ જોવામાં આવે છે.

કાશ્મીરમાં ચાર ઋતુઓ છે, પણ તે અનિશ્ચિત રીતે આવે છે: ઋતુઓ સંબંધી એક મુસાફરને એક કાશ્મીરી સાથે થએલો સંવાદ રમુજી છે.

મુ૦ તમારે ઋતુઓ કેટલી છે?

કા૦ બે.

મુ૦ કઈ કઈ?

કા૦ ૭ માસ વરસાદ વરસે છે અને ૬ માસ બરફ પડે છે.

મુ૦ પણ, વરસના મહિના તો બાર છે, અને તમે તો તેરનો હિસાબ ગણાવો છો!!

કા૦ હા. તે બરોબર છે. પણ અમે વરસોવરસ એક એક માસ આગલા વરસમાંથી ઉછીનો લઈએ છીએ, અને એ પ્રમાણે હિસાબ રાખીએ છીએ.

તાત્પર્ય કે એપ્રિલથી ઑગસ્ટ કે લગભગ સપ્ટેંબર સુધી ત્યાં થોડી અથવા વધારે વર્ષાઋતુ હોય છે. વચ્ચે થોડા થોડા દિવસ વખતે ઉઘાડ પણ નીકળે છે; સપ્ટેંબર, ઑક્ટોબર અને નવેમ્બરમાં ઘણું કરી ખુલ્લી ઋતુ હોય છે. બરફ નવેમ્બરથી એપ્રિલ સુધી પડે છે; પણ તેનો પડવાનો ખરેખરો સમય તો ડીસેમ્બરથી માર્ચ સુધીનોજ છે. નાતાલ ઉપર બરફ ન પડે એવું તો ભાગ્યેજ બને છે. વસંતઋતુમાં મેદાનોમાં આવેલાં મોટાં ઝાડોને લાલ રંગનાં નવાં પાંદડાં આવે છે ત્યારે જાણે આખા વનને આગ લાગી ન હોય તેવો દેખાવ થઈ રહે છે! જ્યારે બરફ પડવા માંડે છે ત્યારે ઝાડ, પાન, પર્વતનાં શિખરો ઇત્યાદિ જે જે પર આંખ ઠરે છે તે સર્વ સફેદ જણાય છે. આકાશ વાદળાંરૂપી સફેદ વસ્ત્ર ધારણ કરે છે, તેથી

સૂર્યનો પ્રકાશ અઠવાડિયાં સુધી જણાતોજ નથી. કોઈક વખત તો કાશ્મીરમાં જાન્યુઆરી અને ફેબ્રુઆરીમાં ભાગ્યેજ બે ત્રણ ખુલા દિવસ નીકળે છે. જો શિઆળો મોડો શરૂ થયો ન હોય તો ફેબ્રુઆરીની આખરે બરફ પીગળવાનું કામ શરૂ થઈ જાય છે, અને ખીણમાં જામેલું બરફ પીગળી જાય છે. છાપરાં ઉપર બરફનાં થચીયાં લટકતાં માલમ પડે છે, અને નીચેથી જનાર બેદરકાર માણસને વખતે હેરાન પણ કરે છે. બરફ પીગળવા માંડે છે એટલે જણાય છે કે ધરતીમાં ઉષ્ણતા આવવા માંડી છે. થોડા વખતમાં નવું ઘાસ ફૂટી નીકળે છે. એપ્રિલ માસમાં ઝાડોને ફૂલ આવે છે, અને લોકો પહેલવહેલી 'ગુલાબની ઉજાણી' કરે છે. બદામડીને સૌથી પહેલો મોર આવે છે. બદામનાં ઝાડો ટેકરીઓની તલેટીમાં થાય છે. ત્યાં તેઓ પુષ્કળ ફાલે છે અને ઘણી જગ્યા રોકી લે છે. જ્યારે એ ઝાડોને મોર આવે છે ત્યારે તેમનો દેખાવ અતિશય આકર્ષક થઈ રહે છે. ફૂલો ચીમળાઈ જતા સુધી ઝાડોને પાંદડાં આવતાં નથી આથી ફૂલોની મોસમ વખતે સઘળાં ઝાડો પર ફૂલજ ફૂલ દેખાય છે. આ વખતે ફૂલનો શોખ સંપૂર્ણ કરી શકાય છે, સંધ્યાસમયે જ્યારે આકાશ ચિત્ર વિચિત્ર અભ્રરંગોથી વિભૂષિત થયેલું હોય છે, અને સૂર્યનારાયણનાં દીન થએલાં કિરણો લાંબાં થઈ ડુંગરીઓ, પર્વતો અને તળેટીમાં આવેલાં પુષ્પમય વૃક્ષો પર પડે છે, ત્યારે જે દેખાવ થઈ રહે છે તે સ્વર્ગના નંદન કરતાં પણ અધિક હોવાની શંકા પ્રતિક્ષણે થાય છે!

કાશ્મીરના લોકો એ મોસમમાં ઘણી ઉજાણીઓ કરે છે. ઝાડો નીચે તેઓ ઉજાણીએ જાય છે. તેમને બેસવા માટે કુદરતે રંગબેરંગી ફૂલોની સુંદર જાજમ બિછાવી દીધેલી હોય છે, ઉપર કેવળ ફૂલનોજ ચંદરવો બાંધી દીધેલો હોય છે. પવન જરા જોરથી વાય છે કે નીચે બેસનારાંના માથાં પર ફૂલનો મંડપ થઈ રહે છે! કેવો રમણીય દેખાવ! સૃષ્ટિમાંજ જો સ્વર્ગ હોય તો આજ છે!

કાશ્મીરમાં ઘણા પ્રકારનાં ફળ થાય છે. ઈંગ્લાંડ અને ફ્રાન્સમાં થતાં કેટલાંક ફૂલઝાડો, ફળઝાડો, અને મોટાં ઝાડો પણ ત્યાં થાય છે. નારંગી, સંતરાં, અંજીર, આલુ, જામફળ વગેરે અનેક પ્રકારનાં ફળ પુષ્કળ થાય છે. કેટલાંક વિલાયતી ફળ પણ થાય છે અને તે એટલાં તો સોંઘાં મળે

છે કે તેટલાં સોંઘાં તેમની જન્મભૂમિમાં પણ મળતાં નથી. ઑગસ્ટમાં ફળ ઘણાં અને સોંઘાં મળે છે. ચાર આનામાં એક માણસને આખો દિવસ ચાલે એટલાં ફળ મળી શકે છે.

જેણે પૂર્વે સુકૃત કીધાં હોય તેનેજ આવી સ્વર્ગભૂમિમાં વાસો કરવાનું એક ક્ષણ પણ બની આવે.

માણેકલાલ કાલિદાસ ભટ.

---

## " વીર અમે ગુજરાતી. "

જય! જન્મભૂમિના જાયા,
બસ! વીર અમે ગુજરાતી.
શંકર, વિભુવરની છાયા,
નિશદિન અમ શિર સોહાતી:—
અમ પુનિત અવની, ગિરિ, તીર્થો;
રસભર સર, સાગર, નદીઓ;
વહે, મંદ અનિલ મુદ ભરતો,
તે પુણ્યભૂમિના જાયા
બસ! વીર અમે ગુજરાતી:—
વસે સિંહ, વાઘ મૃદુ હરણાં,
કલરવે પક્ષી કંઈ રમણાં,
કરે, ગાન અહા! વિભુવરનાં,
તે દિવ્યભૂમિના જાયા,
બસ! વીર અમે ગુજરાતી:—
અમ કવિકુલ ભૂષણ કવિઓ,
બસ! દિવ્ય સૃષ્ટિના રવિઓ,
દયો, પ્રેમ, મીરાં, નરસૈયો,
તે વસુંધરાના જાયા.
બસ! વીર અમે ગુજરાતી:—
થયા અસંખ્ય રણશૂર મોટા,

જેના જડે ન જગમાં જોટા,
ક્યાં, વનુ, સિદ્ધરાજ સમોતા ?
તે વીરભૂમિના જાયા
બસ ! વીર અમે ગુજરાતી:—
અમ માતૃભૂમિ રસમાતી,
દે રસ કણ કણ બહુ જાતી,
વ્યાપારીશ બન્યા જેનાથી,
તે વૈશ્યભૂમિના જાયા,
બસ ! વીર અમે ગુજરાતી:—
સૌ અનુકૂળતા છે અમને,
સૌ શક્તિથી હરી લઈ તમને,
ધરી, હોંસ વાપરી ધન, ને
ઉદ્ધારશું—ગુજરાતી—:—
જય ! જન્મભૂમિના જાયા,
બસ ! વીર અમે ગુજરાતી.

માણેકલાલ કાલિદાસ ભટ્ટ.

---

ટીપ—" મહેમાન થયાં તમે મારાં " એ લોકપ્રિય ગાયનનો લય, કંઈક ફેરફાર સાથે.

# " ધૂમકેતુ. "

( અનુસંધાન પૃષ્ઠ ૨૬૮ થી. )

ગત અંકમાં હેલીના ધૂમકેતુ વિષે સવિસ્તર ચર્ચા આપણે કરી. આ વિશાળ વિશ્વમાં તારાઓ, સૂર્યો, ગ્રહો વગેરેની સંખ્યા જેમ અગણિત છે તેમજ ધૂમકેતુઓની સંખ્યા પણ અગણિતજ છે. વિદ્વાન કેપ્લરે કહ્યું હતું કે મહાસાગરમાં જેટલી સંખ્યા માછલાંની છે તેટલી સંખ્યા વિશ્વમાં ધૂમકેતુઓની હશે. આ બધા ધૂમકેતુઓ પૈકી ઘણા આપણા સૂર્યચક્રમાં

ગર્ભમાંજ એવાં તત્ત્વો છે જે પોતાનાંજ પરસ્પર સંઘર્ષણને લઈને તેમાં રહેલી વિદ્યુતનાં રજકણ ઉત્પન્ન કરે છે. આ રજકણો વિદ્યુતનાં આકર્ષક અને નિઃસારકબળને અધીન રહીને દૂરનાં દૂર ફેંકાયાં જાય છે, અને તે ફેંકાયેલાં રજકણ તે પૂછડી.

બીજા વિદ્વાનો જેવાકે લેબેડેવ, નિકોલ્સ અને હલ, એવો મત ધરાવે છે કે "પૂર્વોક્ત કારણ કેટલેક અંશે માન્ય રાખી શકાય પણ સર્વાંશે નહિ." તેઓ એમ કહે છે કે આ ઉપરાંત સૂર્યના પ્રકાશમાંજ કાંઇક એવો ગુણ છે કે તે પ્રકાશ જે પદાર્થ પર પડે છે તેના પર તેની સપાટીના પ્રમાણમાં અને તેના ઘનફળનાં ઉલટા પ્રમાણમાં અમુક દબાણ કરે છે. હવે જો પદાર્થનું ઘનફળ બહુજ હોય તો સૂર્યનું આકર્ષણ બળ બળવત્તર થઇને તે પદાર્થને પોતાની તરફ ખેંચે છે અને જો ઘનફળના પ્રમાણમાં તે પદાર્થની સપાટી બહુજ હોય તો સૂર્યનો પ્રકાશ તેના પર દબાણ કરે છે જે દબાણથી તે હલકો પદાર્થ નિઃસારિત થાય છે, અર્થાત્, પોતાની વિરુદ્ધ દિશામાં ફેંકાય છે. પ્રોફેસર એરેનીહસે કહ્યું કે ધૂમકેતુ જેમ જેમ સૂર્યની પાસે આવે છે તે વખતે તેમાં જે હાઇડ્રોકાર્બન પદાર્થ છે તે બહુજ ગરમ થાય છે અને તે ગરમીની અસરથી તેના બે ભાગ થાય છે; તેમાંથી હાઇડ્રોજન વાયુ અને કાર્બનનાં રજકણો જુદાં પડે છે, કાર્બન 'સુટ' (કાજલ) હોવાથી હવા વિનાના પ્રદેશમાં ઑક્સિજનના અભાવે બળી શકતો નથી, પણ સૂર્યના પ્રકાશના નિઃસારણ બળને અધીન થઇને ઘણે દૂર ફેંકાય છે; એરેનીહસે વિશેષમાં કહ્યું કે કેટલાંક હલકાં રજકણો ૧ કલાકમાં ૮,૬૭,૦૦૦ માઇલના વેગથી અને કેટલાંક ૧,૨૫,૦૫,૦૦૦ માઇલના વેગથી પાછાં ફેંકાય છે; સ્થાનોજન વાયુ અને હાઇડ્રોજન વાયુનાં રજકણોની પૂછડી બહુજ લાંબી બને છે કારણ તે બહુજ હલકા છે; હાઇડ્રોકાર્બનની પૂછડી તેટલી બધી લાંબી નથી બનતી અને સોડિયમ અને લોઢાના વાયુનાં રજકણોની પૂછડી એથી પણ ટુંકી ને આડી બને છે. પ્રકાશશાસ્ત્ર ઉપર શ્રેષ્ઠ નિર્ણય ઉપર આવનાર પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી પ્રોફેસર ક્લાર્ક મૅક્સવેલનો પ્રકાશ સંબંધી એવો મત છે કે સૂર્યમાં રહેલાં વિદ્યુત તત્ત્વોમાં વિદ્યુત ઉત્પન્ન થવાથી વિદ્યુતનાં રજકણોના આંદોલનની આપણી આંખ ઉપર થતી જે અસર તેજ પ્રકાશ; આ આંદોલનો

ઈથર નામના સૂક્ષ્મ અને અવ્યાખ્યેય પદાર્થદ્વારા ગમન કરે છે. તે આંદોલનો વડે ઈથરનાં સૂક્ષ્મ રજકણોનું જે દબાણ તેજ પ્રકાશનું દબાણ. પૂર્વોક્ત મત ધરાવનાર લેબેડેવ વગેરે મૅક્સ્વેલના મતને મળતો મત ધરાવે છે માટે તેમની દલીલો પર વિશેષ વિશ્વાસ આપી શકાય છે. પરંતુ હાલમાં બે ત્રણ મહિના ઉપર ઈંગ્લાંડમાં કૅમ્બ્રિજમાં ત્યાંની વિશ્વ-વિદ્યાલયના ખગોળના વિષયના પ્રોફેસર એચ. એચ. ટર્નર જે ડોક્ટર ઑવ્ સાયન્સની માનવંતી પદવી ધરાવે છે તેમણે પોતાના એક ભાષણમાં એમ કહ્યું હતું કે "અર્વાચીન મત ધૂમકેતુની પૂછડી સંબંધી એવો ઠર્યો છે કે સૂર્યમાંથી અમુક વાયુમય તત્ત્વો બહાર નીસર્યાં કરે છે તેને ધૂમકેતુ પાછાં ઘનીભૂત કરે છે તેને પરિણામે પૂછડી થાય છે." આ બધા તર્કવિતર્કો ઉપરથી એટલું બોલી આપણે વિરમીશું કે આ બધા વિજ્ઞાનશાસ્ત્રીના મત-માંથી ગમે તે મત ખરો હશે પણ જેમ જેમ વિજ્ઞાનશાસ્ત્રીઓ કાળક્રમે નવી નવી શોધો કરીને વિજ્ઞાનશાસ્ત્રનો પ્રદેશ જનસમાજની આગળ વધારે ને વધારે સ્પષ્ટ રીતે ખુલ્લો કરશે તેમ તેમ ધૂમકેતુની પૂછડી વિષે વધારે ને વધારે ચોકસ મત આપણને મળતો જશે.

લીનકરરાય અચરતલાલ સૈયદ.
બી. એ., એસ. ટી. સી.

---

# केळवणीखातानी खबरो.

## પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા.

(મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ તા. ૨૭ મી જુલાઈના હુકમ નં. ૪૮૮૩ ઉપરથી.)

### જાહેર ખબર.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૧૦ તા. ૧૦ મી નવેંબર ગુરુવારને રોજ અને ત્યાર પછીના દિવસોએ પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામાં આવશે.

K. P. Trivedi,
Principal.

---

ઍક્ટની બારમી કલમથી મળેલી સત્તાની રૂએ, પુનામાં 'હરિહર પ્રેસમાં' નારાયણ બળવંત ચવાણે છાપેલું અને ગણેશ ધોનદેવ કાનેએ મરાઠીમાં લખેલું "દ્રૌપદિમણિ હરણ" નામનું નાટક, નામદાર ગવર્નર ઇન કાઉન્સિલ, નામદાર શહેનશાહ તરફથી જપ્ત થએલું જાહેર કરે છે, એવા સબબથી કે ઉક્ત નાટકમાં એવા શબ્દો છે કે જેથી નામદાર શહેનશાહ તરફ અથવા બ્રિટિશ હિન્દુસ્તાનમાં કાયદેસર સ્થપાએલી સરકાર તરફ અસંતોષ ઉશ્કેરવાનો અને જુલમાટનાં કામો કરવાની લોકોમાં ઉશ્કેરણી થવાનો સંભવ રહે છે.

---

## જાહેર ખબર.

( મે. ઉ. બા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ ના. ૮ મી ઑગસ્ટના હુકમ નં. ૫૫૨૪ ઉપરથી. )

નં. ૪૦૭૭—૧૯૧૦ ( ૧૯૧૦ નો પહેલો કાયદો ) ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની બારમી કલમથી મળેલી સત્તાની રૂએ, નેટલ, ફીનીક્સ, ઇન્ટર નૅશનલ પ્રિન્ટિંગ પ્રેસમાં છપાએલું અને નેટલ, ફીનીક્સ, "ઇન્ડિયન ઓપીનીઅન" ના મૅનેજરોએ પ્રસિદ્ધ કરેલું "જેલમાં કાવ્ય" ( "Songs of Jail." ) એ નામનું પુસ્તક નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલે નામદાર શહેનશાહ તરફથી જપ્ત થએલું જાહેર કર્યું છે એવા સબબથી કે ઉક્ત પુસ્તકમાં એવા શબ્દો છે કે જેથી નામદાર શહેનશાહ તરફ અથવા હિન્દુસ્તાનમાં કાયદેસર સ્થપાએલી સરકાર તરફ અસંતોષ ઉશ્કેરવાનો અને જુલમાટનાં કામો કરવા તરફ લોકોની ઉશ્કેરણી થવાનો સંભવ છે.

( સહી ) A. EARLE,
Offg. Secretary to the Government of India.

By order of His Excellency the Honourable the Governor in Council.

J. H. Du Boulay,
Secretary to Government.

---

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ | સદ્‌ગુણી બાળકો. | ગુજરાતી | ઇનામ અને લાઇબ્રેરી માટે. | ० | ३ | |
| ૫ | અખલાખાન ગુલદસ્ત ઇ-મઝગિન. | ઉર્દૂ. | ઇનામ તથા લાઇબ્રેરી માટે તેમજ નિશાળોમાં ચલાવવા માટે. | ० | ૪ | ० |
| ૬ | ઉત્તરચંદ કપુર ઍન્ડ સન્સ. લાહોર. રૉયલ સીરિઝના ઉર્દૂ કા-કાયદા | ઉર્દૂ. | નિશાળોમાં ચલાવવા માટે. | ० | ० | ૯ |
| ૭ | ડૅ. એમ. જલાલુદ્દીન ( જે. સી. ) અલીગઢ. ભૂગોળ કેમ શિખવવી. ભાગ બીજો. હિન્દુસ્તાન. | ઉર્દૂ. | લાઇબ્રેરી માટે. | ० | ૪ | ० |

મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબની ઑફિસ. તા. ૨૬ મી જુલાઈ ૧૯૧૦. }

( સહી. ) S. S. NADKARNI.
for Director of
Public Instruction.

## જાહેર ખબર.

(મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ તા. ૩૦ મી જુલાઈના હુકમ નં. ૫૦૧૪ ઉપરથી)

પ્રાથમિક શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની નીચેની યાદી લોકોની જાણ માટે છાપવામાં આવી છે.

| નંબર. | પુસ્તકનું નામ, વગેરે. | ભાષાનું નામ. | શાને માટે મંજુર કરવામાં આવ્યું છે તે. | કિંમત. | | |
|---|---|---|---|---|---|---|
| | | | | રૂ. | આ. | પા. |
| ૧ | ગણપતરામ રાજારામ. લઘુ ભારત, ભાગ ૫ મા. | ગુજરાતી. | ઇનામ અને લાઇબ્રેરી માટે. | ૧ | ૮ | ૦ |
| ૨ | દેવાશ્રી સોમેશ્વર બાપુજી. સંગીત શ્રીમદ્ ભાગવત. | ગુજરાતી | લાઇબ્રેરી માટે. | ૧ | ૮ | ૦ |
| ૩ | ભિક્ષુ અખંડાનંદ, ઑન. સેક્રેટરિ, સસ્તુ સાહિત્ય વર્ધક મિત્રમંડળ. મુંબઈ. શ્રીમદ્ યોગવાસિષ્ઠ રામાયણ. વૈરાગ્ય અને મુમુક્ષુ પ્રકરણ. | ગુજરાતી | ઇનામ અને લાઇબ્રેરી માટે. | ૦ | ૭ | ૦ |

# નિશાળોનાં ઇનામપત્રક.

**કાઠિયાવાડ વિભાગ.**

કંડોરણા—શેઠ ઇસા અબ્દુસકુર રૂ. ૧૦ ) ફીની મદદ સારૂ.

**ભરૂચ વિભાગ.**

આમોદ—કન્યાશાળા. કાશીબેન કન્યાકેળવણી ઉત્તેજન ફંડ તરફથી રૂ. ૧૮ ) કપડાં, વાડકીઓ અને પતાસાં.

**સુરત વિભાગ.**

સુરત—મ્યુ-સ્કુ. નં. ૩. શેઠ ઝવેરચંદ કલ્યાણચંદ રૂ. પાા પતાસાં. બોણદ—ડાહ્યાભાઈ રૂદરજી રૂ. ૬ ), પરાગજી દયાળજી રૂ. ૫), એંદરજી પરાગજી રૂ. ૩ ) તથા બીજા ગૃહસ્થો રૂ. ૨૪-૮-૦ પદાર્થપાઠના સાધનો સારૂ. ભાઠા—કન્યાશાળા. કાળીદાસ અંબારામ રૂ. ૭-૮-૦ છીંટ, સ્કુલ કમીટીના મેમ્બરો વગેરે રૂ. ૫-૮-૦ પતાસાં. સુરત-મ્યુ. સ્કુ. નં. ૧૫ મીયા આહમદ હાજીમીયા કરીમ, રૂ. ૧૫ ) મીયાં અબદુર રઝાક છોટનભાઈ રૂ. ૮ ), મી. બેજનજી માણેકજી જંબુસરીયા. રૂ. ૫) તથા મી. અબદુર રઝાક મહમદ હુશન રૂ. ૩ ) ઇનામ. ભાઠા—રૂસ્તમજી રૂ. ૫ ), કાવસજી નવરોજજી રૂ. ૫ ), શેઠ કાળીદાસ અંબારામ રૂ. ૭ ) તથા સ્કુલ કમીટીના મેમ્બરો રૂ. ૨ ) ચોપડી તથા પતાસાં. ભાટપુર—શા. કાળીદાસ અંબારામ રૂ. ૧૦ ) ચોપડી તથા મીઠાઈ, શેઠ કાવસજી બરજોરજી રૂ. ૬ ) ચોપડી તથા મીઠાઈ. ખજોદ—સ્કુલ કમીટીના મેમ્બર કાળીઆ પાંચીઆએ નિશાળમાં રૂ. ૫ ) ની મીઠાઈ. અહવા—મે. ફોર્મ સુપરીન્ટેન્ડેન્ટ સાહેબે ચોપડી તથા મીઠાઈ મળી રૂ. ૫) નું ઇનામ. જુનાગઢના મે. દિવાન સાહેબ તરફથી રૂ. ૫ ) તથા ગામ લોકો તરફથી રૂ. ૭ ) મળી રૂ. ૧૨ ) નું એક ઘડીઆળ નિશાળમાં આપ્યું. તરસોણ—ગામ લોકોએ સ્કુલ જમાડી રૂ. ૨૦-૮-૬ આપ્યા. સરસોણ—સ્કુલ કમીટીના મેમ્બરો તથા ગામના સદ્‌ગૃહસ્થોએ મળી રૂ. ૧૩ ) નું એક મોટું ઘડીઆળ આપ્યું. અકોટી—સ્કુલ કમીટીના મેમ્બરોએ તા. ૫-૩-૦૯ ને રોજ રૂ. ૫ ) નું ઇનામ. માંડવી ઉર્દુ—ગામના પોલીસ પટેલ હાસમભાઈ મહમદભાઈ એ છોકરાઓને ઇનામ

તથા પતાસાં રૂ. ૮-૮-૦. બહુધાન કન્યા—બીબાજી સોરાબજી શેઠે રૂ. ૪-૪-૦ ગવનની છીંટ આપી. કલીલપોર—બાઈ બીમી તે સા. રામચંદ દુલભજીની ધણીઆણીએ છોકરીઓને રૂ. ૧-૮-૦ ની મીઠાઈ મળી રૂ. ૮-૧૦-૯ આપ્યા. કાલીઆવાડી કન્યા—સ્કુલ કમીટીના મેમ્બર અને સદ્‌ગૃહસ્થ રાયચંદ દુર્લભભાઈની ધણીઆણી બાઈ બીમીએ રૂ. ૧૧-૬-૬ ની છોકરીઓને ચોપડીઓને રૂ. ૩ ), ની મીઠાઈ આપી. કાલીઆવાડી મુખ્ય—સ્કુલના નવા મકાનનું વાસ્તુ તથા ઇનામનો મેળાવડો તા. ૧-૩-૦૯ ને રોજ કરવામાં આવ્યો તે વખતે રૂ. ૨૫)નું ઇનામ વહેંચવામાં આવ્યું છે. એથર—ગામ લોકો તરફથી રૂ. ૧૫ ) નું ઘડીઆળ નિશાળમાં આપવામાં આવ્યું છે. સાતેમ—નિશાળનું નવું મકાન બંધાવ્યું તેમાં નિશાળ બેસાડી તે વખતે ગામ લોકોએ ચંદીપાઠ કરાવી હોમ કર્યો હતો અને બ્રાહ્મણ વિદ્યાર્થીઓને ભોજન કરાવ્યું તેમાં રૂ. ૪૫ ) આપ્યા. દાંતી—શેઠ એદલજી રૂસ્તમજી દાંડીવાળાએ પોતાના માતાજીને નામે છોકરાઓને બેસવા વાંસની પાતરી ગુંથાવી તથા રૂ. ૭) રોકડા આપ્યા. ગામ લોકોએ રૂ. ૧૫-૨-૦ ની ચોપડીઓ તથા મીઠાઈ પાસ થયેલા છોકરાઓને આપ્યા. પારડી—મે. રેવેન્યુ કમીશ્નર સાહેબ બહાદુરે તા. ૨૭-૧-૦૯ ને રોજ સ્કુલ કમીટ કરી તે વખતે ડ્રિલ તથા કસરત જોઈ ખુશ થઈ રૂ. ૩ ). ની મીઠાઈ આપી. ઉવરસાડી મુખ્ય. પાસ થયેલા છોકરાઓને પુસ્તકો તથા મીઠાઈ મળી રૂ. ૧૬-૧૦-૯ નું ઇનામ આપ્યું.

ખેડા વિભાગ.

વડતાલ—આચાર્ય શ્રીપતપ્રસાદજી રૂ. ૧૭-૦-૦ મીઠાઈ. સામરખા—પા. ગોપાળભાઈ ગલાભાઈ રૂ. ૨૦ ), પા. ઝવેરભાઈ વરજભાઈ રૂ. ૯ ), પા. મચ્છાભાઈ ઓતમભાઈ રૂ. ૯ ) પા. ગણેશભાઈ લખમીદાસ રૂ. ૭ ), તથા પા. નાથાભાઈ મનોરદાસ રૂ. ૭ ) સ્કુલ જમાડી. ચકલાસી—તલાટી શનાભાઈ વહેરીભાઈ રૂ. ૪ ) પતાસાં. પે. આસિ. છોટાલાલ ગોવર્ધનદાસ રૂ. ૩ ) પતાસાં. સુણાવ—ગામના આગેવાન ગૃહસ્થો રૂ. ૪ ), તથા પટેલ ઉમેદભાઈ મથુરભાઈ રૂ. ૩ )

પુસ્તકો. જીતોડીયા—રા. ફુલાભાઈ મયુરભાઈ રૂ. ૧૦ ) સ્કુલ જમાડી. આંત્રોલી—મહેતા હરગોવન તથા શીવલાલ શંકરભાઈ રૂ. ૩૦ ) સ્કુલ જમાડી. સોઢપુર—પોલીસ પટેલ. ચતુરભાઈ બાબરભાઈ રૂ. ૭ ) સાહિત્ય તથા ઇનામ સારૂ. ભાળજ—પટેલ. બાબરભાઈ ભીખાભાઈ રૂ. ૩૫ ) સ્કુલો જમાડી. આંકલવિ—ગોસાઈ મોતીગર મયાગર રૂ.૨૦૦) વ્યાજમાંથી સ્કુલના ગરીબ છોકરાઓને ઉત્તેજન સારૂ આપ્યા. નરસંડા. કન્યાશાળા. પા. શંકરભાઈ બાપુભાઈ રૂ. ૧૩-૪-૦ રેજા. કુંજરાવ—પા. મયુરભાઈ મુનદાસ રૂ. ૩૫ ) સ્કુલ જમાડી. આમરોલ—પટેલ. રણછોડભાઈ રામસંગ રૂ. ૧૫ ) સ્કુલ જમાડી. મોગર—શા. કેશવલાલ ભીખાભાઈ તથા બારોટ પ્રભુદાસ હરીભાઈ રૂ. ૪-૮-૦ પાણીની પરબ સારૂ. મહુધા—દવે. દેવશંકર ભાઈશંકર રૂ. ૧૨ ) દુધ પાયું. ઠુણાદરા—મુખી શંકરભાઈ ગીરધરભાઈ રૂ. ૮ ) પાંડવણીઆ વર્ગ જમાડયો. વણોટવા—શા. સોમચંદ દલીચંદ રૂ. ૧૨ ), શા. મહીજીભાઈ મલુકચંદ. રૂ. ૧૨ ) સ્કુલ જમાડી. લસોડા—પા. શંકરભાઈ નરોતમદાસ રૂ.૧૦) સ્કુલ જમાડી. સઇજપુર—પાટીદાર વર્ગ રૂ. ૫ ) લાડુ. વડોદ—કન્યાશાળા. પટેલ શંકરભાઈ પ્રભુદાસ રૂ. ૩૦ ), પા. લલ્લુભાઈ ગોવિંદભાઈ રૂ. ૩૭ ) ઓરણીઓ તથા પતાસાં, જાડેજા રતનસીંગજી વખતસીંગજી.

## પંચમહાલ રેવાકાંઠા વિભાગ.

વાડી—મે. જપ્તીદાર સાહેબ તથા તાલુકદાર ઠાકોરો રૂ. ૧૨-૪-૬ સ્કુલ જમાડી તથા ઇનામ. ગોધંપા—રા. બા. દિવાન સાહેબ સાકર વહેંચી. દેવગઢ—મેં. દિવાન સાહેબ રૂ. ૧૫૦ ) ચોપડીઓ, કપડાં અને સાકર. નાની શેરડી—મુખી હરીસંગ બહેચર બાવા રૂ. ૨-૧૨-૦ ઇનામ. દેવગઢ—કન્યાશાળા, શ્રીમંત મહારાજા સાહેબ રૂ. ૧૧-૧૫-૩ કાપડ. લુણાવાડા—મોટા મુલાંજી સાહેબ રૂ. ૧૨ ) પુસ્તક, પતાસાં. હાલોલ—કન્યાશાળા, મે. એકર સાહેબ રૂ. ૯) રોકડા વહેંચ્યા.

## કચ્છ વિભાગ.

ગોધરા સ્કુલ—ઠક્કર વલભદાસ રણછોડદાસ તરફથી રૂ. ૧-૪-૦ મોથાળા—ઠક્કર નેણશી પુરષોત્તમ રૂ. ૨-૮-૦ જાગીરદાર રૂ. ૨-૧૨-૦

ભુજપર—માંડવીના ગુ. રિધગરજી રૂ. ૧૦-૧૨-૦ રૈયતના રૂ. ૩૪-૫-૦ શ્રી દરબાર તરફથી રૂ. ૧૮-૧૩-૦ રૈયતના રૂ. ૧૪૯-૫-૫ મુંદ્રા સ્કૂલ—માંડવીના ગુ. રિધગરજી રૂ. ૮-૦-૦ આરંભીયા—શે. કૃષ્ણદાસ મુળજી રૂ. ૧-૮-૦ ઉમરશી મુળજી રૂ. ૧-૮-૦ જાગીરદાર તથા રૈયત રૂ. ૧-૧૨-૦ વેદરાજ વીરજી લખમશી રૂ. ૧-૪-૦ ભદ્રેસર—શેઠ ભચાભા કૃષ્ણદાસ રૂ. ૨૫-૦-૦ ભીમાસર—રૈયતના રૂ. ૩-૧૦-૦ શ્રી દરબાર તરફથી રૂ. ૩-૧૪-૦ ગાંગોદર—શ્રી દરબાર તરફથી રૂ. ૨-૧૨-૮ રૈયત રૂ. ૧-૦-૦ પલાંસવા—શ્રી દરબારના રૂ. ૭-૧૨-૦ જાગીરદાર તથા રૈયતના રૂ. ૧૮-૦-૪ ફતેગઢ—શ્રી દરબારના રૂ. ૭-૧૫-૪ વસ્તીના રૂ. ૩-૧૦-૦ મનફરા—પીરે તરફથી રૂ. ૧૫-૦-૦

માંડવી એ. વ.—રા. માણેકચંદ રૂ. ૭-૮-૦ શેઠ રતનશી મુરારજી રૂ. ૩-૧૨-૦ રોહા—શેઠ પ્રેમજી સુરજી રૂ. ૯-૮-૦ શાસ્ત્રી વલ્લભજી રતનશી રૂ. ૬-૮-૦ રણછોડ તુળશીદાસ રૂ. ૫-૦-૦ શેઠ ખીમજી આસર રૂ. ૧-૪-૦ કટારીઆ—રા. ભચાઉ ફોજદાર રૂ. ૧-૪-૦ દુધૈ—શ્રી દરબારના રૂ. ૬-૨-૮ રૈયતના રૂ. ૩-૮-૦ ગઢસીસા—વ્યાસ વિશનજી હરીરામ રૂ. ૫૧-૮-૯ કુંભારીયું—ઠકર રતનશી દેવકરણ રૂ. ૨-૮-૦ કપાયા—રૈયતના રૂ. ૧૨-૪-૦ બળદીઆ—શેઠ મેઘજી કાનજી રૂ. ૧૭૫-૦-૦ માંડવી નં. ૨—શ્રી દરબારના રૂ. ૨૮-૬-૬ શેઠ વીશનજી નંદજી રૂ. ૨૭-૧-૨ શેઠ કેશવજી હંસરાજ રૂ. ૧૫-૧૩-૩ માંડવી ખલફાને—માસ્તર ચત્રભુજ શિવજી વેદ રૂ. ૩૨-૦-૦ વેંધ સ્કૂલ—શ્રી દરબાર રૂ. ૪-૧૨-૬ રૈયતના રૂ. ૬-૦-૦ નીરૂણાં—ઘેલાભાઈ ધનજી રૂ. ૩-૧૨-૦ પ્રેમજી ગોપાલ રૂ. ૩-૦-૦ દેશલપર—મુળજી રતનશી રૂ. ૪-૧૨-૦ ગુ. રીધગરજી રૂ. ૨૮-૧૨-૦ અંજાર સ્કૂલ—ગોકલદાસ ત્રીકમજી રૂ. ૬-૧૪-૦ ગેડી સ્કૂલ—જાગીરદાર રૂ. ૩-૧૨-૦ ભુજ મહોમેડન—સોની મેઘજી રૂ. ૭-૧૪-૦ કાસા આસારૂપ્પા રૂ. ૨-૮-૦ નિંઝાણ કન્યાશાળા—જાડેજા હમીરજી વગેરે રૂ. ૮-૧૪-૦.

## ઓરીએન્ટલ ડ્રૉઇંગ બુક. નબર ૧-૪ (કોરી)

### પ્રાઇમરી સ્કુલ ડ્રૉઇંગ બુકસ. નબર ૧-૮ પીકચરવાળી.

નમુના અરધી કીમતે

### ગુજરાત ઓરીએન્ટલ બુકડીપો, અમદાવાદ.

---

જાહેર ખબર.

માસ્તર અને જીવણલાલની કુo ના નામથી બુકસેલર અને સ્ટેશનરી સામાન વેચનારની નવી દુકાન ભરૂચ ફતેપોર દરવાજા પર બુકસેલર ભાઇલાલ છગનલાલની દુકાન પાસેજ મોટા પાયા પર સારૂં કમિશન આપવા ખોલી છે તે ઉપર વાંચકોનું ધ્યાન ખેંચીયે છીએ

---

## ખુશાલદાસ ગોકળદાસ પટેલની

# ગુજરાતી કાપી બુક.

નવા ધોરણોના ક્રમ પ્રમાણે કિંડરગાર્ટન પદ્ધતિએ આ કાપીબુકની રચના કરવામાં આવી છે

રૂo (૧૦૦) ઉપરાન્ત ખરીદનારને ૩૦ ટકા કમીશન મળશે

સોલ એજન્ટસ. સુરત. કરસનદાસ નારણદાસ તથા લલુભાઈ નારણદાસ વલસાડ. મરફતરામ ઉમીયાશંકર જલાલપોર, ગણપતિશંકર નરહરીશંકર, ભરૂચ. ડી એચની કંપની, તથા ભાઇશાય છગનલાલ નડીયાદ. ન્યુ ગુજરાત બુક ડેપો, તથા છોટાલાલ ત્રિકમદાસ વઢવાણ. જેચંદ તલકશી તથા પ્રાણશંકર મકનજી ગજકોટ, લક્ષ્મીચંદ ઉત્તમચંદ, તથા મેહેચર મેવજી નવાનગર. હેમરાજ જાદવજી ભાવનગર. અમદુલહુસેન આદમજી મુંબાઈ. એન એમ ત્રિપાઠીની કંપની

અમારી પાસે ગવર્મેન્ટ સેંટ્રલબુક ડેપોનાં સઘળાં પુસ્તકો તેના સર્વ હક સાથે આવેલાં છે, તે તથા ગુજરાતના ઘણાખરા જાણીતા ઑથરોનાં પુસ્તકોની સોલ એજન્સિ છે, તે સિવાય સઘળી જાતના કાગળો, સ્ટેશનરી સામાન વગેરે મળશે. ચીમનલાલ ચુનીલાલની કંપની આસ્તોડીયા રોડ-અમદાવાદ.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિપૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથ અમોએ બીજી કોઇ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોવાથી ખાત્રી થશે. પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું. નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોનાજ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને બંધ બેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લાન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. એ **સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ અને ફારસી લખવાને ઘણી સગવડભરેલી છે.** દરેક બોકસમાં ડઝન-૬. કિમ્મત રૂ. ૦।।, ઓછામાં ઓછાં ૮ બોકસ મંગાવનારને ૬। ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ લેનારને ૧૨।। ટકા મળશે. વેલ્યુપેબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના ૦।।૦ વધારે લાગશે. **ભૂલી જતા નહી,** અને પૈસા પહેલાંથી મોકલાવનારને બોકસના ખર્ચના બે આના લાગશે.

નમુના
આદરજી કાવસજી માસ્તરની
દસ્કત શિક્ષક કોપી બુકોની
સ્ટીલપેનોના.

| ન. ૧ નર૨ | ન. ૩. | ન. ૪. | ન. ૫. એ. | ન. ૫. બી. | ન. ૬. એ. | ન. ૬. બી. |
|---|---|---|---|---|---|---|

**આદરજી કાવસજી** માસ્તર દસ્કત શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના મેંગટ કર્તા અને કમિશન એજન્ટ. **ધોબી તળાવ મુંબાઈ.**

# गुजरात शाळापत्र.

પુસ્તક ૪૯ મું.   ઑક્ટોબર. ૧૯૧૦.   અંક ૧૦ મો.

## ઔરંગઝેબ બાદશાહ વિષે કેટલીક વાતો.

પ્રૉ. જદુનાથ સરકારે હિંદુસ્તાનના ઇતિહાસમાં મોગલ સમયનો ખાસ અભ્યાસ કર્યો છે. એમણે ફારસીમાંથી ઔરંગઝેબ બાદશાહ વિષે કેટલીક વાતો વર્ણવી છે, તેથી એ બાદશાહના વિલક્ષણ સ્વભાવ અને તે સમયના રીત-રિવાજ પર કેટલોક પ્રકાશ પડે છે. શાહજહાને પોતાના પુત્રો વિષે જે અભિપ્રાય ફારસીમાં લખ્યો છે તેનો પ્રૉ. જદુનાથે તરજુમો કર્યો છે. વૃદ્ધ શાહજહાન લખે છે કે ' મારો મોટો પુત્ર (દારા શિકોહ) સજ્જનોનો શત્રુ થયો છે, મુરાદબક્ષને મદ્યપાન પર પ્રેમ થયો છે, મહમદશુજામાં સંતોષ સિવાય બીજું કંઈ સારું લક્ષણ નથી. તેથી ઔરંગઝેબની દૃઢતા ને બુદ્ધિબળને લીધે હિંદુસ્તાન પર રાજ્ય કરવાનું મુશ્કેલ કામ એણે માથે લેવું એ જરૂરનું છે. પણ એના શરીરના બંધારણમાં ઘણી માંદગી ને નબળાઈ છે.' પરંતુ શારીરિક નિર્બળતારૂપ ન્યૂનતા પૂરી પાડવા માટે ઔરંગઝેબમાં પુષ્કળ હિંમત હતી. પ્રૉ. સરકારની પ્રથમ વાર્તા ઔરંગઝેબના બાળપણને લગતી છે. એક મદોન્મત્ત હાથીએ સર્વને નસાડ્યા હતા તેની સામા તે માત્ર ચૌદ વરસની ઉમ્મરે બહાદુરીથી લડ્યો. ક્વાજહના યુદ્ધમાં ઔરંગઝેબે માવતને હુકમ કર્યો કે ગમે તેમ કરીને શુજાના હાથી આગળ મને લઈ જા. આ સાહસ માટે એક મિત્રે તેને ઠપકો આપ્યો કે યુદ્ધને મોખરે જઈ પોતાના જીવને જોખમમાં નાખવો એ બાદશાહનો ધર્મ નથી. તેણે ઉત્તર આપ્યો તેથી તેનો સ્વભાવ જણાઈ આવે છે. તેણે કહ્યું, ' હજી અમારામાંથી કોઈ બાદશાહ થયું નથી. આવી રીતની બહાદુરી બતાવ્યા પછી મનુષ્યો બાદશાહ થાય છે અને બાદશાહ થયા પછી તેની હિંમત ઘટી જાય તો તેની સત્તા પણ ટકે નહિ.' એ તો ખરી વાત છે કે શુરાતન સાથે થોડુંક સાહસ જોડાયલું છે; પણ ઔરંગઝેબ બીજા ગુણોની

પ્રેડે શુરાતનનો પ્રયોગ કરતા પહેલાં પણ સાવધ રહેતો. જ્યારે પરાજય જેવું લાગે ત્યારે તેની ધાર્મિક શ્રદ્ધા તેને સહાયભૂત થતી. આજ લડાઈ થતા પહેલાં બહુજ થોડા વખત પર એને એવી ખબર મળી કે રાજા જસવન્તસિંઘ, જેનું લશ્કર પોતાના સૈન્યવ્યૂહના અગ્રમાં હતું, તે બીજા માણસોને લઈ શત્રુને મળી ગયો. અકબર અને તેની પછીના બાદશાહોના વખતમાં એ રાજાના પૂર્વજો અને એ રાજા દૃઢ રાજ્યભક્ત હતા; પણ જે બળવાન્ હિંદુરાજાઓ પૂર્વના કુળસંબન્ધને લીધે ને રાજ્યભક્તિને લીધે બાદશાહી કુળના પક્ષમાં હતા તેઓ ઔરંગઝેબની ધાર્મિક ઝનુનને લીધે વિરક્ત થવા માંડયા હતા. જસવન્તસિંઘની ખબર કરવા ઔરંગઝેબ પાસે દૂત આવ્યો ત્યારે મધરાત થઈ હતી અને બાદશાહ નિમાઝ પડતો હતો. ખબર સાંભળી તેણે ' તે જતો રહ્યો હોય તો તેને જવા દો ' એમ કંઈક કહેવા નિશાનીથી સૂચના કરી; બીજો કંઈ ઉત્તર આપ્યો નહિ. નિમાઝ પૂરી કર્યા પછી તેણે મુખ્ય અમલદારને બોલાવીને કહ્યું, ' આ બનાવ પણ એક ખોદાની મહેરજ છે; કેમકે એ ઢોંગીએ લડાઈ ઝામી ગયા પછી વચ્ચે આવું કામ કર્યું હોત તો એથી થતાં દુષ્ટ પરિણામો અટકાવવાં અઘરાં થઈ પડત '.

બાલ્યાવસ્થાથીજ ઔરંગઝેબે પોતાના ઘણાજ વહેમી સ્વભાવનાં ચિહ્ન દર્શાવ્યાં હતાં. એના મોટાભાઈ દારા શિકોહે આગ્રામાં જમનાને કિનારે પોતાને માટે એક સુંદર મહેલ બાંધ્યો હતો. શાહજહાન બાદશાહ અને તેના બીજા છોકરાઓ એ નવો મહેલ જોવા ગયા અને ઊનાળામાં વાપરવાનો છેક તટ પર બાંધેલો એક ભોંયરાનો ખંડ તેમને બતાવવામાં આવ્યો. તે સમયે ઔરંગઝેબ ખંડમાં પ્રવેશ કરવાના દ્વાર આગળજ ઊભો રહ્યો તે જોઈને બાદશાહને ખોટું લાગ્યું. તેણે એને ઠપકો દીધો, ' પ્રિય પુત્ર, તું વિદ્વાન્ ને સાધુ જેવો છે એ હું જાણું છું; પણ તારે તારો દરજ્જો સાચવવો જરૂરનો છે. ' જો તું તારો મરતબો સાચવશે નહિ તો તું નાસ્તિક છે ' એવી એક કહેવત છે. લોકોને જવા આવવાના બારણા આગળ તું આમ શા માટે બેઠો છે અને તારા નાના ભાઈથી પણ ઊતરતો દરજ્જો ધરાવતો હોય એમ કેમ વર્તે છે ? ' ઔરંગઝેબે કહ્યું કે હું એનું કારણ આગળ સમજાવીશ; પણ બાદશાહનો બિજાસ ગયો ને તેણે કેટલાક મહિના સુધી એને પોતાની પાસે આવવાની ના કહી. એ સમય

પૂરો થયે તેણે મોટી શાહજાદીને કહ્યું કે દરબારના ફરાખનો ભંગ કર-વાનું એને કારણ પૂછી જુઓ. શાહજાદાએ બેનને કહ્યું કે હું બારણા આગળ બેઠો તેનું કારણ એ કે જો દારાના મનમાં આવ્યું હત તો એણે બારણું બંધ કરી બધાંને ભોંયરામાં કેદ કર્યા હત. આ જવાબથી બાદશાહ ઘણો ખુશ થયો અને તેને લાહોરથી દક્ષિણના સુબા તરીકે મોકલ્યો. તેના દેખીતા વિનયથી બાદશાહને નારાજ થવાનો આ એકલોજ પ્રસંગ નહોતો. વળી અન્ય પ્રસંગે ઔરંગઝેબને બાદશાહ ઠપકો દે છે કે અમીર ઉમરાવ સાથે તારા દરજ્જાને છાજે એવી રીતે તું વર્તતો નથી એ ઠીક નથી. તેણે લખ્યું કે 'મારા પુત્ર, બાદશાહ અને શાહજાદાઓએ મનની ઉન્નતિ દર્શાવવી એ યુક્ત છે. મેં સાંભળ્યું છે કે મારા દરેક અમલદાર સાથે વર્તતી વખત તું ઘણીજ નરમાશ બતાવે છે. પણ જો ભવિષ્યના વિચારથી આમ વર્તતો હોય તો તારે સમજવું જોઈએ કે સર્વ બાબતો માટે ઈશ્વરે અગાઉથી નિર્માણ કર્યું છે, અને આવી નરમાશથી તિરસ્કાર સિવાય બીજું કંઈ ફળ થવાનું નથી.' ઔરંગઝેબના વહેમી સ્વભાવનો એક દાખલો પ્રૉ. સરકારે આપેલી એક વાર્તામાંથી મળે છે. શાહજહાનના મરણ પછી ગાદી માટેની લડાઈમાં દારાની છાવણીથી ચાર માઈલ દૂર દસ દિવસ સુધી પોતાની છાવણી નાખવાનો તેણે હુકમ કર્યો. તેના સરદારોને આ રીતે વખત ગુમાવવો ન ગમ્યાથી ખીજવાયા, અને ઔરં-ગઝેબના એક મિત્રે આ ખબર તેને પહોંચાડી. તેણે કહ્યું કે છાવણી નંખા-વવામાં મારા બે હેતુ છે. એક તો એ કે લશ્કર આગળ ચલાવવાથી તેને દારાની આખી ફોજ સાથે લડવું પડશે; પણ જો આપણે છાવણી નાખીશું તો દારા એક મોખરાની ટુકડી આપણી સામી મોકલશે અને તેને સહે-લાઈથી હરાવાશે. ઉપરાંત પોતાની હમેશની રીત પ્રમાણે તેણે એક ફારસી બેત કહી કે જે માણસ પોતાનો આશ્રમ ને ઘર છોડી દૂર જાય છે તે નિરાધાર ને દુઃખી થાય છે ને તેને સર્વ નડે છે. પાણીમાં સિંહ પણ માછલાંનો ભોગ થાય છે, ને જમીન પર મગરને કીડીઓ પણ ભક્ષ્ય કરે છે.' બીજું કારણ એથી પણ વધારે અગત્યનું હતું. 'બીજો હેતુ એ છે કે જે માણસો ગરીબ તેમજ નવગર મારી સાથે છે તેની સ્થિતિ હું જાણું છું. સુખી છતાં જો કોઈ માણસ ઢીલ કરે તો તેને અહિંથી આગળ લઈ જવો કંઈ કામનો નથી; કેમકે અહિંઆમાં એવી સ્થિતિથી નાદાર

થાય. બહુ ઉતાવળી કૂચ કરું તો જે ઉમરાવોના ખરા ભાવ વિષે શક છે તેઓ બેદરકારી બતાવે અને ઢીલ કરે અને મૂળ સ્થાનેથી બહુ દૂર ગયા પછી આનાં દુષ્ટ પરિણામોનો ઉપાય કરવો અઘરો થઈ પડે, અને તે સમયે મારે તેમની બેપરવા માટે તેમનો ત્યાગ કરવો પડે કે પાછા ફરી તેમને શિક્ષા કરવી પડે.'

આ સ્વારી સાથે સંબંધ ધરાવતી એક હકીકતથી એમ જણાય છે કે શાન્ત મિજાજનો હતો તોપણ સ્ત્રીનાં આંસુથી તેનું હૃદય પીગળ્યા વગર રહેતું નહિ. તેના એક સસરાએ આગળ કૂચ કરતા અટકવાની વૃત્તિ દર્શાવી, તેથી તેને વહેમ ઉત્પન્ન થયો. તેણે એમ જાહેર કર્યું કે મને મરડો થવાથી પથારીવશ છું અને જે ઉમરાવો જોવા આવે તેમણે પોતાના નોકરોને બહાર રાખી એકેકે અંદર દાખલ થવું. જ્યારે જેના પર તેની શંકા ગઈ હતી એ સસરો જોવા આવ્યો ત્યારે તેને પકડી, બેડી ઘાલી અને એક હાથીના હોદા સાથે બાંધ્યો અને એ સ્થિતિમાં લશ્કર સાથે એને લઈ જવાનો હુકમ કર્યો. યુદ્ધમાં જય મળ્યા પછી, એક બેગમે ત્રણ દિવસ લાંબી બાદશાહને વીનવ્યો તેની અરજ પરથી તેમજ તે જાતે સૈયદ હતો તેને લીધે ક્રોધ ને નારાજી સાથે તેને છૂટો કરવાનો હુકમ કર્યો અને અમદાવાદનો સુબો નીમ્યો. પહેલીજ તકે સૈયદ દારાના પક્ષમાં ગયો અને ઔરંગઝેબની સામે લડતાં અજમેર આગળ તેની કતલ થઈ. પ્રૉ. સરકર ઝૈનાબદી માટેનો ઔરંગઝેબનો ગાંડો પ્રેમ વર્ણવે છે. આથી જણાય છે કે શાહજાદો ગમે તેવો શુદ્ધ હતો તોપણ પ્રેમ તેના હૃદયમાંથી જતો રહ્યો નહતો. એ સ્ત્રી બરાનપુરના સુબાના જનાનાની હતી અને એ સુબો ઔરંગઝેબની માસી સાથે પરણ્યો હતો. પાસેના સગપણને લીધે શાહજાદાની મુલાકાત વખતે સ્ત્રીઓને પડદેનશીન રહેવાની જરૂર ન હતી. આ કારણને લીધે જમણા હાથમાં ડાળી લઈ ઝાડ નીચે ઉભેલી ને નીચે સાદે ગાતી ઝૈનાબદીનું સુંદર મુખ જોઈ શક્યો. આ અણધાર્યું બન્યું હશે, પણ તેનું પરિણામ એ થયું કે તેને જોઈને ઔરંગઝેબ વિવશ થઈ બેસી ગયો ને પછી મૂર્છિત થઈ લાંબો જમીન પર સૂતો. તેની માસીને આ વાતની ખબર પડી અને ભત્રીજાની મદદે જલદી તે સ્થળે ગઈ. તેના આગ્રહથી તેણે મૂર્છાનું કારણ કહ્યું. આથી માસી હવે મૂર્છિત થઈ, પણ ભાન આવ્યું

ત્યારે તેણે ઔરંગઝેબને કહ્યું, 'તુમને મારવી હોય તો મારો. તમે તે દુષ્ટ માણસ (તેનો સ્વામી) ને ઓળખો છો. તે લોહીનો તરસ્યો છે અને શાહજહાન બાદશાહ કે તમારે માટે લગારે તેને દરકાર નથી. તમારી માગણીની તેને ખબર પડશે કે તે પ્રથમ તે સ્ત્રીને ને પછી મને કાપી નાખશે.' તેના કહેવાથી કંઈ લાભ થવાનો નથી, માત્ર મારે મારી જીંદગી ખોવી પડશે. પણ તે નિરપરાધી છોકરીનું જીવન વિના અપરાધે શા માટે જવું જોઇએ ?' આ બાબતમાં ઔરંગઝેબે પોતાના પ્રધાનની સલાહ પૂછી; તેણે એવી સલાહ આપી કે પ્રથમ એ છોકરીના માલિકને કતલ કરવો, એટલે એની સાથે સંબન્ધ થવામાં વાંધો આવશે નહિ. પણ ઔરંગઝેબે એ વાત કબૂલ કરી નહિ ને કહ્યું, 'મારી માસીને વિધવા કરવી એ મારૂં હૃદય કબૂલ કરતું નથી.' પ્રધાનને હુકમ થયો કે સૈફખાનની સાથે એ વિષે વાત કરવી અને તે માણસે યોગ્ય રીતે જવાબ વાળ્યો એ જોઈ પ્રધાન આશ્ચર્ય પામ્યો. તેણે પ્રધાનને કહ્યું કે એ બાબતનો ઉત્તર હું ઔરંગઝેબની માસીને આપીશ અને તરત ઝનાનખાનામાં જઈને તેને કહ્યું, 'એમાં શી હરકત છે ? મારે, શાહ નવાઝખાનની છોકરી, ઔરંગઝેબની બેગમનું કંઈ કામ નથી. ઔરંગઝેબે એને બદલે પોતાની ચત્તર બાઈને મારે ત્યાં મોકલવી.' માસીએ સંદેશો લઈ જવાની કંઈક આનાકાની બતાવી, પણ તેના ધણીએ તેને તે કામ કરવા આગ્રહ કીધો; અને ઔરંગઝેબે એ સંદેશો સાંભળ્યો ત્યારે તે ઘણો રાજી થયો. તે બોલી ઉઠયો, 'મારા ઝનાનખાનામાંથી એક સ્ત્રી જાય તેની મારે શી દરકાર છે ? જે પાલખીમાં તમે આવ્યાં છો તેમાં તરતજ તેને લઈ જાઓ, મારે કંઈ વાંધો નથી.' એટલું કહેવું જોઈએ કે આવી રીતે જે સ્ત્રીને ઔરંગઝેબે પ્રાપ્ત કરી હતી તે તરફ તેનો અતિપ્રેમ જારી રહ્યો અને તે મરણ પામી ત્યારે તેને બહુ લાગ્યું. ઝૈનાબદીને, દક્ષિણની મોગલ રાજધાની ઔરંગાબાદમાં હોજ પાસે દાટવામાં આવી અને હજી પણ ત્યાં તેની કબર જોવામાં આવે છે.

---

वि ઉપસર્ગ પછી क्री ધાતુનો क्रे એવો આદેશ તેમજ किण એવો આદેશ થાય છે; विक्रीणातिનું विक्केइ-ને विकिणइ થાય છે.

## उद्ध्म उद्धुमा ॥ ३२ ॥

ध्मा शब्दाग्निसंयोगयोः । अस्य धातोरुत्पूर्वस्य उद्धुमा भवति ॥ उद्धुमाइ ॥

ध्मा એટલે શબ્દ કરવો કે અગ્નિનો સંયોગ કરવો. એ ધાતુ उद्-ઉપસર્ગપૂર્વક હોય ત્યારે એનો उद्धुमा આદેશ થાય છે. उद्धमतिનું उद्धुमाइ થાય છે.

## श्रदो धो दहः ॥ ३३ ॥

श्रच्छब्दादुत्तरस्य डुधाञ् धारणपोषणयोः अस्य धातोर्दहादेशो भवति ॥ सद्दहइ । सद्दहिअं ॥

श्रद् શબ્દથી પર डुधाञ् ( धा પ. ને આ. ) જેનો અર્થ ધારણ કરવું ને પોષણ કરવું થાય છે તેનો दह આદેશ થાય છે. श्रद्धातिનું सद्दहइ ને श्रदधातનું सद्दहिअं થાય છે.

## अवाद्गाहेर्वाहः ॥ ३४ ॥

गाहू विलोडने । अस्य धातोरवादुत्तरस्य वाहादेशो भवति ॥ ओवाहइ । अववाहइ ।

गाहू ( गाह् ) મન્થન કરવું. अव ઉપસર્ગથી પર એ ધાતુનો वाह આદેશ થાય છે. अवगाहतेનું ओवाहइને अववाहइ થાય છે. ओदवापयोः ॥ ४ । २१ । એ સૂત્ર પ્રમાણે अव-નો ओ વિકલ્પે થાય છે.

## कासेर्वासः ॥ ३५ ॥

अवादित्यनुवर्तते । कासृ शब्दकुत्सायाम् । अस्य धातोरवादुत्तरस्य वासो भवति ॥ ओवासइ । अववासइ ॥

अव એની પૂર્વ સૂત્રમાંથી અનુવૃત્તિ કરવાની છે. कासृ ( कास् )

'ઊધરસ ખાવી'ના અર્થમાં છે. अव ઉપસર્ગથી પર એ ધાતુનો वास થાય છે. अवकासतितुं ओवासइ કે अववासइ થાય છે.

## निरो माङो माणः ॥ ३६ ॥

माङ् माने। अस्य धातोर्निरुत्तरस्य माणादेशो भवति ॥ णिम्माणइ ॥

माङ् ( मा આ. ) એટલે માપવું. निर् ઉપસર્ગથી પર એ ધાતુનો माण આદેશ થાય છે; निर्मिमीतेનું णिम्माणइ થાય છે.

## क्षियो झिज्जः ॥ ३७ ॥

क्षि क्षये । अस्य धातोर्झिज्जो भवति ॥ झिज्जइ ॥

क्षि એટલે ક્ષય થવો. એ ધાતુનો झिज्ज આદેશ થાય છે; क्षयतिનું झिज्जइ થાય છે.

## भिदिछिदोरन्त्यस्य न्दः ॥ ३८ ॥

भिदिर् छिदिर् एतयोरन्त्यस्य न्दो भवति ॥ भिंदइ । छिंदइ ॥

भिदिर् ( भिद् ) 'ભાંગવું', छिदिर् ( छिद् ) 'છેદવું'—એ ધાતુઓના અન્ત્ય વર્ણનો न्द થાય છે; भिनत्तिનું भिंदइ; छिनत्तिનું छिंदइ થાય છે.

## क्थेर्ढः ॥ ३९ ॥

क्वथ निष्पाके । अस्य धातोरन्त्यस्य ढो भवति ॥ कढइ ॥

क्वथ એટલે ઉકાળવું. એ ધાતુના અન્ત્ય વર્ણનો ढ થાય છે; क्वथतिનું कढइ થાય છે.

## वेष्टेश्च ॥ ४० ॥

वेष्ट वेष्टने । अस्य धातोरन्त्यस्य ढो[1] भवति ॥ वेढइ ॥ योगविभाग उत्तरार्थः ॥

---

१ ढकारो ङ.

વેષ્ટ્ એટલે વીંટવું. એ ધાતુના અન્ત્ય વર્ણનો ઢ થાય છે. યોગવિભાગ ઉત્તરને માટે છે. ૩૯ ને ૪૦ એ બેનું એક સૂત્ર કરવાને બદલે જુદાં જુદાં સૂત્રો કર્યાં છે, તેનું કારણ કે ૪૦ મા સૂત્રને **वर्गेषु युजः पूर्वः** ૩. ૫૧ એ સૂત્ર લાગુ પડે છે. સંયુક્ત વ્યંજનને સ્થાને વ્યંજનનો દ્વિર્ભાવ થઈ યુગ્મ વ્યંજનોનો—વર્ગીય દ્વિતીય ને ચતુર્થ વ્યંજનોનો—અનુક્રમે પ્રથમ ને તૃતીય થાય છે; અને અયુગ્મનો—પ્રથમ, તૃતીય ને પંચમનો દ્વિર્ભાવ થઈ તો તેજ થાય છે. वेष्टतेનું वेड्ढइ થાય છે.

## उत्समोर्लः ॥ ४१ ॥

उत्संभ्यामुत्तरस्य वेष्टेरन्त्यस्य लो भवति[1]॥ उव्वेलइ । संवेल्लइ[2]॥

उद् ને सम्‌થી પર વેષ્ટ્ ધાતુના અન્ત્ય વર્ણનો ल થાય છે; उद्वेष्टतेનું उव्वेलइ, ને संवेष्टतेનું संवेल्लइ થાય છે.

## रुदेर्वः ॥ ४२ ॥

रुदिर् । अस्य धातोरन्त्यस्य वो भवति । रुवइ ॥

रुदिर् ( रुद् ) એટલે રોવું. એ ધાતુના અન્ત્ય વર્ણનો व થાય છે. रोदितिનું रुवइ થાય છે.

## उदो विजः ॥ ४३ ॥

उत्पूर्वस्य विजेरन्त्यस्य वकारो भवति ॥ उव्विवइ ॥

उद्‌પૂર્વક विज् ધાતુના અન્ત્ય વર્ણનો વકાર થાય છે; उद्विजति (કંપે છે)નું उव्विवइ થાય છે.

## वृधेर्ढः ॥ ४४ ॥

वृधु वर्धने । अस्य धातोरन्त्यस्य ढो भवति ॥ वड्ढइ ॥

वृधु ( वृध् ) 'વધવું'. એ ધાતુના અન્ત્યનો ढ થાય છે. वर्धतेનું वड्ढइ થાય છે

## हन्तेर्म्मः ॥ ४५ ॥

हन्तेरन्त्यस्य म्मो भवति ॥ हम्मइ ॥

---

[1] लः स्यात् क. [2] रुदो वः क.

हन् ( હણવું ) એ ધાતુના અન્ત્ય વર્ણનો म्म થાય છે; हन्तिનું हम्मइ થાય છે.

## रुषादीनां दीर्घता ॥ ४६ ॥

रुषादीनां दीर्घता भवति ॥ रूसइ । तूसइ । सूसइ ॥ रुष्यति । तुष्यति । शुष्यति ॥

रुष् આદિ ધાતુનો સ્વર દીર્ઘ થાય છે; रुष्यति ( તે રોષ કરે છે ) નું रूसइ, तुष्यति ( તે સંતોષે છે )નું तूसइ, ને शुष्यति (તે શોષે છે) નું सूसइ થાય છે.

## च्चो व्रजनृत्योः ॥ ४७ ॥

व्रज नृती अनयोरन्त्यस्य च्चो भवति ॥ वच्चइ णच्चइ

व्रज ( व्रज् ) 'જવું' ने नृती ( नृत् ) 'નાચવું', એ ધાતુઓના અન્ત્ય વર્ણનો च्च થાય છે: व्रजतिનુ वच्चइ ને नृत्यतिનુ णच्चइ થાય છે.

## युधिबुध्योर्ज्झः ॥ ४८ ॥

युध संप्रहारे बुध अवगमने अनयोरन्त्यस्य ज्झो[1] भवति ॥ जुज्झइ । बुज्झइ ॥

युध् 'સંપ્રહાર કરવો', 'લડવું', बुध् 'જાણવું', એ ધાતુઓના અન્ત્ય વર્ણનો ज्झ થાય છે; युध्यतेનું जुज्झइ ને बुध्यतेનું बुज्झइ થાય છે.

## रुधेर्न्धम्भौ ॥ ४९ ॥

रुधिर् अन्त्यस्य न्धम्भौ भवतः ॥ रुन्धइ । रुम्भइ ॥

रुधिर ( रुध् ) 'રોકવું', એ ધાતુના અન્ત્ય વર્ણના न्ध ને म्भ થાય છે. रुणद्धिનું रुन्धइ ને रुम्भइ થાય છે.

## मृदो लः ॥ ५० ॥

मृद[2] क्षालने अस्य धातोरन्त्यस्य लो भवति ॥ मलइ ॥

मृद् એટલે મર્દન કરવું, ખાંડવું. એ ધાતુના અન્ત્ય વર્ણનો ल થાય છે. मृद्नातिનું मलइ થાય છે.

---

१ ज्ञः स्यात् क. २ क्षोदे क.

## शदूपत्ल्योर्डः[1] ॥ ५१ ॥

शदॢ शातने पत्लृ पतने अनयोरन्त्यस्य डो भवति ॥ [2]सडइ । [3]पडइ ॥

शदॢ ( शद् ) 'કાપવું', पत्लृ ( पत् ) 'પડવું'—એ ધાતુઓના અન્ત્ય વર્ણનો ड થાય છે; शीयतेनुं सडइ ने पततिनुं पडइ थाय છે.

## शकादीनां द्वित्वम् ॥ ५२ ॥

शकॢ शक्तौ । इत्येवमादीनां द्वित्वं भवति ॥ सक्कइ । लग्गइ ॥ शक्नोति । लगति ॥

शकॢ ( शक् ) 'શકવું' ઇત્યાદિ ધાતુઓનું દ્વિત્વ થાય છે ( અન્ત્ય વર્ણ બેવડાય છે ); शक्नोतिनुं सक्कइ ने लगति ( લાગે છે )નું लग्गइ થાય છે.

## स्फुटिचल्योर्वा ॥ ५३ ॥

स्फुट विकसने चल कम्पने अनयोरन्त्यस्य वा द्वित्वं भवति ॥ फुट्टइ फुडइ । चल्लइ चलइ ॥

स्फुट् 'વિકસવું', 'વિકાસ પામવો', चल् 'કમ્પવું', 'ચાલવું' એ ધાતુઓના અન્ત્ય વર્ણનો વિકલ્પે દ્વિર્ભાવ થાય છે; स्फुटतिनुं फुट्टइ ને फुडइ થાય છે, ને चलतिनुं चल्लइ ને चलइ થાય છે.

## प्रादेर्मीलः ॥ ५४ ॥

प्रादेरुत्तरस्य मीलोऽन्त्यस्य द्वित्वं भवति वा ॥ पमिल्लइ । पमीलइ ॥

प्र આદિ ઉપસર્ગથી પર मील્ના અન્ત્યનું દ્વિત્વ વિકલ્પે થાય છે. प्रमीलतिनुं पमिल्लइ ને पमीलइ થાય છે.

---

१ ॐः ड २ सजइ ङ ३ पजइ ङ.

# रामेश्वरयात्रा.

( ચાલુ પૃ. ૩૪૦ થી )

**કાંચી: ( કૉન્જિવિરામ્ ) તા. ૧૮–૧૯.**

### હરિણી.

ગગન પરનાં તેજોરશ્મિ પરે કંઈ વાદળાં,
ફરફર મીઠા વાયુમધ્યે, ફુલોની સુગંધમાં,
બહુ નિરખતા સોપારીનાં ફળો, ફુલ માર્ગમાં,
ઝટિતિ સુખમાં આવ્યા મોટા સુગોપુર કાંચીના. ૭૩

× × ×

### અનુષ્ટુભ્.

સર્વતીર્થે વિષે ન્હાયા, જે વસ્યું શિવકાંચીમાં;*
સરોવર દીઠું મોટું, નામ શોભાવતુંજ આ. ૭૪

સ્વચ્છ નિર્મળ વારિ ત્યાં, સ્વચ્છતા મનમાં કરે;
શ્રમ મુક્ત કરે એ ને, ગોર કહે પાપમુક્ત એ. ૭૫

સ્થળ ભવ્ય પરે આવાં, જોતાં ભ્રાન્તિ ભુલાય છે;
એજ પાપવિમુક્તિ ત્યાં, એજ ધાર્મિક તત્ત્વ છે. ૭૬

પછી આમ્રેશ્વરે × ચાલ્યા, વાલુકામય જે હતા;
ગોપુરો ત્યાં રૂડાં જોતાં, હર્ષ આનંદ ના શમ્યા. ૭૭

---

* સર્વતીર્થ નામનું શિવકાંચીમાં તળાવ છે. સર્વે દેવોનું એ સ્થળ તીર્થ થયું હતું માટે સર્વતીર્થ નામ છે. કાંચીને બે ઉંડે બે નાનાં ગામ છે; એક શિવકાંચી ને બીજું વિષ્ણુકાંચી, મોટું ને નાનું કાંચી ( Big and Little Conjeveram એમ અંગ્રેજી નામો છે. )

× આંબાની નીચે શિવની સ્થાપના થવાથી આમ્રેશ્વર નામથી એ ઓળખાય છે. વાલુકા અથવા રેતીનું તે સ્થળે લિંગ છે.

કામાક્ષી દર્શનાન્તે ત્યાં, ચિનાટ્સ્વરૂપ પેખતા;
સંતોષે મન માન્યું ને, વિષ્ણુકાંચી પ્રતિ ગયાં. ૭૮

લક્ષ્મી ને વિષ્ણુ વૈકુંઠે, હતાં અંધાર ઘેરમાં;
ભવ્ય મંદિર મોટાંની, શોભા માંહ્ય વિરાજતાં. ૭૯

× × ×

[ચિદંબરમ્: તા. ૨૦-૨૧.

### તોટક.

શિવકાંચી ત્યજ્યું કંઈ ખેદ થકી,
હતી સુંદરતા બહુ એ સ્થળની;
પછી જોયું ચિદંબર ત્યાં જઈને,
હતું નાહનુ ગામડું છેક જ એ. ૮૦

### હરિગીત.

નટરાજની મૂર્ત્તિ અલૌકિક આ સ્થળે શિવની હતી,
દર્શન કરી તેની અપૂર્વ વિશેષતા મનમાં રહી;
હતું લિંગ સ્ફાટિકનુ રૂડું ને મૂર્ત્તિ તાંડવ નૃત્યની,[1]
મંદિર સુવર્ણે ઓપતું, શિવમૂર્ત્તિ સુંદર એ હતી. ૮૧

બ્રાહ્મણ મુખે ઉચ્ચારતા અતિસ્પષ્ટ સંસ્કૃત પાણિને,
નહિ પાઠ માત્ર કર્યા દીઠા, પણ સર્વ અર્થ ગ્રહી વદે;
આ સ્થાનના લોકોતણું જે જ્ઞાન સંસ્કૃતનું હતું,
તે જ્ઞાન, તે ઉચ્ચાર સર્વે માન ત્યાં ઉપજાવતું.[2] ૮૨

---

૧ ચિદંબરનનાં દહેરાંમાં શિવની તાંડવ નૃત્યની મૂર્ત્તિ છે. એ નટરાજની મૂર્ત્તિ કંઈ ક્વચિત્ નજરે પડતા સ્ફાટિકની છે. ચિદંબરમ્માં આ ટલાજ માટે ખાસ જવું જોઈએ. મૂર્ત્તિ એક બાજુ તરફથી સાધારણ પથ્થરની જણાય છે ને પ્રકાશમાં બીજી બાજુએ સુવર્ણમય જણાય છે.

૨ ચિદંબરમ્માં બ્રાહ્મણોનું જ્ઞાન ઊંચા પ્રકારનું જોવામાં આવે છે. મંદિરમાં અભિષેકાદિ સમયે ઉચ્ચારાતું સંસ્કૃત શુદ્ધ જ હોય છે. તે ઉપરાંત સંસ્કૃતનું શાસ્ત્રીય જ્ઞાન પણ ચિદંબરમ્માં ઠીક નજરે પડ્યું.

નિજ દેશને હસનારને વિસ્મિત કરે એ બ્રાહ્મણો,
એવા વસે જો હિંદમાં ટકો થશે તો ધર્મનો;
બહુ અન્ન લોકો મૂર્ખના મણિ બ્રાહ્મણો લેખાય છે,
વિદ્યાકળાસંપન્ન આવા પણ હજી અહીંઆં વસે. ૮૩

× × ×

કુમ્ભકોણમ્: તા. ૨૨-૫-૦૭.

કુમ્ભકોણમ્ ગ્રામ મંદિરમાત્રથી ભરપૂર છે,
લોકો તહીં બ્રાહ્મણ ઘણેરા ભક્તિમાં ચકચૂર છે;
નદી રક્તવર્ણી, પંકિલા પણ મીઠી, કાવેરી તટે,
ફળ ફુલ વૃક્ષો ઝુકતાં તે સ્થાન આબાદી કરે. ૮૪

તોટક.

નદી એક તટે જન સર્વ વસે,
વળી અન્ય તટે વન કેળ હસે,[1]
જલવેગ કરે ભય દૂર થકી,
પણ સ્નાન તણી નહિ ભીતિ જરી. ૮૫

બહુએ જન સ્નાન નદી ઉદકે,
કરી પ્રાત વિધે કંઈ આદરશે;[2]
નહિ પશ્ચિમના પવનો જરી ત્યાં,
ઝુંપવું બહુ સારું વિચાર ભલા. ૮૬

---

૧ કાવેરીને એક તટે કુમ્ભકોણમ્ અથવા કુમ્ભઘોણમ્ છે ને સામે તટે કેળાનું મોટું વન છે. નદીમાં ન્હાવા જઈએ કે તરત કેળાંઓથી ઝુકતું ને સૂર્યના પ્રકાશે ચળકતું આ કેળનું વન સામે નજરેપ છે. કુમ્ભકોણમ્ ટાંજોર ડિસ્ટ્રિક્ટમાં છે. એ બધો ભાગ એક બાગ સમાન છે. કેળાં જેવાં ફળ તો મોટાં ને સરસ પણ માત્ર બે પૈસે ડઝન મળે છે.

૨ કુમ્ભકોણમ્માં બ્રાહ્મણોની વસ્તી બહુ મોટા પ્રમાણમાં છે. નદીમાં પ્રાતઃકાળે સ્નાન કરીને પછીજ દિવસનું બીજું કામ તેઓ કરે છે. અમે જાણીને વિસ્મિત થયા કે ૮૦ વર્ષની વયે પણ દી. બ. રઘુનાથરાવની આજ પદ્ધતિ હતી.

અમ વાસ હતો નદી શીતલમાં,[1]
સુખ શાન્તિ વિશુદ્ધિ વિશેષજમાં;
અતિ ઉષ્ણ ઋતુ પણ તે સ્થળમાં,
પ્રિય ને હતી પોષક શીકરતા. ૮૭

શંકરમઠ:

અનુષ્ટુભ્.

શ્રીમત્ શંકરના ત્યાંના, મઠને પ્રેક્ષણે ગયા;
સાધુતા, જ્ઞાન, સાદાઈ, જોતાં સંતોષ પામીઆ. ૮૮

શાસ્ત્રીઓની સભા મધ્યે, પ્રશ્ન-ઉત્તર સાંભળ્યા;
જ્ઞાનબુદ્ધિ વિષે ત્યાંનાં, પ્રેમભક્તિ ઉરે રમ્યાં. ૮૯

× × ×

મહામઠ મહા ડીંડું, ચોપાસે દેવડી કરી;
તળાવે શુદ્ધ વારિમાં, ચાલ્યા સ્નાનાદિ આદરી. ૯૦

કુમ્ભેશ્વર તણું લિંગ, માટીનું મોટું શોભતું;
મંગલાંગાતણું દહેરું, સમીપે બહુ ઓપતું. ૯૧

× × ×

**તાંજોર:** તા. ૨૩-૨૪.

દહેરું તાંજોરમાં આવ્યું, રાજરાજેશ્વરં તણું;
હર્યું આકૃતિઓએ ત્યાં, પ્રેક્ષણે મન સર્વનું. ૯૨

---

૧ અમે જે ઠેકાણે ઉતર્યા હતા તે દિવાન શેષૈયાનો બંગલો હતો. તે બંગલો નદીની માંહ્ય પડતો બાંધ્યો હતો ને તેની કમાનો નીચેથી નદી વ્હેતી હતી. એ સ્થળ મગજ પર ઘણું રમી રહ્યું હોવાથી તે વિષે સહજ સૂચના કરી છે. એ બંગલો ઘણો મોટો ને સુંદર બંધાયો હોવા છતાં પૈસા તેની પાછળ ઘણા થયા હોવાથી દિવાને એને My Folly ('ભૂલ') એ નામથી પાછલા ભાગમાં ઓળખવા માંડ્યો હતો એમ એમના જીવનચરિત્રમાંથી નીકળે છે.

ગોપુરે ઉપરે આવી, આકૃતિ જાતજાતની;
પથ્થરે કોતરી કાઢી, છતાં સ્પષ્ટ સુશોભિતી.[1] ૫૩

યોદ્ધાઓ બળવંતાની, આકૃતિ બહુ મોહિની;
ફિરંગી એકની ઊંચે, હતી વિસ્મયકારિણી.[2] ૫૪

પોઠીઓ મંદિરે મોટા, હાથી જેવો દીસે ઉંચો;
ચોક ગંજાવરે શોભે, સેવાર્થે ત્યાં બીરાજતો. ૫૫

શિવગંગા તણું વારિ, રક્તવર્ણું છતાં ઘણું;
નળનાં જલથી એ ત્યાં, ગામના જનને ગમ્યું.[3] ૫૬

મ્હેલ ટાંજોરમાં મોટા, જોતાં આનંદ આપતા;
પુસ્તકાલય લેખોનું, કરતું ખેદ દેખતાં. ૫૭

---

૧ ટાંજોરનાં દહેરાના ગોપુર પર ને દહેરામાં જાતજાતની નાની મોટી આકૃતિઓ કાઢવાની ખૂબી જોવા લાયક છે. કામ પથ્થર પર છે, છતાં આકૃતિઓ એવી સફાઈથી કાઢેલી છે કે તે કાઢનારના હાથ નીચે પથ્થર જાણે નવનીતથી પણ પોચો થઈ ગયો જણાય છે.

૨ મંદિરના ઘુમ્મટની એક બાજુએ ઊંચે એક ફિરંગીની આકૃતિ દૃષ્ટિગોચર થાય છે. હિંદુ યોદ્ધાઓ, હિંદુ દેવો, ને દેવગણોની જગામાં આવી આકૃતિ જોતાં કોઈને પણ આશ્ચર્ય ઉત્પન્ન થાય ને એ અહીં કેમ હશે એવી સ્વાભાવિક જિજ્ઞાસા ઉદ્ભવે. અમારી સાથે ત્યાંની એક શાળાનો માસ્તર ભોમીઆનું કામ કરતો હતો; તે ત્યાંની જગાઓના ઇતિહાસનો બહુ જાણીતો માણસ હતો. તેણે એવી સમજુતી આપી કે એ ફિરંગીની આકૃતિથી એમ સૂચિત થાય છે કે ચોલા રાજાઓના વખતમાં કોઈ ફિરંગીઓએ ચોલાઓને યુદ્ધમાં મદદ આપી હશે તેથી સહાયકોનાં સ્મરણચિહ્ન તરીકે આ આકૃતિ મૂકાઈ હશે.

૩ શિવગંગા તળાવ છે. ટાંજોરમાં નળ છે છતાં આ તળાવનું જળ લોકો પીવાના કામમાં લે છે. નળ આવ્યા છતાં સુરતના કેટલાક લોકો ટાંકાનું પાણી વધારે પસંદ કરે છે, તેમ ટાંજોરમાં પણ તળાવના પાણીને લોકો વળગી રહ્યા છે.

સંગ્રહસ્થાન નાનું ત્યાં, શસ્ત્ર ને અન્ય વસ્તુનું;
ભિત્તિમાં ચિત્ર રાજાનાં-સર્વ તે હતું શોભતું. ૯૮

પછી સર્પસમી વાંકી, ગલી અંધારથી ભરી;
ગુપ્ત લાંબી હતી તે ત્યાં, પેખતાં ભીતિકારિણી.[1] ૯૯

× × ×

## ટ્રિચિનાપલ્લી, શ્રીરંગમ્:

શ્રીરંગમ્ ટ્રિચિથી દૂરે, કાવેરી પાર જે વસ્યું;
ધામ વૈષ્ણવનું મોટું, જોવાનું ત્યાં બહુ રહ્યું. ૧૦૦

જમ્બૂકેશ[2] વસે માર્ગે, દેહરૂં જ્યાં નવું બન્યું;
ઇશ જમ્બૂક નીચે ત્યાં, જોયાનું મનમાં રમ્યું. ૧૧૦

ટ્રિચિ કિલ્લા મહીં આવ્યું, માતૃભૂતેશ[3] દેહરૂં;
ઉચ્ચ સ્થાન પરેથી તે, શહેર ને સર્વ નીરખ્યું. ૧૦૨

---

૧ ટાંજોરનો મહેલ ખરેખર જોવા લાયક છે. એ મહેલ ચારે બારે મજબુત ભીંતોની વચમાં એક કિલ્લાની પેઠે બાંધવામાં આવ્યો છે. તેમાં ઉત્તમ સંસ્કૃત પુસ્તકાલય છે. હાલ તો પુસ્તકો ચોકબંધ પડયાં છે ને તેને ઉધઈઓ ખાય છે એ જોતાં ખેદ થાય છે તોપણ પુસ્તકોનું રક્ષણ ઉત્તમ કરવાના પ્રયત્નો થાય છે. મહેલમાં એક અંધારી ગલી છે. યુદ્ધને વખતે કોઈને સંતાડવું હોય તો આ જગાએ અજાણ્યો માણસ તેમાં જઈ શકે એવી ન હોવાથી તે વખતે રાણીઓને કે અન્ય લોકોને ગુપ્ત ઠીક રાખી શકાય. આ અંધારી ગલી વળી સર્પાકાર છે, તે દીવા સાથે બતાવે છે તો- એ અંદર ચાલવું મુશ્કેલ પડે છે.

૨ જમ્બૂક અથવા જાંબુના વૃક્ષ નીચે શિવની સ્થાપના થઈ હોવાથી એ સ્થળે શિવ જાંબુકેશના નામથી ઓળખાય છે.

૩ ટ્રિચિનાપલીમાં એક ખડક પર દહેરૂં છે. એ સ્થળને અંગ્રેજીમાં Rock Fort કહે છે. તે દહેરામાં શિવની મૂર્તિ છે. દંતકથા એવી છે કે એક વાર કાવેરીને સામે કિનારેથી એક બાઈ ને ટ્રિચિનાપલીમાં

### શિખરિણી.

પણે પેલી શોભે-સરપસમ કાવેરી સરિતા,
કરે લોકો સ્નાનો, તટ પર દીસે છે મનહરા;
ઉગંતાં રશ્મિમાં ઉદક સિકતામાં ચળકતું,
ઉંચે આ સ્થાનેથી પણ નયનને શીત કરતું. ૧૦૩

### અનુષ્ટુભ્.

સુદૂરે શ્રીરંગનાં દહેરાં, માર્ગ યાત્રાળુથી ભર્યા;
વાહનો વેગમાં જતાં, સર્વ દૂરેથી નીરખ્યાં. ૧૦૪

વૃક્ષની વાટિકા મોટી, સૂર્યનાં રશ્મિથી દીપે;
જોતાં આ સ્થાનથી કોને, સૃષ્ટિનો પ્રેમ ના કરે ? ૧૦૫

### શિખરિણી.

બીજી પાસે પેખ્યું નગર ટ્રિચિને એક દગમાં,
ગૃહોની હારો શું મનહર દીસે સીધી લીટીમાં;
મનુષ્યો બાઝારે રકઝક કરે સ્વાર્થ નિજથી,
સુચેષ્ટાઓ તેની દૂર થકી હતી હાસ્ય કરતી. ૧૦૬

### અનુષ્ટુભ્.

ઉચ્ચ આ સ્થાનથી નીચે અલ્પ અલ્પ બધું દીસે;
પરંતુ અલ્પતામાંએ ઉચ્ચ આનન્દ ત્યાં મળે. ૧૦૭

× × ×

---

આવવું હતું. ઘેર પુત્રી પ્રસવવેદનામાં હતી. પણ કાવેરીમાં પૂર આવ્યું હતું એટલે અવાય તેમ નહોતું. છોકરી ટ્રિચિનાપલ્લીમાં હતી ને મા નદીને સામે કાંઠે અથવા શ્રીરંગમ્ તરફ હતી. તેની ભક્તિથી પ્રસન્ન થઈ શિવે તેનું રૂપ ધારણ કર્યું ને છોકરીને પ્રસવવેદનામાંથી મુક્ત કરી. મા ઘેર આવી ને દીકરીને પોતે ત્યાં નહિ હોવા માટે ખેદ દર્શાવ્યો, પણ વસ્તુ-સ્થિતિ દેખીતી તો તેથી ઉલટીજ થઈ હતી. અન્તે સમજાયું કે શિવ માતા થયા હતા, માટે એ સ્થળે માતૃભૂતેશ, એ નામથી લોકો શિવને પૂજે છે.

મદુરા: તા. ૨૭-૫-૦૯.

મીનાક્ષી દેવીનાં કીધાં, મદુરા મહીં દર્શન;
સુંદરેશ્વરની ખૂબી, શું કહે મુજ લેખન.[1] ૧૦૮

ગોપુરં ચોક ને દહેરૂં, સર્વ સર્વેથી ઉત્તમ;
રાત્રે દીપાવલિથી ત્યાં, લગે છે મનમોહક. ૧૦૯

શોભે બાઝાર દહેરામાં, શોભે દીપાવલિ રૂડી;
ગ્રામ જાણે વસ્યું નાનું, શું કહું મંદિરે ખુબી. ૧૧૦

મદુરા મ્હેલના મોટા, ઉચ્ચ સ્તંભ વિરાજતા;
સાદા તોએ દીસે ભવ્ય, જોતાં આનંદ આપતા.[2] ૧૧૧

શહેર આ મદુરા સ્વચ્છ, રસ્તા સુંદિર શોભતા;
લોક સાત્વિક દીસે-તે, સર્વે ત્યાં મન લોભતાં.[3] ૧૧૨

આસપ્હાર મદુરાની, વટવૃક્ષ વિશાળ છે;
વડવાઈ અસંખ્યેથી, સેનાવ્યૂહ સમું દીપે. ૧૧૩

સરોવર વળી દૂરે, હરે સૌંદર્ય દષ્ટિઓ;
જલ શીતલ ને મીઠું, મધ્યમાં બાગ શોભતો. ૧૧૪

× × ×

(અપૂર્ણ).

---

૧ મીનાક્ષિ ને સુંદરેશ્વરઃ પાર્વતી ને શિવ. મીન=મત્સ્ય.

૨ મદુરાના મહેલની બાંધણી ટાંજોરના મહેલથી જુદી જાતની છે. મદુરામાં ગંજાવર સ્તંભો પણ સાદી બાંધણીના છે ને અજવાળું ઝગઝગાટ છે. મુંબઈના ટાઉન હૉલમાં જેવા ભારે સ્તંભો છે તેવા આ મહેલમાં છે. ટાંજોરમાં કિલ્લા આકારનું બધું કામ છે ને ને મહેલોમાં રક્ષણ ઠીક થાય તેમ છે. મદુરાના મહેલમાં હાલમાં કચેરીઓ બેસે છે.

૩ મદુરા તે દક્ષિણ હિંદુસ્થાનનું એથેન્સ શહેર ગણાય છે.

# સ્વર્ગસ્થ શહેનશાહ સાતમા એડવર્ડનું ટુંકું જીવનવૃત્તાન્ત.

'સંધિપ્રિય' નામદાર શહેનશાહ સાતમા એડવર્ડના નિર્મળ, સાદાં છતાં ભવ્ય જીવન, ઉમદા સ્વભાવ, તેમજ ઉચ્ચ વર્તનને લીધે, પોતાની પ્રજા તરફ માયાળુ પિતા તરીકેની તેઓશ્રીની લાગણીને લીધે, પોતાની સમગ્ર પ્રજા સુખશાંતિમાં રહે એવી તેઓશ્રીની ઉત્કંઠાને લીધે, અને ખાસ કરી હિંદુસ્તાનમાં વસતી પ્રજા ઉપર તેઓશ્રીની મીઠી અને માયાળુ નજરને લીધે, તેઓશ્રીનું શોકજનક મૃત્યુ એક અસહ્ય દુઃખદ અને જબરા કારી ઘા સરખું થઈ પડયું છે.

તેઓશ્રી મહારાણી વિક્ટોરીઆ–સાધ્વી વિક્ટોરીઆ—ના જ્યેષ્ટ પુત્ર હતા, અને સાધ્વી વિક્ટોરીઆના ઘણા ઉત્તમ ગુણોનો વારસો તેઓશ્રીને મળ્યો હતો. મહારાણીશ્રી વિક્ટોરીઆ બ્રિટિશ તેમજ હિંદમાં વસતી પ્રજા ઉપર જે માતૃભાવ રાખતાં ને તેઓના ભલામાંજ પોતાનું ભલું અને સુખ માનતાં તે મહાન્ ગુણોને લીધે તેમનું રાજ્ય ઇતિહાસમાં અતિવિખ્યાત થયું છે. આ ઉત્તમ ગુણોની છાપ નાનપણથીજ આપણા સ્વર્ગસ્થ શહેનશાહના કુમળા મગજ ઉપર પડી હતી. મહારાણીશ્રી પણ પોતાનાં છોકરાં તેમજ છોકરાંના છોકરાંની કેળવણી તરફ ઘણુંજ લક્ષ આપતાં, અને નાનપણથીજ પડેલા ઉત્તમ સંસ્કારો એજ આપણા સ્વર્ગસ્થ નામદારની મોટાઈનું, તેમજ ઉચ્ચ અને અનુકરણીય ભાવનાઓનું મૂળ હતું.

મહારાણી વિક્ટોરીઆ સને ૧૮૧૯ માં જન્મ્યાં હતાં, અને પ્રિન્સ કોનસોર્ટ સાથે તેમનાં ૧૮૪૦ ની સાલમાં લગ્ન થયાં હતાં. તેમનાં સૌથી પહેલી પુત્રીનાં એટલે સ્વર્ગસ્થ શહેનશાહનાં મોટી બેનનાં લગ્ન પ્રશિઆના ક્રાઉન પ્રિન્સ ફ્રેડરિક સાથે થયાં હતાં અને તેઓ યુરોપમાં એક અતિબળવાન્ અને પ્રતાપી જર્મન શહેનશાહ વિલ્યમનાં માતા થવા ભાગ્યશાળી બન્યાં હતાં. સને ૧૮૪૧ ના નવેંબર માસની ૯ મી તારીખ એક શુભ દિવસ હતો, કારણ કે તે દિવસ આપણા સ્વર્ગસ્થ શહેનશાહનો જન્મ થયો હતો. તા. ૭ મી ડિસેંબરને દિવસે મહારાણીશ્રીએ 'વિન્ડઝર' મહેલથી પો-

તાના કાકા રાજા લીઓપોલ્ડને ઘણાજ હર્ષભેર એક કાગળ લખ્યો તેમાં તેઓશ્રીએ લખ્યું હતું કે, આ બાળક (નામદાર શહેનશાહ સાતમા એડ્વર્ડ) કોના જેવું થશે એનો મને વિચાર થાય છે; હું ઇશ્વર પાસે ખરા અંતઃકરણપૂર્વક યાચી લઉં છું કે આ બાળક શરીરે અને મનમાં તેના પિતાને દરેક રીતે મળતું થાય. પોતાનાં લગ્ન પ્રિન્સ કોનસોર્ટ સાથે કરાવી આપવાથી પોતે ઘણાં સુખી થયાં છે એવું દર્શાવી મહારાણીશ્રીએ આ પત્રમાં પોતાના કાકાનો ઉપકાર માન્યો હતો. આવા સ્નેહાળ અને નિખાલસ હૃદયવાળાં મહારાણીશ્રીના પુત્રમાં તેમના ઉત્તમ ગુણ કુદરતી રીતેજ ઉતર્યા હતા. આજ દિવસ સુધી બાદશાહી કુટુંબનાં બાળકોને 'બૅપ્ટિઝમ' ની ક્રિયા બાદશાહી મહેલમાં થતી હતી, પરંતુ પ્રિન્સ ઑવ્ વૅલ્સ આલબર્ટ એડવર્ડને 'બૅપ્ટિઝમ' કરવાની ક્રિયા, સમગ્ર અંગ્રેજી પ્રજાની ધાર્મિક લાગણીને અનુકૂળ થઈ પડશે એમ ધારીને સૅન્ટ જ્યૉર્જિઝના દેવળમાં કરવામાં આવી હતી.

મહારાણી વિક્ટોરીઆ અને પ્રિન્સ કોનસોર્ટનું જોડું બુદ્ધિશાળી, સમજુ અને બાહોશ હતું છતાં ભવિષ્યના ગાદીવારસ પોતાના શાહજાદાની કેળવણીની ગંભીર જોખમદારીનો ભાર પોતાને માથે વહોરી લેવાનું તેઓએ દુરસ્ત ધાર્યું નહિ. બાળપણમાં કેવા પ્રકારની કેળવણી આપવી તે સંબંધે બૅરન સ્ટૉકમરની સલાહ લેવામાં આવી. તેની સલાહનો સાર એ હતો કે જે માણસોની દેખરેખ નીચે બાદશાહી કુટુંબનાં બાળકોને મૂકવામાં આવે તે બધાં માણસો સારાં હોવાં જોઈએ; અર્થાત્ એવાં હોવાં જોઈએ કે જે પાઠ કે શિક્ષણ તેઓ રાજવંશી બાળકોને આપે તે પાઠની સત્યતાની છાપ તેઓ પોતાનાં નમુનાદાર આચરણથી તેમના પર પાડે. ટુંકામાં તે માણસોના વિચાર ને શિક્ષણ તેઓનાં આચરણ સાથે બંધ બેસતાં હોવાં જોઈએ. વળી તેવાં માણસોના બાળક ઉપરના કાબુને જાળવી રાખવા માબાપે પણ પોતાની સત્તાનો ટેકો તેવાં સુશીલ માણસોને આપવો જોઈએ. રાજ્યકારભારમાં ભાગ લેવાની ફરજ અદા કરવાની હોવાથી મહારાણીશ્રીને નાનાં બાળકોની પાસેનાં પાસે રહી તેઓની સંભાળ રાખવા જેટલો વખત ન હતો અને તેથી પોતાનાં છોકરાંની સંભાળ લેવા માટે પોતાની ખોટ પૂરે તેવી અને પોતાનીજ જગ્યા બરાબર સાચવી લે તેવી ઉમદા અને ઉચ્ચ કુટુંબની એક બાનુની પૂરેપૂરી જરૂર હતી. ગ્લૅડસ્ટનની પત્નીનાં બેન લેડી લીટલટન નામનાં બાનુને રાજવંશી બાળકોને

ઉછેરી મોટાં કરવાનું કામ સોંપવામાં આવ્યું. પૂરાં સાત વર્ષ સુધી આ બાનુની સંપૂર્ણ અને સંભાળભરેલી દેખરેખ નીચે રાજવંશી બાળકો ઉછર્યાં અને આજ બાનુની દેખરેખ હેઠળ આપણા સ્વર્ગસ્થ શહેનશાહને બચપણની તાલીમ મળી હતી. બચપણની તાલીમ પૂરી થયા પછી કોણે અને કેવા પ્રકારની તાલીમ ઇંગ્લંડના ભવિષ્યના રાજાને આપવી એ એક ગંભીર સવાલ થઈ પડયો. અન્તે એવું ઠરાવવામાં આવ્યું કે ઇંગ્લંડના ભવિષ્યના રાજાને એવા પ્રકારની માનસિક અને નીતિવિષયક કેળવણી આપવી કે જેથી તેઓ પ્રજાનિયંત્રિતરાજ્યના એક નમુનેદાર રાજા અને ખ્રીસ્તી ધર્મના ચુસ્ત પાળનારા થવા ઉપરાંત તે વખતની ભિન્ન ભિન્ન સામાજિક, વિજ્ઞાન-સંબંધી, અને રાજકીય હીલચાલો સાથે દિલસોજી ધરાવનારા નીવડે. આ ઉપરથી મિ. હેન્રી બર્ચને નાના શાહજાદાના શિક્ષક તરીકે પસંદ કરી નીમવામાં આવ્યા. પ્રિન્સ કોનસોર્ટના એક પત્રમાં આ શિક્ષકની વિદ્વત્તા,' સ્વભાવ, વગેરે બાબતોનાં ઘણાં વખાણ કરેલાં વાંચવામાં આવે છે. રાજાની જવાબદારી કેટલી જબરી છે તે સંબંધી પ્રિન્સ કોનસોર્ટના વિચાર પણ જાણવાજોગ છે. તેઓશ્રીએ ઉપરના પત્રમાં જણાવ્યું હતું કે શાહજાદાઓની કેળવણી અને ખાસ કરી જેઓ ભવિષ્યના રાજા થવાના છે તેઓની કેળવણી ઉપર આખી દુનિયાના ભલાનો ઘણો આધાર રહે છે. મિ. હેન્રી બર્ચની પછી સને ૧૮૫૧થી ૧૮૫૮ સુધી મિ. ફ્રેડરિક ડબલ્યુ. ગીબ્સે શાહજાદાના શિક્ષક તરીકે કામ કર્યું. નાનપણનો જેટલો હેવાલ મળી શકયો છે તે ઉપરથી એટલું તો સ્પષ્ટજ છે કે નામદાર શહેનશાહ એડવર્ડનું હૃદય ઘણુંજ નિખાલસ અને માયાળુ હતું. યુવરાજ એડવર્ડ માત્ર આઠ વર્ષની નાની ઉમરે તેમના પિતાની સાથે એક જાહેર મેળાવડામાં ગયા હતા અને તેઓ ઘણીજ સભ્યતાથી અને સારી રીતે વર્ત્યા હતા એવું લેડી લીટલટને ખુલ્લે ખુલ્લું લખ્યું છે. જ્યારે 'ક્રિસ્ટલ પૅલેસ એક્ઝિબિશન' ખુલ્લું મુકવાની ક્રિયા કરવામાં આવી ત્યારે માત્ર દસ વરસની ઉંમરના આપણા સ્વર્ગવાસી શહેનશાહે પોતાના માતપિતા સાથે તેમાં ભાગ લીધો હતો. આટલી નાની ઉંમરે તેઓશ્રીએ સમાજમાં દેખાવ દીધો હતો, ત્યારે પોતાના ભવિષ્યના રાજાનાં દર્શન કરવા લંડનના હજારો શહેરીઓ બહાર નીકળી પડયા હતા.'

સંસારના તડકાછાયાનો અનુભવ તેઓશ્રીને નાનપણથીજ થયો હતો. માત્ર ત્રણ વરસની અંદર ઈંગ્લંડ અને રૂશિઆ વચ્ચે ક્રીમીઅન વિગ્રહની શરૂઆત થઈ. લડાઈમાં ઘાયલ થએલાને જોવા માટે તેઓશ્રી પોતાનાં માતપિતા સાથે ચૅથામ જતા અને તેઓશ્રીએ ઘાયલ થએલાને મદદ કરવાના ફંડમાં પોતાનું ચીતરેલું એક ચિત્રકામ વેચી ૫૫ ગીની ભર્યા. ચૌદ વરસની ઉંમરે તેઓશ્રી મહારાણી વિકટોરીઆ સાથે ફ્રાન્સ ગયા અને ત્યાં તેઓએ પોતાના નમ્ર વર્તનથી ઘણા ટુંક વખતમાં ફ્રેન્ચ પ્રજાનાં ચિત્ત હરી લીધાં.

૧૮૫૭ માં ર્‌હાઈન નદી ઉપર આવેલા કોએનીગ્સવીન્ટર નામના શાહેરમાં જનરલ ગ્રે, કર્નલ પૉન્સનલી, મિ. ગીબ્સ, રે. ચાર્લસ ટારવર અને ડૉક્ટર આર્મસ્ટ્રાંગ જેવા બાહોશ વિદ્વાનોના સમાગમમાં રહી કેટલોક વખત વિદ્યાભ્યાસ કરીને લશ્કરી પરીક્ષાને માટે કસાએલા અને પંકાએલા યોદ્ધા—મેજર ટીડસડેલ, મેજર લૉયડ લિંડસે વગેરે—ની મદદથી તૈયારી કરવા લાગ્યા. શાહજાદા આલબર્ટ એડવર્ડની ઉંમર હવે ૧૮ વર્ષની થઈ હતી, અને આ ઉંમરે પહોંચ્યા પછી મહારાણીશ્રીએ તેમના ઉપર એક પત્ર લખી જણાવ્યું કે તમે યોગ્ય ઉંમરે પહોંચેલા હોવાથી હવેથી તમે તમારાં માતપિતાના કાબુમાંથી મુક્ત થયા છો અને આજ દિવસ સુધી તમને કેળવણી આપવા માટેનું અમારૂં ધોરણ ઘણું સખ્ત લાગ્યું હશે, પરંતુ તેમ કરવામાં અમારો કોઈ પણ જાતનો સ્વાર્થ ન હતો, પણ તમારૂં શુભ થાયે એજ મુદ્દા અને આશયથી, અને ભવિષ્યમાં ખુશામતની જાળમાં ફસાઓ નહિ તેટલા માટે તમારૂં મન મજબુત બનાવવાના શુભ હેતુથી એ ધોરણ અખત્યાર કરવામાં આવ્યું હતું. તમે હવે સ્વતંત્ર થયા છો અને હવે પછી તમે અમારી સલાહ પૂછવાનું યોગ્ય ધારશો ત્યારેજ અમે તે ઘણી ખુશીથી તમને આપીશું. આ પત્રથી શાહજાદા એડવર્ડ ઉપર ઘણીજ અસર થઈ અને તે પત્ર તેઓ જનરલ ગ્રેવેસેરંલી પાસે લાવ્યા, સારે તેમની આંખોમાંથી દડદડ આંસુ પડતાં હતાં. 'વેસ્ટવર્ડ હો'ના કર્તા ચાર્લ્સ કિંગ્સલીએ મહારાણીશ્રીની ખાસ ઇચ્છાથી શાહજાદા એડવર્ડને અંગ્રેજી તવારીખ ઉપર કેટલાંક ઉત્તમ ભાષણો આપ્યાં હતાં. આવા ઉત્તમ પ્રકારની કેળવણીથી તેમજ ઇટલી, સ્પેન અને પોર્ટુગાલમાં ફરી આવવાથી ઘણું

રમણીય સ્થળો જોવાનો લાભ મળવા ઉપરાંત તેમની બુદ્ધિનો અચ્છો વિકાસ થવા પામ્યો હતો. ત્યારપછી તેઓ એડિનબરોમાં અભ્યાસ કરવામાં રોકાયા હતા. અહિં ડૉક્ટર લાયન પ્લેફેરને તેઓશ્રીને હુન્નરને લગતા રસાયનનો અભ્યાસ કરાવવાનું કામ સોંપવામાં આવ્યું હતું, અને ડૉક્ટર લીઓનાર્ડ શ્મીટઝ રોમન તવારીખ ઉપરનું શિક્ષણ આપતા હતા. આ ઉપરાંત ફ્રેન્ચ, જર્મન, અને ઇટાલીઅન ભાષાનો અભ્યાસ તો નિયમિતપણે ચાલુજ હતો. આવા માનસિક શ્રમમાં વખત કાઢવાનો હોવા છતાં લશ્કરી કસરતમાં ભાગ લેવા માટે વખત બચાવવો પડતો તે તો જુદોજ.

આ વેળા મહારાણીશ્રીનો કુટુંબપરિવાર નીચે મુજબ હતોઃ—

| | | જન્મ. |
|---|---|---|
| ૧ | જ્યેષ્ટ શાહજાદી. | ૧૮૪૦ |
| ૨ | આલબર્ટ એડવર્ડ. | ૧૮૪૧ |
| ૩ | શાહજાદી એલીસ. | ૧૮૪૩ |
| ૪ | ડ્યુક ઑવ્ સેક્સ કોબર્ગ અને ગોથા. | ૧૮૪૪ |
| ૫ | શાહજાદી હેલીના. | ૧૮૪૬ |
| ૬ | શાહજાદી લુઈ. | ૧૮૪૮ |
| ૭ | ડ્યુક ઑવ્ કોનૉટ. | ૧૮૫૦ |
| ૮ | ડ્યુક ઑવ્ આલ્બની. | ૧૮૫૩ |
| ૯ | શાહજાદી બીએટ્રીસ. | ૧૮૫૭ |

ક્રીમીઅન વિગ્રહ વેળા કાનડાના લોકોએ અંગ્રેજોને સારી મદદ કરી હતી, તેથી તેઓની માગણી એવી હતી કે મહારાણીશ્રીએ કૃપા કરી કાનડા પધારવું; પરંતુ તેમ નહિ બની શકવાથી મહારાણીશ્રીએ ૧૮૬૦ માં પોતાના યુવરાજ આલબર્ટ એડવર્ડને તે દેશની મુલાકાતે મોકલવાનું નક્કી કર્યું. યુનાઇટેડ સ્ટેટસના પ્રેસિડેન્ટ બ્યુકેનને મહારાણીશ્રીને લખીને યુવરાજને યુનાઇટેડ સ્ટેટસની રાજધાની વૉશિંગ્ટનની મુલાકાત લેવા નિમંત્રણ કર્યું. ૧૮૬૦ ની ૨૫ મી જુલાઈએ યુવરાજ ન્યુફાઉન્ડલેન્ડ પહોંચ્યા અને કાનડા તેમજ યુનાઇટેડ સ્ટેટસમાં તેમને ઘણો બારે અને હર્ષભેર આવકાર મળ્યો. યુવરાજની આ મુલાકાતથી કાનડા તો હર્ષઘેલું થઈ ગયું અને ઇંગ્લંડ તથા સંસ્થાનો વચ્ચેનો સંબંધ ઘણોજ ગાઢો થયો. સૈન્ટ જૉનના આર્ચડીકનનાં પત્ની લેડી હાર્ડવીકને એક પત્રમાં લખી જણાવે છે કે જેવી

રીતની લાગણી ન્યુફાઉન્ડ લેન્ડ, યુવરાજ તરફ ધરાવે છે તેવી લાગણી જો બીજાં સંસ્થાનો ધરાવતાં હશે તો યુવરાજને મુલાકાતે મોકલવાનો વિચાર ઘણોજ ડહાપણભરેલો કહેવાય. યુવરાજનો દેખાવ સુંદર છે અને તેમની યુવાવસ્થા, તેમનો બાદશાહી અને ભવ્ય રીતભાત તેમજ દબદબાભરેલો દેખાવ એ સઘળાંએ બધાંનાં અંતઃકરણ ઉપર ઊંડી અસર કરી છે, કારણ કે અહિં એક પણ સ્ત્રી કે પુરુષ નથી કે જેની આંખોમાંથી યુવરાજ વિષે વાત કરતાં હર્ષનાં અશ્રુ ન પડતાં હોય. યુનાઇટેડ સ્ટેટ્સનાં મોટાં મોટાં શહેરોમા તેમને ઘણો સારો આવકાર આપવામાં આવ્યો ને તે વેળા ટોળામાંનો એક માણસ એમ બોલી ઊઠયો, કે જ્યૉર્જ વૉશિંગ્ટન કબરમાંથી પાછો જીવતો થયો હોત તોપણ તેને જોવાની ઉત્કંઠા યુવરાજને જોવા માટેની ઉત્કંઠાથી વધી જાત નહિ. જ્યારે ન્યુયૉર્કમાં યુવરાજને આવકાર આપવા માટે મોટા પાયા ઉપર તૈયારીઓ ચાલી રહી હતી ત્યારે સાહિત્યમાં 'મેજર ડાઉનિંગ' તરીકે સુપ્રસિદ્ધ થએલો મિ. ડેવિડ લખે છે કે યુવરાજ એક ઘણાજ ઊંચા અને ઉમદા કુટુંબમાંથી આવે છે એટલા કારણથીજ તેમને આવકાર આપવાની આવી ગંજાવર તૈયારીઓ થાય છે એમ નથી, પરંતુ તેઓ પોતે ઊંચા ગુણવાળા અને ભવિષ્યમાં ઘણી સારી આશા આપનારા યુવરાજ છે તે કારણથી આટલા ઉત્સાહપૂર્વક આ મહાન્ પરોણાને યોગ્ય માન આપવાનું અમે ધારીએ છીએ. વળી મિ. ડેવિડ લખે છે કે યુવરાજ ઘણા લોકપ્રિય થઈ પડયા છે અને ઇંગ્લંડ પહોંચ્યા પહેલાં તેઓ પ્રેસિડન્ટ તરીકે નીમાતાં બચી જાય તો તેમનાં મોટાં ભાગ્ય.

૧૮૬૧ ની સાલમાં કેમ્બ્રિજમાં યુવરાજે પાછું અભ્યાસ કરવામાં દિલ લગાડ્યું અને ઉનાળાની રજાના દિવસોમાં તેઓએ આયર્લેન્ડની મુલાકાત લીધી; ત્યારબાદ તેઓ ર્‌હાઇનના પ્રદેશમાં મુસાફરી કરવા ગયા. આ પ્રસંગે ડેનિશ કુમારિકાનો અને તેમનો મેળાપ થયો. આજ કુમારિકા સાથે તેઓ પછીથી પરણ્યા. આ ડેનિશ કુમારિકા અલેકઝાન્ડ્રા-હૉલેન્ડના ડયુક જેઓ ડેન્માર્કની ગાદીવારસ હતા—તેમનાં પુત્રી થતાં હતાં

ઇ. સ. ૧૮૬૦ માં પ્રિન્સ કોનસોર્ટનાં માતુશ્રી મરણ પામ્યાં અને સને ૧૮૬૧ ની વસંતઋતુમાં મહારાણીશ્રીનાં માતુશ્રી પણ મરણશરણ થયાં. યુવરાજને બે વરસની ટુંકી મુદતમાં આ રીતે દાદી અને નાનીની જબરી

ખોટ પડી. ૧૮૬૧ ના ઑગસ્ટ માસમાં યુવરાજનાં બીજાં બેન શાહજાદી એલીસનાં, ગ્રૅન્ડ ડયુક ઑવ્ હેસની સાથે થવાનાં લગ્નના કોલકરાર ઉપર મહારાણીશ્રીએ પોતાની સહી કરી. ૧૮૬૧ ના નવેંબર માસમાં મહારાણીશ્રીના માથાના મુગટ પ્રિન્સ કોનસોર્ટની તબીઅત બગડી. માંદગી ગંભીર પ્રકારની છે એવું ધારવા માટે કંઈ પણ કારણ ન હતું; તોપણ થોડા દિવસ પછી તાવ લાગુ થયો અને ૪૩ વરસની જુવાન વયે તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો, અને મહારાણીશ્રી વિક્ટોરીઆના સુખનો સૂર્ય અસ્ત થયો. માતા અને બાળકો ઉપર દુઃખનાં વાદળ એકાએક છવાઈ ગયાં. યુવરાજ આલબર્ટ એડવર્ડ જ્યારે પોતાના ભલા પિતાની કબરની બાજુએ ઊભા હતા ત્યારે તેઓ ધીરજ રાખી શક્યા ન હતા અને મોટેથી રડી પડ્યા હતા.

પ્રિન્સ કોનસોર્ટની એવી ઇચ્છા હતી કે કેમ્બ્રિજમાં અભ્યાસ પૂરો કર્યા પછી યુવરાજે જેરૂસાલેમની પવિત્ર ભૂમિની મુલાકાત લેવી. આ ઇચ્છાનુસાર સને ૧૮૬૨ ની સાલમાં જેરૂસાલેમની યાત્રાએ નીકળવા માટેની બધી તૈયારીઓ કરવામાં આવી. ડૉકટર સ્ટૅન્લી, જનરલ બ્રુસ વગેરેને શાહજાદાની સાથે જવાનું નક્કી કરવામાં આવ્યું. આ યાત્રા દરમ્યાન ડૉ. સ્ટૅન્લી શાહજાદા વિષે લખતાં જણાવે છે કે શાહજાદાની સ્મરણશક્તિ એવી તો તીવ્ર છે કે તેઓ સ્થળો અને માણસોનાં નામ હેરત પમાડે તેવી રીતે યાદ રાખી શકે છે, અને તેમનો મળતાવડો ને પ્રેમ ઉપજાવે તેવો સ્વભાવ અને તેમની દક્ષતા જોઈને હું ચકિત થાઉં છું. કેરો, થીબ્સ, મેમ્ફીસ, કર્નાક, અને મીસરનાં પીરામિડની મુલાકાત લઈ બધો સંઘ માર્ચ મહિનાની આખરે પેલેસ્ટાઈન આવી પહોંચ્યો. એડવર્ડ પહેલા અને રીચર્ડનાં નામ બાદ કરતાં શાહજાદા એડવર્ડ ઈંગ્લંડના ભવિષ્યના એક ગાદીવારસ તરીકે જેરૂસાલેમની મુલાકાત લેનાર પ્રથમજ હતા. જેરૂસાલેમ સુધીની મુસાફરીથી યુવરાજના તંદુરસ્તીમાં અને માનસિક વિકાસમાં સારો વધારો થએલો હતો.

યુવરાજ અને ડેનિશ કુમારિકા અલેકઝાન્ડ્રા વચ્ચે મુલાકાતના બીજા પ્રસંગો આવી ગયા હતા, અને તેઓનાં લગ્ન કરવાનો સમય પણ હવે આવી પહોંચ્યો હતો. બંને લગ્નની ગાંઠથી જોડાય એમ મહારાણીશ્રી વિક્ટોરીઆની પણ ઇચ્છા હતી. ૧૮૬૨ ના નવેંબર માસની ચોથી

અને કપડાં બગડે છે. આજ કારણથી પથારીની આસપાસની જગા અથવા જેના ઉપર દર્દી સુતો હોય તે, દર્દીના પોતાના હાથ, અને જે તેની સારવાર કરતો હોય તેનાં કપડાં, તેમજ હાથપગ એ સઘળું આવા ચેપવાળું થાય છે. દર્દી જેને જેને અડકે છે તે તે ચીજ કૉલેરાના ચેપવાળી થાય છે, અને જે વાસણો દર્દી વાપરે છે તે વાસણોને લીધે કુટુંબનાં બીજાં માણસોને આ રોગ લાગુ પડે છે. દર્દીની સારવાર કરનાર રસોઈઆ કે પાણી લાવનારા માણસથી વાસણો ચેપવાળાં બને છે. વળી દર્દીની વિષ્ટા ઘર બહાર બેદરકારીથી ફેંકી દેવામાં આવે તો જે માખીઓ વિષ્ટા ઉપર બેસી ઊડતી ઊડતી ઘરમાં પાછી આવે છે તે પણ પોતાની સાથે કૉલેરાના જંતુઓ લેતી આવે છે, અને જે ખોરાક અને પાણી ઉઘાડાં પડયાં હોય તેમાં આવા જંતુઓ દાખલ થાય છે; આ રીતે કોઈ કુટુંબમાં આ રોગ ફેલાવાનાં ઘણાં કારણો હોય છે. એક જણને કૉલેરા લાગુ પડયા પછી બીજાને અને બીજા પછી ત્રીજાને એમ કુટુંબનાં સઘળાં માણસો આ રોગનાં ભોગ થઈ પડે છે. એક ગામડામાં એકજ વેળા ઘણાં કુટુંબો આ રોગનાં ભોગ થઈ પડે છે એમ પણ બને છે. આનું કારણ એવું હોય છે કે કૂવા, તળાવ, કે ઝરણનું પાણી કૉલેરાના જંતુવાળું હોય છે અને તે પાણી ઘણાં માણસો પીએ છે. બેદરકારીથી ઘર બહાર ફેંકી દીધેલા કૉલેરાના દર્દીની વિષ્ટા ચોમાસામાં ધોવાઈને કોઈ પણ જળાશયમાં દાખલ થાય છે; ગંદા ઘડા અને વાસણોથી તેમજ તળાવ કે ઝરણમાં અથવા કૂવાની નજીક ધોવામાં આવતાં ગંદાં કપડાંથી પાણી બગડે છે; અથવા પાણી કાઢવાના ચેપવાળા ગંદા ઘડાથી પણ ચેપ પ્રસરે છે. જે પાણી આખું ગામ વાપરે છે તે પાણીમાં ઉપર દર્શાવેલી એક યા બીજી રીતે કૉલેરાના જંતુઓ દાખલ થાય છે; દાખલ થયા પછી આ જંતુઓ વૃદ્ધિ પામે છે અને પછી કૉલેરાનો રોગ ફાટી નીકળે છે.

### કુટુંબમાં કૉલેરાનો ફેલાવો થતો અટકાવવા વિષે.

સદ્‌ભાગ્યે કૉલેરાનો જંતુ એવો નાજુક છે કે ગરમીથી તેમજ જંતુનાશક દવાથી તેનો સહેલાઈથી નાશ કરી શકાય છે. જંતુનાશક દવા કદાચ હમેશા મળી શકે તેમ ન હોય તોપણ દેવતા તો મળી શકે એમ હોય છેજ. ગામડામાં કૉલેરા દેખા દે કે તરતજ જંતુઓને નાશ કરવાનાં પગલાં ભરવાં જેથી આ રોગનો ફેલાવો થતાં અટકે.

ઘર સ્વચ્છ રાખવાથી અને આસપાસથી કચરો, ગંદવાડ, વગેરે દૂર કરવાથી માખીઓ થશે નહિ અને આ રીતે તે દ્વારા આ ચેપી રોગનો દાખલ થવાનો ભય ઓછો થશે. આખા કુટુંબને વાપરવા માટેનાં પાણીને પાંચ મિનિટ સુધી ઊકાળવું અને તે ઠરી જાય ત્યાર પછી તેને વપરાશમાં લેવું. આમ કરવાથી પાણીમાંના જંતુઓનો નાશ થશે.

માત્ર તાજો રાંધેલો ખોરાક ખાવો. ખુલ્લા પડી રહેલા ખોરાક ઉપર બેસનારી માખીઓ જે ચેપ ફેલાવે છે તે ચેપ ફેલાવાની ધાસ્તી પણ આથી ઓછી થઈ જાય છે.

દુકાનમાં ખુલ્લી પડી રહેલી મીઠાઈ, કે બીજો કોઈ પણ જાતનો ખુલ્લો પડી રહેલો ખોરાક જેના ઉપર માખીઓ બણબણતી હોય તે ખાવો નહિ.

કાચાં શાકભાજી ખાવાં નહિ, તેમજ કાચાં કે બહુ પાકી ગએલાં ફળ ખાવાં નહિ. આથી દસ્ત થવાનો સંભવ રહે છે અને આવા દસ્તને લીધે કૉલેરા લાગુ પડતાં વાર લાગતી નથી. દસ્ત થયાનાં ચિહ્નો જોવામાં આવે કે તરતજ દવા કરવી.

## સામાન્ય રીતે આખા ગામડામાં કૉલેરાનો ફેલાવો અટકાવવા વિષે.

ઉપર બતાવેલા ઉપાયો દરેક કુટુંબથી લઈ શકાય એવા છે. આ ઉપાયો ઉપરાંત, આ રોગ અટકાવવાને એક ઘણોજ અગત્યનો અને આખા ગામને કામનો એવો એક ઉપાય એ છે કે બધાં જળાશયોમાં પરમૅંગેનેટ ઑવ્ પોટૅસ્યમ નામની દવા નાખી તે માંહેનાં પાણીને સ્વચ્છ કરવાં. આ દવા સ્ફટિક રૂપે હોય છે, અને જ્યારે તે પાણીમાં ઓગળી જાય છે, ત્યારે પાણીનો રંગ ભાગો જાંબુઓ થઈ જાય છે. પાણીનો આ રંગ કેટલાક કલાક સુધી કાયમ રહે છે. (પાણીમાં નાંખેલી) આ જાતની દવા તે પાણી વાપરનારને બીલકુલ સહીસલામતીભરેલી છે; આ દવા કૉલેરાના જંતુઓનો નાશ કરી કૉલેરાનો ફેલાવો થતાં અટકાવે છે. છાપેલી સૂચના પ્રમાણે આ પરમૅંગેનેટ નામની દવાનો ઉપયોગ કરવો. ખરાબ પાણીથી ઉત્પન્ન થતાં નુકસાન તેમજ માખીઓથી ફેલાતા ચેપનાં જોખમ લક્ષમાં રાખી ગામડાની આસપાસની જગા સાફ રાખવા ખાસ પ્રયાસ કરવા જોઈએ. જાજરૂ જવા લોકો ગામ બહાર અને કૂવાવ કે ઝરાઓથી દૂર જાય એમ તેઓને સમજાવવા જોઈએ. જે કૂવા, તળાવ

રંગ હજુ લાલ જોવામાં આવે તો જાણવું કે દવાનું પ્રમાણ પૂરતું છે. રંગ લાલ ન દેખાય તો કૂવાના પાણીમાં વધારે પરમૅંગેનેટ નામની દવા નાખવાની જરૂર છે એમ સમજવું. ૨૪ કલાક સુધી ચાલે તેવા આછા લાલ રંગવાળું પાણી દેખાય તેટલો પરમૅંગેનેટ બધી વેળાએ નાખવો જોઈએ.

કૂવામાંનું પાણી ખરાબ હશે તો વધારે પરમૅંગેનેટની જરૂર પડશે. આવે વખતે એવું માલૂમ પડશે કે પહેલાં જે ઘણોજ ઘેરો લાલ રંગ દેખાય છે તે ધીમે ધીમે મેલાશ પડતો થઈ જશે અને ત્યારપછી આછો થઈ જશે. આમ થવાનું કારણ એવું છે કે પરમૅંગેનેટ અને પાણીની ગંદકી એક બીજાનાં નાશક છે; તેટલા માટે કાયમનો રંગ લાવવા માટે વધારે પરમૅંગેનેટ નાખવાની જરૂર પડશે. કૂવાનું પાણી ચોખ્ખું હશે તો સાધારણ કૂવાઓને માટે થોડો પરમૅંગેનેટ પૂરતો થશે. બની શકે તો રાતે પરમૅંગેનેટ કૂવામાં નાખવો જેથી કૂવાઓનાં પાણી બની શકે તેટલા લાંબા વખત સુધી સ્થિર રહે. રાતે દવા નાંખેલા કૂવાનાં પાણી સવારે પીવા લાયક થઈ રહેશે. સવારે પાણીનો રંગ લાલ હશે તો પાણી જરા બદસ્વાદ લાગશે, પણ તે કોઈ પણ રીતે જરા પણ નુકસાનકારક નથી. ગામલોકોને આ સ્વાદ ન ગમતો હોય તો જ્યાંસુધી રંગ વિનાનું પાણી આવે ત્યાંસુધી કૂવામાંથી ઉપર ઉપરનું રંગવાળું પાણી ઉલેચી નાખવાની તેઓને સમજણ પાડવી.

---

# શેરડીનો 'રેડરૉટ' (સડો).

શેરડીના વાડ તરફ નજર નાખતાં વારંવાર કેટલીક શેરડી કરચોલી પડી કરમાઈ ગયા જેવી દેખાય છે. શેરડીનો આવો ખાસ દેખાવ નીચેના ભાગમાં જોવામાં આવે છે અથવા તો આખો સાંઠો આવા સત્ત્વહીન દેખાવવાળો જણાય છે. આવા સાંઠા રસ કાઢવા માટે નકામા છે. ટોચનો ભાગ કરમાઈ ગએલો હોય અને નીચેનો ભાગ સંગીન હોય એવું તો કોઈ દિવસ જોવામાં આવતું નથી. આ પ્રમાણે બનવાનું કારણ એવું હોય છે કે જે રોગ સાંઠાને લાગુ પડે છે તે એક પ્રકારની 'ફંગસ' નામની સૂક્ષ્મ વનસ્પતિને લીધે ઉત્પન્ન થાય છે અને તે પહેલાં નીચા ભાગ ઉપર લાગુ પડે છે.

'ફંગસ' એ એક પ્રકારની સૂક્ષ્મ વનસ્પતિ કે ફૂગ છે. તે બી-

જા છોડ ઉપર પોતાના જીવનનો આધાર રાખે છે. ' ફંગસ ' લાંબા સફેદ તંતુઓની બનેલી છે. આ તંતુઓ સાંઠામાં પથરાઈ જઈ તેનો રસ ચૂસી લે છે એટલે સાંઠા કરમાઈ જાય છે. 'ફંગસ'ને લીધે બીજો પણ ફેરફાર થાય છે. જો શેરડીના સાંઠાને આડો કાપ્યો હોય તો અંદરના ભાગમાં રાતા પટાઓ નજરે પડે છે. આ પટાઓ 'ફંગસ'ને લઈને છે. જ્યારે શેરડી કરમાઈ ગએલી હોતી નથી એટલે કે રોગના બહુ વધી ગયા પહેલાં રાતા પટાઓને લીધે રોગનું અસ્તિત્વ જણાઈ આવે છે. આથી તે રોગને શેરડીનો ' રેડરૉટ ' એવું નામ આપવામાં આવ્યું છે.

આ રોગ ફેલાવાનું કારણ એવું છે કે જે સાંઠાની અંદર આ રોગ હોય તેના સાંઠાનું લોકો વાવેતર કરે છે. આવા રોગવાળા સાંઠામાંથી જે નવા સાંઠા ઉત્પન્ન થાય છે તે બધામાં 'ફંગસ' વૃદ્ધિ પામે છે. જો ખેતરમાંથી પાણીને જમીન નીચે ઊતરી ઝરપી જવા માટેની ગોઠવણ બરાબર ન હોય તો આ રોગ ત્વરાથી ફેલાય છે અને પાક ખરાબ થાય છે. રોગવાળી શેરડીને ખેતરની આસપાસ પડી રહેવા દેવામાં આવે તોપણ તે નજીકની બીજી શેરડીમાં આ રોગ દાખલ કરે છે. રોગ લાગુ પડયા પછી પાકને લાંબો વખત રાખવાથી તે ઉલટો વધારે ખરાબ થાય છે; તેથી જો રોગવાળા પાકને એક વખત કાપી લીધા પછી તેના પીલાનો ફરી પાક લઈએ તો તે પાક પહેલાં કરતાં વધારે ખરાબ થશે. આટલી બાબત જાણ્યા પછી આ રોગ દૂર કરવા શા શા ઉપાય લેવા જોઈએ તે હવે જોઈએ.

૧. પહેલી બાબત તો એ ધ્યાનમાં રાખવાની કે માત્ર રોગ વિનાના સાંઠા વાવવા. બની શકે તો વાવવા માટેના સાંઠા જે ખેતરમાં આ રોગનું નામજ હોય નહિ તેવા ખેતરમાંથી લેવા. વાવેતર કરતી વેળા શેરડીના કટકાને કાપીને તેના છેડા તપાસવા. જો કટકામાં રાતા ડાઘા માલૂમ પડે તો તેને રોપવા નહિ એટલુંજ નહિ પણ તેને બાળી મૂકવા. આખા સાંઠા કદિ પણ રોપવા નહિ, કારણ કે અંદરના ભાગમાં રોગ છે કે નહિ તે જાણી શકાતું નથી. જો સાંઠાનો થોડો ભાગ રોગવાળો હોય તેનો બાકીનો સારો દેખાતો ભાગ પણ કોઈ દિવસ રોપવો નહિ.

૨. જોઈએ તે કરતાં વધારે પાણી પાવું નહિ. ખેતરમાંનું પાણી જમીનમાં ઊતરીને ઝરપી જાય તેટલા માટે વચમાં તેમજ છેડે ઊંડી નીકો રાખવાની સંભાળ રાખવી.

૩. રોગ લાગુ પડેલી બધી શેરડીને બાળી નાખવી. જો કોઈ પણ સાંઠાને રોગની શરૂઆતજ થઈ હોય તો રોગવાળા ભાગને બાળી નાખવો અને બાકીનાને પીલી નાખવો.
૪. રોગવાળા પાકથી પીલાનો બીજો પાક લેવો નહિ. પાકને ઉખેડી બાળી મૂકવો.
૫. જે જમીન ઉપર રોગવાળો પાક થયો હોય તે જમીનને ખૂબ ખેડવી અને એક મહિના સુધી તપવા દેવી.

જો ઉપર બતાવેલા સાવચેતીના ઉપાયો લેવામાં આવશે તો ઘણું કરી કોઈ દિવસ આ રોગ ભયંકર રૂપ પકડશે નહિ.

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

નવરોજી પે. વકીલ સ્કૉલરશિપની પરીક્ષામાં નીચેના વિદ્યાર્થીઓને ચુંટી કાઢવામાં આવ્યા છે.

| નં. | વિદ્યાર્થીનું નામ. | ઉમર. | શાળાનું નામ. |
|---|---|---|---|
| | વર્ગ ખ. | | |
| ૧. | રોશન સેથના. | ૧૪. | મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેન, અમદાવાદ. |
| | વર્ગ क. | | |
| ૨. | ગુણવંતી હરખજી. | ૧૫. | ,, |
| | વર્ગ ड. | | |
| ૩. | જસલક્ષ્મી મગનલાલ. | ૧૫. | ,, |

( સહી ) F. W. Marrs,
Ag. Educational Inspector,
N. D.

## જાહેર ખબર.

૧. રાજકોટમાં મળેલી ત્રીજી ગુજરાતી સાહિત્યપરિષદે શનિવાર તા. ૩૦ આકટોબર ૧૯૦૯ ને રોજ કરેલો આઠમો ઠરાવ નીચે મુજબ છે.

"કાઠિયાવાડના એજંટ ટુ ધિ ગવર્નર મહેરબાન હિલ સાહેબે ચેં-

તાના ભાષણમાં ચાંદ વિષે જે સૂચન કરેલું છે તે બાબત વિચાર કરી યોજના ઘડવાને માટે મિ. એચ. ડી. રેન્ડોલ, રા. રા. પ્રભાશંકર દલપતરામ પટ્ટણી, ખા. બ. બેજનજી મેરવાનજી ડમરી, રા. રા. કલ્યાણરાય જેઠાભાઈ બક્ષી, અને રા. રા. દલપતરામ ભગવાનજી શુક્લની કમિટિ નીમવામાં આવે છે."

૨. આ કમિટિએ કાઠિયાવાડના ઇંગ્રેજ અધિકારીઓ પાસેથી રૂા ત્રણસેનો ફાળો મેળવી એક બ્રોન્ઝ મેડલ ( bronze medal ) સ્થાપ્યો છે, અને એ મેડલ આગળથી જાહેર કરેલા વિષય ઉપર આવેલા ગુજરાતી નિબંધોમાંથી જે ઉત્તમ જણાય તેને અપાય એ મારના નિયમો ઘડ્યા છે જે ત્રીજી પરિષદનો રિપોર્ટ હાલ છપાય છે તેમાં આપવામાં આવશે. એ નિયમોમાં ગુજરાતની અંદર કે બહાર વસતા કોઈ પણ પુરુષ અગર સ્ત્રીને મેડલ માટે હરીફાઈ કરવાની છૂટ રાખવામાં આવેલી છે.

૩. દરમિયાન એ નિયમોને આધારે આવતા વર્ષના નિબંધોને માટે નીચેનો વિષય પસંદ કરવામાં આવેલો છે.

**" બ્રિટિશ સમયના ગુજરાતનો આર્થિક ઇતિહાસ: વિશેષે કરીને મુંબાઈ, સુરત, અમદાવાદ આદિ શહેરોને લગતો. "**

૪. આ વિષયો ઉપર નિબંધો મોકલનારાઓએ નિબંધ ગુજરાતી ભાષામાં અને કાગળની એકજ બાજુએ સાફ અક્ષરે લખવો, અને તા. ૧૮ સપ્ટેમ્બર ૧૯૧૧ પહેલાં તેની બે નકલ નીચે સહી કરનારને મોકલવી, તથા સાથે પોતાનાં નામ, ઉમર, જ્ઞાતિ, ધંધા, અને વતનની હકીકત સહિતનું પ્રતિજ્ઞાપત્ર મોકલવું કે નિબંધ પોતાનો જ રચેલો છે.

૫. પ્રજાની જાણ માટે મોકલેલા આ કાગળને આપનાં બહોળા ફેલાવાવાળાં પત્રમાં સ્થાન આપશો, તથા આપના ઉપરથી બીજાં વર્તમાનપત્રો પણ છાપીને નિબંધનો વિષય આખા દેશમાં જણાવી દેશે, એવી આશા છે. રાજકોટ, તા. ૯ સપ્ટેમ્બર ૧૯૧૦.

આપનો તાબેદાર
**બળવંતરાય કલ્યાણરાય ઠાકોર**
ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના જનરલ
સેક્રેટરીઓ વતી.

રા. રા. "ગુજરાતશાળાપત્ર" ના તંત્રી,

સાહેબ,

મારા તા૦ ૯ ના કાગળના અનુસંધાનમાં જણાવતાં આનંદ થાય છે કે "બ્રિટિશ સમયનાં ગુજરાતનો આર્થિક ઈતિહાસઃ વિશેષે કરીને મુંબાઈ, સુરત, અમદાવાદ આદિ શહેરોને લગતો" એ વિષય ઉત્તમ ગુજરાતી નિબંધના લખનારને બ્રોન્ઝ મેડલ (bronze medal) મળશે તે ઉપરાંત નેક નામદાર ગોંડલ ઠાકોર સાહેબ સર ભગવતસિંહજી બહાદુર તરફથી તા. ૧૪ સપ્ટેંબરે ગોંડલ દિવાન સાહેબે ત્રીજી પરિષદ્‌ના પ્રમુખ સાહેબ ઉપર લખેલા અંગ્રેજી કાગળથી જણાવવામાં આવે છે કે એ ઉત્તમ નિબંધના કર્તાને ઠાકોર સાહેબશ્રી તરફથી રૂ. ૨૦૦ (બસો) નું ઇનામ પણ આપવામાં આવશે.' આ હકીકત પણ આપના બહોળા ફેલાવાવાળાં પત્રમાં પ્રજાની જાણ માટે પ્રસિદ્ધ કરશોજી. એજ અરજ. રાજકોટ તા. ૧૮-૯-૧૯૧૦

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર,
ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના મંત્રીઓ વતી.

## "જોઈએ છે."

"શેઠ ગોકુળદાસ તેજપાળ કચ્છ—નળીઆ. ગુજરાતી સ્કુલમાં મુખ્ય મહેતાજી જોઈએ છે. સ્કુલમાં ગુજરાતી બારાખડીથી શરૂ કરીને ઈંગ્રેજી પહેલા ધોરણ સુધીનો અભ્યાસ ચાલે છે. માસિક પગાર રૂ. ૨૦). ઊમેદવારે શેઠ ગો. તે. ધર્મખાતાંના સેક્રેટરીને મુંબઈ કોટ—હોળી ચકલામાં પોતાના પ્રમાણપત્રની નકલો બીડી અરજી કરવી."

## ચર્ચાપત્ર.

ગુજરાત શાળાપત્રના તન્ત્રી,

સાહેબ,

વિ. વિ. ઑગસ્ટ ૧૯૧૦ ના શાળાપત્રમાં 'પ્રેમશૌર્ય' ઇ. વિશે ચર્ચાપત્રો આવ્યાં છે. ત્હેને સંબન્ધે ખુલાસો કરનારો લેખ આપને મોકલવો ધાર્યો હતો. પરંતુ આપના પત્રમાં સમાય તે કરતાં વધારે લંબાણ થયાથી તે લેખ 'વસન્ત' માં પ્રગટ થવા મોકલ્યો છે; તો ત્હેમાં પ્રસિદ્ધ થયેથી તે તરફ શાળાપત્રના વાચકોનું ધ્યાન ખેંચવા માટે આ પત્ર લખું છું તે શાળાપત્રમાં દાખલ કરવાની કૃપા કરશો.

રત્નાગિરિ<br>તા. ૨૪-૮-૧૦ } લિ. નરસિંહરાવ ભોળાનાથના
નમસ્કાર.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૯ મું. નવેમ્બર. ૧૯૧૦. અંક ૧૧ મો.


## નવું ને જૂનું.

વિક્રમનો સંવત્સર બદલાઈ નવીન વર્ષ જે દિવસે બેસે છે તેને હિંદુઓ સર્વથી માંગલિક દિવસ માને છે અને તે દિવસના ઉત્સવમાં હિંદની અન્ય પ્રજા પણ ભાગ લે છે. જૂનો સંવત્ બદલાઈ નવો પ્રચાર પામે છે તે પ્રસંગે સ્વાભાવિક રીતે 'નવું ને જૂનું' એ શબ્દયુગ્મ પર ને તે પરથી પ્રતીત થતા અર્થ પર વિચાર જાય છે.

મનુષ્યમાત્રને નવીનતા પર ઘણો પ્રેમ રહે છે. નવીનતામાં એક એવી અવર્ણનીય મોહક શક્તિ છે કે તે જૂની વસ્તુના હિમાયતીને પણ વશ કરી તેનું મન પોતાની તરફ લોહચુંબકની પેઠે આકર્ષે છે. પહેરવેશમાં નવીનતા, ભૂષણમાં નવીનતા, ગૃહ, વાટિકા આદિની રચનામાં નવીનતા, આચારમાં નવીનતા, વિચારમાં નવીનતા, સામાજિક બંધારણમાં નવીનતા, ધર્મના આન્તર ને બાહ્ય સ્વરૂપમાં નવીનતા, આહારમાં નવીનતા, વિહારમાં નવીનતા, શિક્ષણમાં નવીનતા, સાહિત્યમાં નવીનતા, ભાષાશૈલીમાં નવીનતા, લેખન ને તેની પદ્ધતિમાં—જોડણીમાં નવીનતા, કાવ્યમાં નવીનતા, તેના છંદોમાં નવીનતા, ગાયનમાં નવીનતા, સંસ્થામાં નવીનતા, પરિષદ્ ને મંડળોમાં નવીનતા, જ્યાં જોઈએ ત્યાં નવીનતા દીઠામાં આવે છે. નવીનતાનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપી રહે છે. પ્રાચીનતામાં પણ નવીનતાનો અનુપ્રવેશ હોય તોજ તે મન હરણ કરે છે. ' નવું ને જૂનું ' એ શબ્દસમુદાયમાં પણ પૌવાપર્યક્રમ બદલી એજ કારણથી નવીનતા આણી છે. નવીનતા નેત્રરંજક ને ચિત્તચોરક છે.

વળી નવીનતાનો આ યુગજ છે. વિદ્યાની ને કળાની દરેક શાખામાં ને દરેક વિષયમાં નવું નવું સંશોધન ને અભિવૃદ્ધિ થાય છે ને તે નવીન

સ્વરૂપમાં આવે છે. જ્યાં દરેક દિશામાં પ્રવૃત્તિ પ્રવૃત્તિજ જોવામાં આવે છે ત્યાં નવીનતાનો અધિકાર જામે તેમાં નવાઈ શી ?

આ પ્રમાણે નવીનતા પોતાનો પ્રભાવ ચારે તરફ વધારતી રહે છે ત્યારે શું પ્રાચીનતા પદભ્રષ્ટ થઈ લુપ્ત કે નષ્ટ થાય છે ? કે તેનો સર્વત્ર બહિષ્કાર થાય છે ? ના, એમ નથી. તેમાં કંઈક અનિર્વચનીય ગૌરવ છે, તેની પ્રતિષ્ઠાનો કંઈક ઓર પ્રભાવ છે, તેના સંસ્કારો મન પર દીર્ઘસમયથી પડ્યા છે ને તેનું મૂળ ઘણું ઊંડું ઝામ્યું છે. આ કારણથી ઘણાં મનુષ્યનું હૃદય તે તરફ સન્માન ને પૂજ્યભાવથી જુએ છે; અને તેનો બહિષ્કાર કરતા પહેલાં ઘણો લાંબો વિચાર કરે છે; ને તેમાંથી જે કંઈ અંશ સંગ્રહ કરવા યોગ્ય લાગે તે અંશનો સંગ્રહ કરે છે, જેમાં સુધારોવધારો કરવા જેવું ધારે છે તેમાં સુધારોવધારો કરે છે, અને જે અંશનો ત્યાગ કરવો ઉચિત લાગે છે તેનો ત્યાગ કરે છે. આ પ્રમાણે તેઓ પ્રાચીનતા તરફ નીરક્ષીરવિવેકન્યાયથી પ્રવર્તી તેનો સંપૂર્ણ ઉચ્છેદ કરી નવીનતાદેવીનાજ પૂજક બનતા નથી.

સર્વ દેશમાં, સર્વ પ્રજામાં, ને સર્વ કાળે પ્રાચીનતા ને નવીનતાનું યુદ્ધ મચ્યું રહે છે. કોઈક પ્રાચીનતાના પૂજક બની નવીનતાનો તિરસ્કાર કરે છે, તો કોઈક નવીનતાની સેવા કરી, તેના તેજથી અંજાઈ જઈ તેના મોહથી પ્રાચીનતાને ધિક્કારી કાઢે છે. વિચારશીલ પુરુષો બંનેમાંથી જે ગ્રાહ્ય છે તેનું ગ્રહણ કરે છે ને ત્યાજ્ય છે તેનો ત્યાગ કરે છે.

પણ એવા વિચારશીલ પુરુષોની સંખ્યા દરેક સ્થળે ઘણી થોડી છે. નવીનતા સામાન્ય પુરુષોનાં મન પર એવી તો તાત્કાલિક અસર કરી દે છે ને તેને પોતાના મોહિનીમન્ત્રથી એવાં તો સ્વાધીન કરી દે છે કે તેમને જેટલું નવું તેટલુંજ સારૂં લાગે છે ને તેઓ જૂનામાં કંઈ પણ સારૂં દેખતાજ નથી. નવીનતા પર સામાન્ય વર્ગનો આટલો બધો પ્રેમ હોવાથી તેમજ પ્રાચીન વસ્તુની સંશુદ્ધિ ને ઉદ્ધાર કરવા કરતાં નવીન ઉત્પન્ન કરવાથી તાત્કાલિક વિશેષ ખ્યાતિ થવાથી ઘણાંનાં મન તે તરફ આકર્ષાય એ સ્વાભાવિક છે. સામાજિક ને ધાર્મિક સુધારાઓની કેટલી બધી નવીન સંસ્થાઓ ઉત્પન્ન થાય છે, આરંભમાં લોકોને તે તરફ પ્રેરે છે, અને અન્તે શિથિલ થઈ મૃતપ્રાય સ્થિતિમાં મહામુશીબતે જીવન ટકાવી રાખે છે ! આપણા લોકો આરંભશૂર હોવાથી નવું નવું આરંભનાં અચકાતા નથી; આ·

રંભમાં ઘણુજ ઉત્સાહી હોય છે; પણ કાલક્રમે તેમનો ઉદ્યોગ શિથિલ થઈ જાય છે. નવીન સંસ્થા ઊભી કરવાથી જે માન પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય છે તે તેમને મળી ગયું હોય છે, લોકોમાં તેઓ જાણીતા થાય છે અને એ રીતે પોતે કૃતાર્થ થયા એમ માની તેઓ મન્દ થઈ જાય છે. કાર્ય આરંભતા પહેલાં તેનો દીર્ઘ વિચાર કરવો એ બુદ્ધિનું પ્રથમ લક્ષણ છે ને આરંભ કર્યો તો તેનો નિર્વાહ કરવો એ બુદ્ધિનું દ્વિતીય લક્ષણ છે. આ બેમાંનું એકે લક્ષણ તેમનાં કાર્યોમાં જોવામાં આવતું નથી. પણ તેની તેઓ દરકાર કરતા નથી. નવીનતાના એટલા બધા ભક્તો દુનીઆમાં જોવામાં આવે છે કે તેઓ તેમને ધાર્યા કરતાં પણ વિશેષ માન આપે છે. પણ લાંબે સમયે તેમનું ખરૂં સ્વરૂપ સમજાઈ જાય છે ને ત્યારેજ તેમની ખરી કિંમત અંકાય છે.

આમ નવીનતાનો પ્રવાહ સતત અનવચ્છિન્ન પૂર વેગે ચાલ્યો જાય છે તેવે પ્રસંગે હલકા માણસોએ તેમાં તણાઈ ન જવા માટે સર્વ પ્રકારે સાવધ રહેવું એ તેમની ફરજ છે. પ્રાચીનતાનું મહત્ત્વ ને પ્રતિષ્ઠા શેને અવલંબીને રહ્યાં છે તેનું સંશોધન કરવા મથન કરવું એ પણ તેમની ફરજ છે. જ્યાંસુધી પુરુષ પોતાની સ્વતન્ત્ર બુદ્ધિનો ઉપયોગ કરતો નથી, ત્યાંસુધી તે કોઈ પણ મોટું કામ કરી શકતો નથી; માટે નવીનતાના મોહક ફંદમાં ફસાઈ ન પડવું, પણ સદસદ્‌નો વિવેક કરવો ને બધી રીતે વિચાર કરતાં જે ઉત્તમ લાગે તેનુંજ ગ્રહણ કરવું.

પ્રાચીનતા ને નવીનતાના સામાન્ય સ્વરૂપ ને પ્રભાવનું આ રીતે દિગ્દર્શન કરાવી એ સ્વરૂપનું કંઈક વિશેષ વિવેચન કરવામાં આવે છે.

પ્રાથમિક શાળામાં શિક્ષણની જૂની ને નવી પદ્ધતિ વિષે પ્રસંગે પ્રસંગે 'શાળાપત્ર' માં ઘણું લખાયું છે તેથી આ સ્થળે શિક્ષણપદ્ધતિ વિષે સામાન્ય વિવેચન કર્યું છે ને હાઇસ્કૂલો, કૉલેજો વગેરેનો સંબન્ધ પણ અહિં વિચાર્યો છે. હાલના શિક્ષક અગાઉના શિક્ષક જેવી પ્રતિષ્ઠા પામતા નથી, તેમજ શિષ્યવર્ગ પર તેમનો કાબુ જોઈએ તેવો રહેતો નથી એવી ફરિયાદ ઘણે ઠેકાણે સંભળાય છે ને તેમાં કેટલુંક સત્ય પણ છે એની કોઈથી ના કહી શકાશે નહિ. તો એનાં કારણ શાં છે? કારણ જાણ્યા વિના તેના ઉપાય બરાબર યોજી શકાય નહિ. વિકારનું પરિપૂર્ણ જ્ઞાન થયા વિના તેનો પ્રતીકાર થઈ શકે નહિ; માટે ચિકિત્સા કરતા પહેલાં વિકાર બરાબર

શોધી કાઢવો જોઈએ. શિક્ષકની પ્રતિષ્ઠાનો આધાર તેની ૧ કાન્તિ કે મુખમુદ્રા, ૨ વર્તન, ૩ કર્તવ્યનિષ્ઠા, ૪ જ્ઞાન, અને ૫ સ્વભાવ પર છે. આ પાંચ બાબત તેની મહત્તાના ક્રમમાંજ ગોઠવી છે, કાન્તિ એ સર્વથી વિશેષ પ્રતિષ્ઠા આપનારી ને ગૌરવ સાચવનારી છે. શિષ્યવર્ગમાં વ્યવસ્થા સાચવવા એ ઘણીજ આવશ્યક છે. વ્યવસ્થા વગર ગમે તેવું ઉત્તમ શિક્ષણ પણ વિફળ થાય છે. શિષ્યને શિક્ષક પ્રતિ પૂજ્યભાવ ઉત્પન્ન કરાવવામાં તેમજ તેની દૃઢતા, આજ્ઞા પળાવવાની શક્તિ વગેરેમાં વિશ્વાસ બેસાડવામાં મુખમુદ્રા એ પ્રથમ સાધન છે. શિક્ષકની કાન્તિજ એવી ભવ્ય ને દબદબાભરેલી હોવી જોઈએ કે જોતાં વારને શિષ્યને તેને માટે સન્માનની લાગણી ઉત્પન્ન થાય. શ્રી અને સરસ્વતીનો પ્રભાવ એવો મોટો છે કે તેનું તેજ પણ ઢંકયું રહેતું નથી. મુખમુદ્રા ઉપરથીજ શિક્ષકની સરસ્વતી ને સ્વભાવનું ભાન શિષ્યવર્ગને થાય છેજ. આ પ્રથમ સાધનમાં કોઈને કુદરત સહાયરૂપ ને કોઈને વિરોધરૂપ થઈ હોય છે. કેટલાકનો કુદરતી દેખાવજ તેની પ્રતિષ્ઠા પાડવામાં મદદગાર થઈ પડે છે ને કેટલાકનો દેખાવ તેમની પ્રતિષ્ઠાને વિઘ્નકર્તા થાય છે. પણ કુદરતનો વિરોધ કે ન્યૂનતા મનુષ્ય સ્વપ્રયત્ને દૂર કરી શકે છે. મુખમુદ્રા પર સરસ્વતીનો પ્રકાશ, પ્રૌઢતા, ને ગાંભીર્ય, પણ નિરભિમાન ને સૌમ્યતા તેમજ દૃઢતા ને સ્વશક્તિને વિષે વિશ્વાસ ઝળહળી રહેવાં જોઈએ. નિસ્તેજ, બાલિશ, ને છિછલો દેખાવ કદી પણ પ્રતિષ્ઠા પાડશે નહિ. આ પ્રસંગે એટલું પણ યાદ રાખવું કે આકૃતિ સાથે પહેરવેશ પણ ગૌરવ સાચવે એવોજ જોઈએ. જે સમાજમાં આપણે હોઈએ તેમાં માન્ય થયલો પહેરવેશ ધારણ ન કરીએ તો આપણી પદવી શી રીતે સચવાય ? વયને અનુસરતો પહેરવેશ બહુધા દરેક સમાજમાં હોય છે, તેનો અનાદર કરી અન્ય સમાજમાં દાખલ થયા વિના તેનો પહેરવેશ સ્વીકારવાથી માત્ર હાસ્યપાત્રજ થઈએ છિયે. 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' ની પેઠે નથી આપણી સમાજમાં કોઈ માન આપતું કે નથી જેનું અનુકરણ કર્યું હોય છે તે સમાજમાં કોઈ માન આપતું. સર્વત્ર પ્રતિષ્ઠાને હાનિજ પહોંચે છે. પરદેશગમનનો સવાલ આટલો બધો વિકટ થઈ પડ્યો છે તેનું એક મોટું કારણ એજ છે. 'દેશ છોડીએ પણ વેશ ન છોડીએ' એવી આપણામાં કહેવત છે, તે સર્વ પ્રજા માન્ય કરતી જણાય છે.

એક આપણીજ પ્રજામાં તેનો બહુધા વ્યભિચાર જોવામાં આવે છે. વિલાયત જઈ આવેલામાંના ઘણાખરા વિલાયતી પોષાક પહેરે છે. તેમનાથી આપણા દેશની ગરમ હવા ખમાતી નથી, પણ ગરમ પહેરવેશ ખમાય છે. અંગ્રેજ લોકોના જેવો ગરમ હાફકોટ, ટોપી, વગેરે પોષાક તેમને રુચે છે. આપણા પોષાક, ખોરાક વગેરે પર તેમને તિરસ્કાર છૂટે છે. આ દેશની જમીન પર તેમનો પગજ ટરતો નથી. તેઓ પોતાના મંડળની દરકાર કરતા નથી ને તેમની તરફથી માનની આશા રાખે છે! પણ જે સમાજમાં મનુષ્યે રહેવું હોય તે સમાજમાં પળાતા આચારવિચાર જ્યાંસુધી તે પાળે નહિ ત્યાંસુધી તે તેમાં કોઈ પણ દિવસ પ્રતિષ્ઠા સંપાદન કરી શકેજ નહિ. સમાજના વિરોધી થવાથી કદી તેમાં સુધારો થઈ શકવાનો નથી. દિન પર દિન લોકોના વિચાર બદલાય છે; સમયની બલીહારી ન્યારી છે; કાળનો મહિમા બળવાન્ છે. દરેક સમાજ ધીમો ધીમો ને હાવકો સુધારો કરવાને તૈયારજ હોય છે; છતાં સુધારાના કામમાં આટલા બધા વિક્ષેપો નડે છે તેનું કારણ સુધારકોની આડી રીત સિવાય બીજું કંઈ નથી. કેળવણીનો પ્રચાર એટલો બધો થયો છે ને પ્રતિદિન થતો જાય છે કે લોકો સુધારાની વિરુદ્ધ નથી. દેશાટનના લાભ ને અન્ય સામાજિક સુધારાની આવશ્યકતા લોકો સારી રીતે સમજે છે. વિલાયતથી પાછા ફરેલા ઊંચી જ્ઞાતિના એવા થોડાજ હોય છે કે જેઓ જાતે પોતાના વર્તનથી પોતાના સમાજનાં માણસોનું મન મેળવી લે. ઘણાખરા પાછા ફર્યા પછી પોતાના સમાજથી અળગાજ રહે છે ને તેમના આચારવિચાર ને રહેણીકરણી પર તિરસ્કારની દૃષ્ટિજ પ્રેરે છે. જો એ આચારવિચારમાં તેમને ખરેખરૂં તિરસ્કારવા જેવુંજ લાગતું હોય તોપણ તેનો સુધારો કરવાનો આ પ્રકાર યોગ્ય છે? તેઓ આ રીતે પોતાના સમાજથી વિરક્ત રહે છે તો સમાજ પણ તેમની દરકાર શા માટે રાખે? સમાજને તેમના જવાથી શો લાભ થયો છે? લાભ થયો હોય તો તે પોતાનેજ છે, તે લાભ તે અન્યને આપવા ઇચ્છે નહિ, એટલે તેમ કરવા માટે જેવું વર્તન રાખવું જોઈએ ને જે માર્ગ સ્વીકારવો જોઈએ તે વર્તન રાખે નહિ ને તે માર્ગ સ્વીકારે નહિ તો તેથી દેશને શો લાભ છે? આ પ્રમાણે જ્યાંસુધી તેઓ પોતાની સમાજના નિયમો પાળશે નહિ, ત્યાંસુધી તેઓ કોઈ પણ પ્રકારે પ્રતિષ્ઠા પા-

મટી નહિ; માટે પ્રતિષ્ઠા પામવાનું સૌથી મોટું સાધન સમાજના નિયમોનું પરિપાલન છે. સમાજમાં પ્રચલિત ને માન્ય થયલો પહેરવેશ પણ એ નિયમોમાં મુખ્ય છે. આ કારણથી શિક્ષકે પોતાની પ્રતિષ્ઠા સાચવવી હોય તો પોતાના પહેરવેશ તરફ પહેલું લક્ષ આપવું. હાલ કેટલા બધા શિક્ષકો આ નિયમનો ભંગ કરે છે ! અગાઉ ટોપીવાળા શિક્ષકો ક્વચિત્ પણ નજરે પડતા ? હાલ કેટલા બધા શિક્ષકો ટોપી પહેરી સ્કૂલોમાં જાય છે ને ગામમાં ફરતા ફરે છે ! આ તેમની પ્રતિષ્ઠામાં કેટલું બધું હાનિકારક થઈ પડે છે તેનો તેમને ભાગ્યેજ ખ્યાલ છે. પ્રથમ સંસ્કાર હમેશ સર્વથી બલવત્તર છે, આકૃતિ ને પહેરવેશ એ સામા માણસના મન પર પ્રથમ સંસ્કાર પાડે છે, માટેજ તે સર્વથી વિશેષ બળવાન્ છે.

અપૂર્ણ.

---

# કાવ્ય ને શાસ્ત્રના વિનોદો.*

**काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।**
**व्यसनेन तु मूर्खाणां निद्रया कलहेन वा ॥**

બુદ્ધિમાન્ પુરુષોનો વખત કાવ્ય ને શાસ્ત્રના વિનોદમાં જાય છે; મૂર્ખોનો તો વ્યસન, નિદ્રા, ને કલહમાં જાય છે.

શરીરને મિષ્ટાન્ન ભોજનથી દીવાળીના માંગલિક દિવસોમાં જેમ તૃપ્તિ મળે છે, તેમ મનને પણ વિનોદ મળે એવા ઉદ્દેશથી ઉપલો શ્લોક લક્ષમાં રાખી તેમજ '**प्रयोजनमनुद्दिश्य न मन्दोऽपि प्रवर्तते**' (પ્રયોજનને ઉદ્દેશ્યા વિના–મનમાં ધાર્યા વિના–મન્દ પણ પ્રવૃત્ત થતો નથી) એ ન્યાયને અનુસારે વિનોદની સાથે કંઈક ઉપદેશ પણ મળે તથા પવિત્ર દિવસે મનના વિચાર પવિત્ર થાય એમ ધારી આ લઘુ લેખ લખ્યો છે.

વિષય અતિવિસ્તૃત છે. સાહિત્યનો ભંડાર ખૂટે એમ નથી. સૂર્યના અક્ષય્ય પાત્ર જેવો એ અક્ષય્યજ છે. જેમ અમૃત પીતાં કોઈ ધરાતું ન-

---

*આ લેખ 'ગુજરાતી' ના દીવાળીના અંક માટે લખ્યો હતો તે શિક્ષકવર્ગને આનન્દદાયક તેમજ ઉપયોગી ને બોધદાયક હોવાથી અત્ર આપ્યો છે.

થી, તેમ કાવ્યામૃતરસનું અહોનિશ પાન કરતાં પણ તૃપ્તિ થાય એમ નથી. આવા લેખમાં એનું આચમનજ કરાવી શકાય. માંગલિક દિવસે વિચાર પવિત્ર માર્ગે જાય ને ઉચ્ચ આદર્શ જોઈ વાચકવર્ગ ને લેખકવર્ગને આનન્દની સાથે બોધ પણ મળે એજ આશય રાખ્યો છે.

### ૧ કાવ્યવિનોદ:

#### ૧ કવિ કોણ લેખાય?

વિનોદ કરવાનાં સાધનોમાં કાવ્ય ને આખ્યાયિકા સર્વોત્કૃષ્ટ મનાયાં છે. અમૃતરસથી જેવી તૃપ્તિ થાય તેવી કાવ્યામૃતથી થાય છે. એક કવિ કહે છે કે

कान् पृच्छामः सुराः स्वर्गे निवसामो वयं भुवि ।
किं वा काव्यरसः स्वादुः किं वा स्वादीयसी सुधा ॥

સુર લોકો સ્વર્ગમાં વસે છે અને અમે પૃથ્વીમાં વસીએ છીએ, તેથી અમે કોને પૂછીએ કે કાવ્યરસ સ્વાદવાળો છે કે અમૃત તેથી અધિક સ્વાદવાળું છે. વળી નીચેનો શ્લોક પણ એજ અર્થનો છેઃ—

किं स्वर्गादधिकसुखं बन्धुसुहृत्पण्डितैः समं गोष्ठी ।
सौराज्यशुद्धवृत्ति सत्काव्यरसामृतं स्वादु ॥

આમાં પરિસંખ્યાલંકારથી કવિ કહે છે કે સ્વર્ગથી અધિક સુખવાળું શું છે? તેના જવાબમાં બે વાનાં કહે છેઃ-૧ બંધુ, મિત્ર, ને પંડિતો સાથે ગોષ્ઠી; ૨ સૌરાજ્યના જેવી શુદ્ધિ વૃત્તિ (૧ વર્તન, ૨ રચના) જેમાં છે એવું સ્વાદયુક્ત, સત્કાવ્યનું રસામૃત. આમાં બાન્ધવ, મિત્ર, ને પંડિત સાથે ગોષ્ઠી ને સત્કાવ્યરસામૃત એજ સ્વર્ગસુખ છે, અન્ય નથી એમ પરિસંખ્યા-નિયમ છે, માટે પરિસંખ્યાલંકાર છે. જે અન્ય, સ્વર્ગસુખ નથી એમ, નિષેધ છે તે શબ્દથી સ્પષ્ટ કહ્યું નથી, માટે શાબ્દ નથી, પણ આર્થ—અર્થગમ્ય છે. પ્રશ્ન વગર પણ એ અલંકાર આવે છે. અહિં પ્રશ્નપૂર્વક છે. વળી વૃત્તિ શબ્દ બે અર્થમાં છે, જેમ સૌરાજ્યમાં શુદ્ધ વૃત્તિ-આચરણ હોય છે, તેમ સત્કાવ્યમાં શુદ્ધ વૃત્તિ-રચના હોય છે. એમ શ્લેષાલંકારથી અધ્યવસાય-ઐક્ય છે.

કાવ્ય એટલે કવિનું અલૌકિક કર્મ. માત્ર છન્દોબદ્ધ રચના એ કંઈ કાવ્ય નથી ને એવી રચના રચનાર કંઈ કવિ નથી. જેમ તેમ કરી કોઈ કવિની કૃતિનું અનુકરણ કરીને થોડાંક પદ્યો રચે તે કવિપદને યોગ્ય નથી.

हठादाकृष्टानां कतिपयपदानां रचयिता
जनः स्पर्धालुश्चेदहह कविना वश्यवचसा ।
भवेदद्य श्वो वा किमिह बहुना पापिनि कलौ
घटानां निर्मातुस्त्रिभुवनविधातुश्च कलहः ॥

બળાત્કારે ખેંચેલાં–તાણી તૂસીને ઉત્પન્ન કરેલાં કેટલાંક પદ્યોનો રચનાર જેને વાણી વશ છે એવા કવિ સાથે સ્પર્ધા કરવા ઇચ્છે તો બહુ કહેવાનું શું પ્રયોજન? આજે કે કાલે અહિં પાપી કલિયુગમાં ઘડાના બનાવનાર ને ત્રિભુવનના નિર્માણ કરનારની વચ્ચે કલહ થાય.

અર્થાત્, થોડાંક પદ્યો જેમ તેમ બહુ પ્રયત્ને રચનાર કવિપદને યોગ્ય નથી. જો એવાને કવિ કહીએ તો કુંભાર પણ સ્રષ્ટા કહેવાય. સ્રષ્ટાની પદવીને માટે કુંભાર ને બ્રહ્માની વચ્ચે કજીઓ થાય. સારાંશ કે જેમ ઘડારૂપી થોડાક પદાર્થોનો નિર્માણ કરનાર સ્રષ્ટા કહેવાતો નથી, તેમ જેમ તેમ ઉભાં કરેલાં થોડાંક પદ્યો રચનાર કવિની ઉચ્ચ પદવીને યોગ્ય નથી. કવિને વાણી વશ હોવી જોઈએ. જેમ ભવભૂતિ પોતાને વિષે કહે છે તેમ

( यं ब्रह्माणमियं देवी वाग्वश्येवानुवर्तते ।

જે બ્રાહ્મણને આ સરસ્વતી દેવી વશ રહેલી સ્ત્રીની પેઠે અનુસરે છે ) વાણી સ્વાધીન જોઈએ.

परश्लोकान् स्तोकाननुदिवसमभ्यस्य ननु ये
चतुष्पादीं कुर्युर्बहव इह ते सन्ति कवयः ।
अविच्छिन्नोद्गच्छज्जलधिलहरीरीतिसुहृदः
सुहृद्या वैशद्यं दधति किल केषांचन गिरः ॥

થોડાક પારકાના શ્લોકોનો પ્રતિદિન અભ્યાસ કરી ચાર પાદ જેઓ બનાવે છે એવા તો કવિઓ–કવિની ગણનામાં આવવા ઇચ્છનારા ઘણા છે; પણ, ખરેખર, થોડાકનીજ વાણી, અવિચ્છિન્ન–અટકાવ વગર ઊંચે ચઢતી સમુદ્રનાં મોજાંની રીતિના જેવી છે. અર્થાત્, જેમ સમુદ્રની લહરી અવિ-

ચિત્રમ રીતે ઊગે ચઢે છે, તેમ તેમની કલ્પના કંઈ પણ પ્રતિબન્ધ વગર ઊંચે ચાલી જાય છે તેથીજ અતિરમણીય ને વિશદ-વિસ્પષ્ટ છે. સારાંશ કે માત્ર અન્ય કવિની કવિતાના અભ્યાસથી કે પિંગળ કે ગાયનના જ્ઞાનથી સારાં કાવ્ય રચી શકાતાં નથી. તેમજ સારાં કાવ્યમાં કવિની કલ્પના ઊંચે ઊડે, મોજાંની પેઠે ઊછળે, પણ તેનીજ સાથે તે રમણીય ને પ્રાસાદિક હોવી જોઈએ.

કાવ્યનું લક્ષણ આપવામાં સંસ્કૃત આલંકારિકો એકમત થયા નથી. કોઈ શબ્દને પ્રાધાન્ય આપે છે, તો કોઈ અર્થને ને કોઈ શબ્દ ને અર્થ બંનેને, કોઈ રીતિનું પ્રાધાન્ય ગણે છે તો કોઈ રસનું; પણ એટલું તો નક્કીજ છે કે કાવ્યમાં અર્થગાંભીર્ય ને શબ્દચમત્કૃતિ બંને હોવાં જોઈએ. કલ્પના ગમે તેવી ઊંચી હોય તોપણ તે વિશદ-સુસ્પષ્ટ હોવી જોઈએ. રસમાં ક્ષતિ ન આવવી જોઈએ. ઔચિત્ય બરાબર જળવાવું જોઈએ.

'अनौचित्यादृते नान्यद्रसभङ्गस्य कारणम् ।
प्रसिद्धौचित्यबन्धस्तु रसस्योपनिषत् परा' ॥

અનૌચિત્ય-ઔચિત્ય કે યોગ્યતાનો અભાવ-એ સિવાય રસભંગનું બીજું કંઈ કારણ નથી, પ્રસિદ્ધ ઔચિત્યવાળી રચના એજ રસને શ્રેષ્ઠ રીતે પ્રતિપાદન કરે છે, જેમ ઉપનિષદ્ બ્રહ્મને પ્રતિપાદન કરે છે તેમ. જે વાંચવાથી તરતજ વાચ્યાર્થ કરતાં વ્યંગ્યાર્થ વધારે ચમત્કારી લાગે તેજ ઉત્તમ કે ધ્વનિ કાવ્ય છે. વ્યંગ્ય અર્થની વધારે ખુબી જોઈએ એ વાત ખરી છે; પણ વ્યંગ્ય અર્થ કોઈના-સહૃદયના પણ ધારવામાં ન આવે એવી ક્લિષ્ટ કલ્પનાવાળો ન જોઈએ. વર્ડ્સવર્થ કવિની કવિતામાં એવો વ્યંગ્યાર્થ રહેલો છે, પણ તેની શબ્દચમત્કૃતિમાં કે વૈશદ્યમાં કોઈ પણ પ્રકારનો વાંધો નથી. શેર્પ 'કાવ્ય ને તત્ત્વજ્ઞાનના અભ્યાસ' નામના પોતાના પુસ્તકમાં લખે છે કે 'For what is best in him lies not on the surface but in the depth. It is so far hidden that it must needs be sought for. Not that his language is obscure. For what he has to say is expressed for the most part in words as well ordered, as luminous, as adequate as any words in which thought so subtle and so deep

has ever clothed itself. But many of his thoughts are of such a nature, so near, yet so hidden from men's ordinary ways of thinking that the reader, ere he apprehend them, must needs himself go through somewhat of the same processes of feeling and reflection as the poet himself passed through in creating them'—અર્થાત્, વડર્સવર્થના કાવ્યમાં જે ઉત્તમ છે તે વાચ્યાર્થમાં નથી, ઉપરના તલપ્રદેશમાં નથી, પણ વ્યંગ્યાર્થમાં છે. છેક ઉંડાણમાં રહેલું છે. તે એટલું ગૂઢ છે કે શોધ્યા વગર જડે એમ નથી. એની ભાષા અવ્યક્ત છે એમ ન સમજવું, કેમકે એને જે વર્ણવવાનું છે તે એના જેવા ગૂઢ ને ઉંડા વિચારો જેવા વ્યવસ્થિત, સુસ્પષ્ટ અને સમર્થ શબ્દોમાં દર્શાવી શકાય તેવા શબ્દોમાંજ બહુધા એ વર્ણવે છે. પણ એના ઘણાખરા વિચારો એવા તો સ્પષ્ટ તોપણ મનુષ્યની સામાન્ય વિચારશ્રેણીથી એવા તો ગૂઢ છે કે વાચક તે ગ્રહણ કરે તે પહેલાં જે ભાવના ને કલ્પનાથી કવિએ તે પેદા કર્યા હોય તેવીજ ભાવના ને કલ્પના વાચકના મનમાં કંઇક આવવી જોઇએ.

આ પ્રમાણે વ્યંગ્ય અર્થ વાચ્યાર્થ કરતાં વિશેષ ચમત્કારી હોય તેજ ઉત્તમ કાવ્ય છે એમ પાશ્ચાત્ય પ્રજાને પણ સંમત છે; પરંતુ તેમાં વૈશદ્ય-સ્પષ્ટતા-પ્રસાદ ગુણ તો હોવોજ જોઇએ. ગમે તેવો ગંભીર અર્થ સુંદર વાણીમાં ન કહ્યો હોય તો તે કાવ્ય નથી. જગન્નાથ કવિએ રમણીય અર્થનો પ્રતિપાદક શબ્દ તે કાવ્ય એમ કાવ્યનું લક્ષણ આપી શબ્દને પ્રાધાન્ય આપ્યું છે; માટે શબ્દચમત્કૃતિ એ કાવ્યનું ઘણું અગત્યનું અંગ છે, પણ માત્ર શબ્દચમત્કૃતિ અનેક પ્રકારનાં શબ્દચિત્ર કાવ્યો ઉત્પન્ન કરે તોપણ તે કંઈ ઉત્તમ કાવ્ય તો નથીજ. તેને બધા આલંકારિકોએ છેક છેલ્લા વર્ગમાં મૂકી અધમ કાવ્યજ ગણ્યાં છે.

આમ કાવ્યના સામાન્ય લક્ષણનું તેમજ ઉત્તમ કાવ્યના સ્વરૂપનું દિગ્દર્શન કરાવી કેટલાંક કાવ્ય દૃષ્ટાન્તરૂપે નીચે આપ્યાં છે. જેમાં શબ્દચમત્કૃતિ ને અર્થચમત્કૃતિ બંને હોય ને જેથી વિચાર પવિત્ર ને સારા માર્ગે જાય એવાંજ ઉદાહરણ આપવાનો ઉદ્દેશ છે. સારાં કાવ્યનો એવોજ ઉદ્દેશ હોવો જોઈએ. 'कान्तासंमिततयोपदेशयुजे' કાન્તાની પેઠે મધુર વચનથી કાવ્યે ઉપદેશ કરવો જોઈએ. 'Poetry is highly conducive

to morality, for when noble thoughts and virtuous principles are presented to the mind, clothed in all the fascinations of verse, can we doubt that they will make a permanent impression upon the mind and the heart'?—નીતિ ઉત્પન્ન કરવા તરફ કાવ્યનું ઘણું વલણ છે; કારણ કે જ્યારે ઉત્તમ વિચાર અને સદ્‌ગુણનાં ઊંચાં ધોરણો, કવિતાની લલિત ને મનોહર ભાષામાં, વાચકના મન આગળ મૂકવામાં આવે, ત્યારે તેઓ તેના મન ને અંતઃકરણ પર ચિરસ્થાયી સંસ્કાર પાડશે એમાં આપણે કંઈ સંશય લાવવાનું કારણ છે?

અપૂર્ણ.

---

# રામેશ્વરયાત્રા.

( ચાલુ પૃ. ૩૮૦ થી ).

હરિણી.

મનમહીં હવે પ્હોંચ્યા જાણી અનુપમ હર્ષ છે,
દિવસ ઉગતાં "આજે અન્તે જઈશું" વિચાર છે;
અનિલ મધુરો ધીરો ધીરો હતો પ્રિય લાગતો,
નિજ કરવતી પ્યાલો ન્હાનો પીવા કરમાં ધર્યો, ૧૧૫

નિજ સુહૃદ ત્યાં આવ્યા જાણી ઉમંગથી ઊઠતાં,
પળ પછી થશે ન્હોતા તેના વિચાર ભવિષ્યના,
ખુરશી મુકતાં મિત્રાર્થે તે, ભોંઈમહીં જ્યાં ગયા,
ખુરશી ખસી ત્યાં બેઠા—
ના ના પિતાજી નીચે પડ્યા. ૧૧૬

અનુષ્ટુભ.

સોપાનોના હતા નીચે અતિકર્કશ પથ્થરો,
પડતાં શીર ફૂટ્યું ને રુધિરે કેર ત્યાં કર્યો. ૧૧૭

હરિણી.

નહિ પતન તે થાયે એવું જરી સ્વપ્નમાં હતું
નહિ પતન તે સોપાનોની ઉંચેથી બહુ હતું;

રુધિરસરિતા વેગે થાતાં ગયું મનભાન ત્યાં;
દુખ કદિ નહીં આવે ધાર્યાં, સદા અણચિન્તિતાં. ૧૧૮
નહિ નહિ અરે! જોવાયું આ તથા પણ જોયું હા—
નહિ નહિ કદી સ્હેવાયે આ તથા સહીં લીધું હા—
દિવસ ત્રણ જ્યાં આપે આશા નહીં જરીં દાક્તાર,
વરણુન રુચે એ ના મુંને, હતુંજ ભયંકર. ૧૧૯

× × ×

દિન પર દિનો ચાલ્યા'તા હા સુખેથીં ઉમંગમાં,
વિધિવશ થતાં દહાડા હાવાં બન્યા બહુ કાગરા;
વિપરીત દશા ધારેલીથી થઈ સહુ વાતમાં,×
દુખ કદિ નહીં આવે સૂનાં, સદા પણ સંઘમાં. ૧૨૦

× × ×

× બધું સારેસારૂં ચાલતું હોય ત્યાંસુધી કોઈ પણ બાબતમાં વાંધો આવતો નથી ને જ્યાં એક અણધારેલી વાત ને એક અકસ્માત્‌નું આગમન થયું કે પછી પાસાઓ અવળાજ પડ્યા જાય છે. મિ. રાધાકૃષ્ણ ઐયર (પ્રિન્સિપાલ, મહારાજા કૉલેજ, પુદુકોટા) ની મૈત્રીના લાભથી મદુરા સુધીની યાત્રા સુખશાન્તિમાં થઈ હતી. સર્વ ઠેકાણે એમના મિત્રોની સાહાય્યથી ઉતારા વગેરેની સગવડ ઉત્તમ પ્રકારની બનતી હતી. તેજ પ્રમાણે મદુરામાં પણ મિ. રાધાકૃષ્ણના મિત્ર મિ. સ્વામિનાથ ઐયરની મદદથી ઉત્તમ સગવડ હતી. એટલુંજ નહિ પણ મિ. રાધાકૃષ્ણને માથું ફુટયાની ખબર મળતાં અમારા ડૉક્ટર, મિ. સુન્દરમ્ પર એમણે બારોબાર તાર પણ કર્યો કે 'અમદાવાદવાળા મિ. ત્રિવેદીની સારી સારવાર કરજો.' આમ આવેનાં સ્થળોમાં મળતા માયાળુ મિત્રો ને તેમના મિત્રો પણ હોવા છતાં પણ અકસ્માત્ બન્યો ને પછી એક બન્યો એટલે બીજી બધી બાબતોમાં જાણે ઉંધાજ પાસા પડતા હોય તેમ થવા માંડ્યું. ઉપરા ઉપરી મોટે ભાગે બધાની તબીયત જુદી જુદી રીતે બગડવા માંડી ને તે બાબતમાં આરામ મળ્યો એટલે વળી પાદં તૃતીયં જન્મ્યું. મંદવાડને લીધે મદુરામાં અણધાર્યા દશબાર દહાડા નીકળી જવાથી હવે જેમ બને તેમ જલદીથી ઘેર જવાનું હતું. તેમાં રૂપીઆની નોટો અમદાવાદથી મંગાવી હતી તેજ ગેરવલ્લે પડી. મદુરામાં રૂપીઆની હરકત પડે તેવું નહોતું, કારણ કે જોઈએ ત્યારે ત્યાંના મિત્રો તૈયાર હતા. પણ મદુરેથી ખબર આપી ત્યાં 'સંગમ' એ નામને મદુરાને ઠેકાણે પાર્સલ મગાવ્યું ત્યારે ગેરસમજુતીથી મોકલનારે 'સંગમ'— એ નામના ગામનું સરનામું કર્યું. મદુરામાં 'સંગમ'—એ નામની વિદ્-

અનુષ્ટુભ્.

વિચારો ઘેર જવાના સારૂ થાતાં કરી દીધા,
ભિષક્ ભાવિક હોવાથી રામેશ્વર જતા કીધા. * ૧૨૧

અપૂર્ણ.

---

ત્સભા છે ને તેના મિ. સ્વામિનાથ સેક્રેટરિ હતા તેમને ત્યાં પાકિટ જતું જોઈએ. પણ 'સંગમ'—એ ગામનું નામ લખાવવાથી પાકિટ ગયું નેલોર ડિસ્ટ્રિક્ટમાં 'સંગમ' ગામમાં. પાકિટ ગેરવલ્લે પડે તો કદાચ ગુમ થાય તે માટે અમદાવાદ તારો કર્યા ત્યારે કેટલીક ગેરસમજુતીઓ પછી સમજાયું પડી કે 'સંગમ' ગામ પાકિટ ગયું છે. 'સંગમ'ના પોસ્ટ માસ્તરને તાર કર્યો, અમદાવાદ તારો કર્યા; પણ ધાર્યા કરતાં બધીજ બાબતમાં વખત વધારે નીકળી જાય. આમાં વાંક કોઈનો પણ કાઢી શકાય તેમ નહોતું; છતાં એક ભારે મંદવાડની સાથે બીજા પણ ઉપરા ઉપરી મંદવાડો, તેમાં આ પાકિટની ગરબડ, તારોની ગુંચવણ, તેથી નીકળી જતા દહાડા, તેમાં ઘેર જલદીથી જવાની ફીકર—એ બધું એકઠું થવાથી મનની સ્થિતિ કેવી થાય એ તો અનુભવ કરનારનેજ બરાબર સમજાય. ખરેખર! હરકતો, દુઃખો ન આવે ત્યાંસુધી કંઈ નહિ ને આવે કે ઉપરાઉપરી, માણસને જાણે અભિમન્યુના ચક્રાવામાં નાંખે છે. અંગ્રેજી કવિઓએ પણ સંસારનો આવો અનુભવ ચીતર્યો છે. 'Misfortunes never come alone, but in battalions'—એ અંગ્રેજી લીટીનાજ સતત થતા ભણકારાથી 'દુખ કદિ નહીં આવે સૂનાં સદા પણ સંઘમાં'—એ લીટી બની છે. સંસ્કૃતમાં પણ છે કે '**छिद्रेष्वनर्था बहुलीभवन्ति.**' સંસારનો અનુભવ બધા દેશોમાં ને બધા યુગોમાં ઘણુંખરૂં મળતો આવે છે.

* આ ભિષક્, તે એક દેશી વૈદ નહોતો પણ મદુરાની સિવિલ હૉસ્પિટલનો ઍસિસ્ટન્ટ સરજન, ડૉ. સુન્દરમ્ હતો. મનકબ કે અનારથા ને ખોટી ગભરામણ કરાવનારા અહીંના દાક્તરો જેવો એ નહોતો. તબીયતમાં સુધારો થયો ને સુખેથી સહુ ઘેર આવ્યાં તે બાબતમાં એ ડૉક્ટર ને અમારા મદુરાના સ્નેહી મિ. સ્વામિનાથ ઐયરનેજ અમે સર્વ ઉપકૃત છિયે એટલું ઉપકારની લાગણીથી અત્ર કહેવું આવશ્યક છે. આ કહેવું કદાચ અસ્થાને ગણાશે પણ અલ્પ સમયના સમાગમથી સાચા સ્નેહીઓમાં પણ દુર્લભ એવું સાહાય્ય અર્પનાર આ બન્નેનો ઉપકાર અહીં દર્શાવવામાં આ લેખને અસંબદ્ધ વાત અહીં કહી દેવાય છે; તે હૃદયની લાગણીઓને સુ-સંબદ્ધ છે એટલે અન્તે સંતોષજ થાય છે.

# સ્વર્ગસ્થ શહેનશાહ સાતમા એડ્વર્ડનું ટુંકું જીવનવૃત્તાન્ત.

( ચાલુ પૃ. ૩૯૧ થી. )

### બાદશાહી કુટુંબમાં માંદગી અને મરણ.

યુવરાજ અને યુવરાણીનાં લગ્ન થયે ૧૮૮૮ ની સાલમાં પચીસ વરસ પૂરાં થયાં તેની ખુશાલીમાં એક ઉત્સવ કરવામાં આવ્યો અને તે પછીની એટલે ૧૮૮૯ ની સાલમાં શાહજાદી લુઇનાં લગ્ન ડયુક ઑવ્ ફાઇફની સાથે કરવામાં આવ્યાં. આ દંપતીને ઇ. સ. ૧૮૯૧ માં એક પુત્રીની પ્રાપ્તિ થઈ તેથી પરમાત્માએ યુવરાજ અને યુવરાણીને દાદાદાદી થવાનો શુભ પ્રસંગ આપ્યો. આ વેળા શાહજાદા જ્યૉર્જ (હાલના નામદાર શહેનશાહ જ્યૉર્જ પાંચમા) ને ટાઇફૉઇડ તાવ આવવાથી બાદશાહી કુટુંબ ચિંતાતુર બન્યું હતું, પરંતુ તેમને આરામ થવાથી ચિંતાનાં વાદળ તરતજ વીખરાઈ ગયાં; પરંતુ થોડાજ વખતમાં પ્રિન્સ આલબર્ટ વિક્ટર, ડયુક ઑવ્ કલેરન્સ (સ્વર્ગસ્થ શહેનશાહના યુવરાજ) 'ઇન્ફ્લ્યુએન્ઝા 'ની બીમારીથી માંદા પડ્યા. આ બીમારીનું પરિણામ નાશકારક આવશે એવું ધારવામાં આવતું ન હતું, પરંતુ સમગ્ર પ્રજા, યુવરાજશ્રી આલબર્ટ એડવર્ડ, અને યુવરાણીશ્રી એલેક્ઝાન્ડ્રા તથા દાદીમા મહારાણી વિક્ટોરીઆને દુઃખદરીઆમાં ડુબાડી ડયુક ઑવ્ કલેરન્સે આ ફાની દુનીઆનો ત્યાગ કર્યો.

### 'ડાયમંડ જ્યુબિલી,'* નામદાર શહેનશાહની જિંદગી જોખમમાં.

ઇ. સ. ૧૮૯૩ માં ડયુક ઑવ્ યૉર્કનાં લગ્ન શાહજાદી મે સાથે અને ૧૮૯૭ માં શાહજાદી મૅાડનાં લગ્ન ડેન્માર્કના ચાર્લ્સ જોડે કરવામાં

* "ડાયમંડ જ્યુબિલી " ત્યારે કોઈ યાદ રાખવા લાયક બનાવને થઈ ગયાને સાઠ વર્ષ પૂરાં થાય છે ત્યારે તેટલા લાંબા સમય વીત્યાની ખુશાલીમાં આ ઉત્સવ ઉજવવામાં આવે છે. પચીસ કે પચાસ વર્ષની મુદત પછી પણ આવા ઉત્સવ કરવામાં આવે છે, તે અનુક્રમે સિલ્વર જ્યુબિલી ને ગોલ્ડન જ્યુબિલી કહેવાય છે. 'ડાયમન્ડ' એટલે હીરા, 'સિલ્વર' એટલે રૂપું, ને 'ગોલ્ડન' એટલે સોનાની. રૂપું, સોનું, ને હીરા એક એકથી ચડીઆતાં હોવાથી અંગ્રેજીમાં ત્રણે ઉત્સવો માટે એવા શબ્દો વપરાય છે

આવ્યાં. આ વેળા મહારાણીશ્રીને ગાદીએ બેઠાં ૬૦ વર્ષ પૂરાં થયાં તે નિમિત્તે 'ડાયમંડ જ્યુબિલી' નામનો ઉત્સવ ભારે ધામધૂમથી ઉજવવામાં આવ્યો. ૧૯૦૦ ની સાલમાં બ્રસેલ્સના નૉર્ડ સ્ટેશનમાં યુવરાજશ્રી જ્યારે આગગાડીના ડબામાં બેઠા હતા તે વેળા સીપીડો નામના એક જુવાન છોકરાએ તેમની જિંદગીનો નાશ કરવાની બુરી ધારણાથી તેમના પર એક ગોળી છોડી હતી. સદ્‍ભાગ્યે તે ગોળીથી યુવરાજશ્રીને બીલકુલ ઇજા થઈ નહિ, કારણ કે તે આડી ચાલી ગઈ. આ બનાવથી યુવરાજશ્રી જરા પણ ગભરાયા નહિ એ પણ તેમના ધૈર્યનો એક નમુનાદાર દૃષ્ટાંત છે. યુવરાજશ્રીના પ્રાણ લેવા માટે આ સિવાય કોઈ પણ વેળા પ્રયાસ કરવામાં આવ્યો ન હતો.

## મહારાણીશ્રી વિક્ટોરીઆનું મૃત્યુ; નામદાર શહેનશાહનું રાજ્યારોહણ.

મહારાણીશ્રીના પ્રતિનિધિ તરીકે અનેક કામકાજમાં યુવરાજશ્રી ઘણુ વખત થયાં જોડાયા હતા એ આપણે કહી ગયા છીએ. સને ૧૯૦૧ ના જાન્યુઆરી માસની ૨૨ મી તારીખે સાંજે દયાળુ સાધ્વી મહારાણીશ્રી આ ફાની દુનીઆનો ત્યાગ કરી પરમશાંતિને પામી ગયાં. બીજે દિવસે યુવરાજશ્રી આલબર્ટ એડવર્ડ ઓસબોર્નથી લંડન આવી પહોંચ્યા અને પ્રિવી કાઉન્સિલની સમક્ષ રાજા તરીકે સોગંદ લીધા. રાજા થયા પછી શહેનશાહ એડવર્ડની એવી ઇચ્છા હતી કે પોતાના પિતા 'ભલા આલબર્ટ' નું નામ પોતાના નામની સાથે જોડાયા વિનાનું એટલે એકલું જ રહે તો સારૂં. આથી તા. ૨૪ મી જાન્યુઆરીને દિવસે લંડનમાં ઢંઢેરો પીટાવી નામદાર શહેનશાહ સાતમા એડવર્ડને ઇંગ્લંડના રાજા અને હિંદના શહેનશાહ તરીકે જાહેર કરવામાં આવ્યા. સાઠમે વર્ષે રાજગાદીએ આવ્યા પછી જે જે દેશો ઉપર તેમનો અમલ જાહેર કરવામાં આવ્યો હતો તે તે દેશના લોકોનો તો શું પરંતુ બીજા દેશોની પ્રજાનો પણ તેમના તરફ અત્યંત પૂજ્યભાવ હતો. જ્યારે શહેનશાહ એડવર્ડ ઇંગ્લંડના રાજા અને હિન્દના શહેનશાહ થયા ત્યારે તેઓએ હિન્દુસ્તાનના રાજા અને લોકો તરફ નીચેનો અભિનંદનપત્ર મોકલાવ્યો હતો:—

### અભિનંદનપત્ર.

"હિંદુસ્તાનના ગવર્નરજનરલ તથા લોકો:—મારાં પરમપ્રિય માતુશ્રીના અત્યંત દુઃખદાયક મરણથી ઘણા લાંબા વખતથી અને વંશપરંપરાથી ઉતરી આવેલી રાજ્યગાદી મને પ્રાપ્ત થઈ છે. હિંદુસ્તાનના રાજ્યકર્ત્તા દેશી-રાજાઓને તથા મારા હિંદુસ્તાનના રાજ્યમાંના રહેવાસીઓને હું મારી આ-

શિપ્ મોકલ્યું છું; અને તેઓનું કલ્યાણ કરવાની મારી ખરી અંતઃકરણની ઇચ્છા છે એમ તેઓની ખાત્રી કરવાનું હું ઇષ્ટ ધારૂં છું. ઇંગ્લંડના રાજ્યકર્ત્તાઓમાં, મારી અગાઉ ગાદીએ બીરાજનારાં યશસ્વી મહારાણીશ્રી જેમને માટે આટલો બધો શોક કરવામાં આવે છે તેમણેજ પ્રથમ હિંદુસ્તાનનો રાજ્યકારભાર પ્રત્યક્ષ પોતાના હાથમાં લીધો હતો, અને તે વિશાળ દેશના રાજ્યકારભાર સાથે પોતાનો વધારે નિકટ સબંધ બંધાયો, તેના ચિહ્ન તરીકે કૈસરેહિંદનો ખિતાબ ધારણ કર્યો હતો.

હિંદુસ્તાન સાથે સંબંધ ધરાવતી સઘળી બાબતોમાં મહારાણીશ્રી એક સરખી ગાઢ અંગત કાળજી દર્શાવતાં, અને ખુદ તેમના તરફ તથા તેમની રાજગાદી તરફ તેમની પ્રજામાંના કરોડોએ દર્શાવેલી રાજ્યભક્તિની તથા પ્રેમની લાગણીથી હું સારી રીતે વાકેફ છું.

આ લાગણી રાજ્યકર્ત્તા દેશીરાજાઓ ઉદાર અંતઃકરણથી તથા સ્વદેશાભિમાનથી દક્ષિણ આફ્રિકાની લડાઇમાં મદદ કરવાને આગળ પડયા તે ઉપરથી તથા દેશી લશ્કરે પોતાના દેશની બહાર બજાવેલી બહાદુરીભરેલી નોકરીથી મહારાણીશ્રીની લાંબી તથા કીર્તિવંત કારકીર્દીના છેલ્લા વર્ષમાં સ્પષ્ટ રીતે દેખાઇ આવી હતી.

મેં હિંદુસ્તાનની મુલાકાત લીધી અને તે પ્રાચીન તથા પ્રખ્યાત શેહેનશાહતના રાજ્યકર્ત્તા દેશીરાજાઓનું તથા લોકોનું મારી જાતે ઓળખાણ કર્યું; તથા ત્યાંનાં મોટાં મોટાં શહેરોની માહિતી મેળવી તે મહારાણીશ્રીની ઇચ્છા ઉપરથી તથા મંજુરીથીજ હતું.

તે વખતે ત્યાં મારા મન ઉપર જે ઊંડી છાપો પડી હતી તે હું કદી પણ વીસરીશ નહિ, અને પહેલાં કૈસરેહિંદે આપેલા મોટા દાખલાને અનુસરીને હિંદુસ્તાનમાંની મારી સઘળા વર્ગની પ્રજાનું સામાન્ય કલ્યાણ કરવાને તથા તેમની માફકજ તે પ્રજાની અખંડ રાજ્યભક્તિ અને પ્રેમને પાત્ર થવાને હું પ્રયત્ન કરીશ."

## રાજ્યારોહણ પછીનાં બે વર્ષ.

નામદાર શહેનશાહ એડ્વર્ડના રાજ્યનું પહેલું વર્ષ દક્ષિણ આફ્રિકાનો વિગ્રહ, યુનાઇટેડ સ્ટેટસના પ્રેસિડન્ટ મૅક કીનલીનું ખુન, યુનાઇટેડ સ્ટેટસ અને ઇંગ્લંડ વચ્ચે એખલાસની વૃદ્ધિ, ઑસ્ટ્રેલીઆનાં જુદાં જુદાં સંસ્થાનોનું એકત્ર થવું, વગેરે અનેક ઐતિહાસિક બનાવો માટે ઇતિહાસમાં પ્રખ્યાત થયું.

૧૯૦૨ ના જાન્યુઆરી માસની ૧૬ મી તારીખે નામદાર શહેનશાહે શહેનશાહ બાનુ સાથે પાર્લમેન્ટ ખુલ્લી મુકી. બોઅર લોકોનો પરાજય થયાથી આ વર્ષના મે માસની ૩૦ મી તારીખે રાતે સાડા દસ વાગે પ્રીટોરીઆમાં અંગ્રેજો અને બોઅર વચ્ચે સલાહની શરતો ઉપર સહીઓ કરવામાં આવી અને આ લાંબા અને ભયાનક વિગ્રહનો અંત આવ્યાથી ઇંગ્લંડમાં ખુશ- ખુશાલી પથરાઈ રહી.

## નામદાર શહેનશાહની ભયંકર માંદગી; આરામ અને આભાર.

૧૯૦૨ ના જુનની ૧૫ મી તારીખે જાહેર કરવામાં આવ્યું કે નામદાર શહેનશાહને શરદી થઈ આવી છે અને તેથી તેમને સંધીવા થઈ આવ્યો છે. તા. ૨૬ મી જુનનો દિવસ રાજ્યાભિષેકને માટે નક્કી કરવામાં આવ્યો હતો, અને તેને મા ગંજાવર પાયા ઉપર તૈયારીઓ ચાલી રહી હતી અને દેશ- પરદેશથી રાજારજવાડાઓ, મોટા મોટા શહેનશાહના પ્રતિનિધિઓ અને એલચીઓ વગેરે આવી પહોંચ્યા હતા. ૨૪ મી તારીખે જાહેર કરવામાં આ વ્યું કે નામદાર શહેનશાહને શસ્ત્રપ્રયોગમાંથી પસાર થવું પડશે. આવા અચા- નક સમાચારથી સમગ્ર પ્રજા તેમજ પરોણાઓના દુઃખનો કંઈપાર રહ્યો નહિ અને સર્વત્ર નામદાર શહેનશાહને જલદી આરામ થઈ જાય એટલા માટે અંતઃકરણપૂર્વક પ્રભુપ્રાર્થના કરવામાં આવી. પ્રભુકૃપાથી તેમની તબીયત ધીમે ધીમે સુધરતી ચાલી અને તા. ૯ મી ઑગસ્ટને દિવસે રાજ્યાભિષેક કરવાનું નક્કી ઠરાવવામાં આવ્યું. રાજ્યાભિષેકને આગલે દિવસે નામદાર શહેનશાહે પોતાની સમગ્ર પ્રજાજોગ નીચેનો પત્ર લખ્યો હતોઃ—

મારી માંદગીને લીધે મારા રાજ્યાભિષેકની ક્રિયા મુલતવી રાખવી પડી હતી અને તેને લીધે તે ક્રિયા ઉજવવાનો ઇરાદો રાખનારા બધાને ઘણી અગવડ અને તસ્દી પડી છે પણ તેઓની નિરાશામાં તેઓએ વખાણવા લાયક ધીરજ અને સ્વભાવ દર્શાવ્યાં છે. મને સાજો કરવા માટેની મારી પ્રજાની પ્રાર્થના પ્રભુએ સાંભળી છે, અને હું હવે મારી જિંદગી બચાવવા માટે અને એક મહાન શહેનશાહતના સાર્વભૌમ રાજા તરીકે જે ફરજો મારે બજાવવાની છે તે ફરજો અદા કરવા મને બળ આપવા માટે હું પ્રભુનો ઘણામાં ઘણો આભારી છું. આ પત્ર ઉપરથી નામદાર શહેનશાહના દિ- લસોજ, માયાળુ અને ઉમદા સ્વભાવનો હરકોઈ ખ્યાલ કરી શકશે.

અપૂર્ણ.

# પ્રાણિવર્ણન.

## જળઘોડા.

મારા અનુભવથી લાગે છે કે "જળઘોડા" વિષે હજુ થોડુંક લખાવું બાકી રહી ગયું છે, અને તે અત્ર લખવાનો પ્રયત્ન છે.

"જળઘોડા" નામના પ્રાણીને જળઘોડાનું ઉપનામ આપવું એ એના શરીર, અને રહેણી અનુસાર વાસ્તવિક નથી. "ઘોડા" શબ્દનો એમાં સમાવેશ થતોજ નથી. તેનું ચિત્ર જોવાથી તુર્ત સમજાઈ શકે તેવું છે કે તેનો આકાર ઘોડા જેવો નથી, અને એવા વિચિત્ર કેવળ ભિન્ન આકારના પ્રાણીને "જળઘોડા" નું ઉપનામ—કેવળ જળમાં મોટા સ્થૂળ શરીરના રહેવાસી તરીકે—આપવું એ ઠીક નથી. "જળઘોડા" એમ બોલતાં, ઘોડાના જેવો આકાર માણસના ખ્યાલમાં આવી શકે અને "જળઘોડા" નું અસલ જ્ઞાન થાય માટેજ એનું નામ વર્તમાનમાં બદલાવું જોઈએ. જેમ અન્ય દેશના પ્રાણીઓ—જે આપણા દેશમાં નથી—તેમનાં નામ તેજ દેશનાં નામ ઉપરથી દાખલ કરાયાં છે તેમજ આ પ્રાણી વિદેશી હોઈ તેનું ખરું નામજ સાહિત્યમાં દાખલ કરવું શું ખોટું છે? અને આટલું સ્વીકારવા સાહિત્યનેતાઓ ખુશ હોય તો, આ પ્રાણીને "સ્વાહીલી" ભાષામાં "કીબોકો" કહેવામાં આવે છે તેમ આપણે પણ "કીબોકો"જ કહેવો.

આપણામાં કોઈ પર્યાય શબ્દના અભાવે, શબ્દસિદ્ધિ ન થાય તેવા શબ્દને દાખલ કરવો તેના કરતાં તેના તેજ શબ્દને અવકાશ આપવો ઇષ્ટ છે. હું ધારું છું કે "જળઘોડા" ને બદલે "કીબોકો" લખાવો જોઈએ.

અંગ્રેજી ભાષામાં તો તેને માટે Hippopotamus શબ્દ છે. પરન્તુ ગુજરાતીમાં તેનો તરજુમો "જળઘોડા"થી સમજાઈ શકે તેવો થતોજ નથી.

એના દંતુશળને દાંત કહી શકાયજ નહિ. એ કાપ્યો કપાતો નથી કે વેર્યો વેરાતો નથી. મેં જાતેજ એને અનેક રીતે કાપવાનો અફળ પ્રયત્ન કર્યો છે. એ એક સખ્ત પથ્થરથી સખ્ત છે અને કોઈ ઓજાર એના પર કાપ કરી શકતું નથી. કીબોકાના દાંત (teeth) નું સારું સુશોભિત "ફરનીચર" બનાવી શકાય છે. દાંત ખડ્ગના આકારમાં અર્ધથી ઓછા ગોળાકારમાં હોય છે. બે દાંતોને એક લાકડા ઉપર સાથે જડી દઈ ઉપરની બે અણીઓમાં એક રૂપેરી ઘંટડી લટકાવી દેવાય છે. યુરોપીયનો એ ઘંટને Dinner Bell "ડીનર બેલ" ખાણાનો ઘંટ કહે છે.

આંજકાલ તો ક્રીબોકાનો શિકાર અત્યન્ત મુશ્કેલ ગણાય છે. જંગલી લોકો તેનો શિકાર ભાલાથી કરે છે પણ અત્યન્ત જોખમે અને યુરોપી શિકારીઓ તો બન્દુકથીજ કરે છે. માથામાં અને પગના સાંધામાં ગોળી લાગવાથી ક્રીબોકો મરી જાય છે. વહાણમાં બેસી શિકાર કરનારની જિંદગી પ્રત્યેક ક્ષણે જોખમમાં રહે છે, અને જો "ક્રીબોકો" એ એકજ માથું માર્યું તો 'રામ રામ.' "ક્રીબોકો" ક્રૂર અને ભયંકર પ્રાણી છે. "ક્રીબોકો"નો શિકાર જેટલા પ્રમાણમાં મુશ્કેલ છે તેટલાજ પ્રમાણમાં લાભકારક છે. ક્રીબોકોના ચામડાની લાકડીઓ બને છે. એની પીઠનું ચામડું ખાસ કરી અત્યન્ત જાડું થાય છે અને સાધારણ રીતે બેત્રણ ઇંચ વ્યાસ વાળી તેની લાકડી ઊતરી શકે છે. ચામડામાંથી લાંબા ચીરા કાપી કઢાય છે અને તે ચીરાને પોચા કરવા ભીની જમીનમાં ચારપાંચ દહાડા સુધી દાટી રખાય છે. જ્યારે તે ચીરા પલળી પોચા પડી જાય છે ત્યારે રંધાવતી લાકડીઓ ઉતારાય છે. ત્યારપછી કાચ પાયેલા કાગળ વડે સારી રીતે ઘસી તેને ચળકતી કરવામાં આવે છે, અને ફ્રેન્ચ પૉલિશ લગાડ્યા પછી તે કચકડાની લાકડી જેવી સુંદર બની જાય છે. એમાંથી આરપાર જોઈ શકાય છે. એ લાકડીનું નામ પણ ક્રીબોકાજ કહેવાય છે. નથી ભાંગતી કે તૂટતી. માત્ર શિક્ષા કરવામાં તો એકાદ ફટકોજ પૂરતો છે. જાણે ચૌદમું રત્ન. આફ્રિકામાં રાજ્ય કરતી યુરોપી પ્રજાઓ ત્યાંના દેશીઓને શિક્ષા કરવામાં આ લાકડીનોજ ઉપયોગ કરે છે. પાંચ ક્રીબોકા દસ ક્રીબોકા એમ ફટકા મારવામાં આવે છે. મુંબઇમાં આ લાકડીઓ ગેંડાની લાકડીઓના નામથી ઓળખાય છે અને તેની કિંમત લગભગ એક પાઉન્ડ–૧૫ રૂપિઆ–સુધીની પડે છે. વર્તમાનમાં બ્રિટિશ સરકારે ક્રીબોકાની લાકડીઓની નિકાસ કરવાનું બંધ કરેલું છે. જર્મન સરકારમાં તેની નિકાસ કરવાને પ્રતિબંધ નથી.

તેના શરીરના પ્રમાણમાં તેની આંખ, કાન, અને પૂંછડું અત્યન્ત ટૂંકાં હોય છે. કાનના અગ્ર ભાગો રેતાશ પડતા હોય છે.

"ક્રીબોકો" કેવળ ઘાસ ખાય છે એમ નથી પણ માછલાને પણ ગળી જાય છે. ખાણી હડફેટે ચડે તો માણસને એ મારી નાખે છે ખરો, પરન્તુ તેને ખાઈ જતો નથી.

ક્રીબોકો ડુક્કર જેવું આળસુ અને સુસ્ત પ્રાણી છે.

આફ્રિકાની ઘણીખરી નદીઓનાં, અને લેઇક વિક્ટોરીઆ ન્યાંઝામાં અસંખ્ય ક્રીબોકા રહે છે. સાંજના કિનારા પર ટોળેટોળાં, ઢાંઢાંના જાડા અ-

વાજો કાઢતાં ઘાસમાં આમતેમ સ્વચ્છન્દે ફરતાં ઘણી વાર નજરે આવે છે. વિકટોરીઆ ન્યાંઝા સરોવર કાંઠાના કિસુમુ બન્દરમાં રાત આખી "હીપો"ના અવાજો આવ્યાજ કરે છે.

મરેલ હીપોનું કાચું અને પાકું માંસ જંગલી લોકો ખાય છે. હીપોનું શરીર ઘણું મોટું એટલે માંસ તો ઘણુંજ હોય એટલે હીપોના મરણપ્રસંગે જંગલી લોકોનું ગામનું ગામ હીપોની માનનીય ઉજાણીએ આવે છે, અને ખૂટે ત્યાંસુધી રાંધી રાંધી માંસ રાતદહાડો પટકાવે છે. જંગલી લોકો એની અખુટ માંસની સમૃદ્ધિ પ્રાપ્ત કરવા માટે એનો શિકાર કરતા અને હજુ પણ કરે છે. વર્તમાનમાં તો બ્રિટિશ સરકારના પરવાના વિના કોઈ પણ માણસ હીપો મારી શકતું નથી. હીપો જાડા અને કદ્રૂપો છે. જાડા અને આળસુ મૂર્ખ માણસને અમે આફ્રિકામાં "હીપો" કહી બોલવતા, અને આલસુ જાડી કુવડને "હીપોકી" ના નામથી ઓળખતા!

## જીરાફ.

જીરાફ સંબંધી થયલી છેલામાં છેલ્લી શોધના પરિણામરૂપે જણાયું છે કે જીરાફને ત્રણ શીંગડાં હોય છે અને કેટલાકને તો પાંચ હોય છે. એમાંનાં ત્રણ આગળ અને બે પાછળ એમ માથાના ઉપરના ભાગમાં હોય છે. ૧૯૦૪ માં એક યુરોપી મુસાફરે એક પાંચ શીંગડાંવાળા જીરાફને માર્યો હતો, અને ઈંગ્લંડના પ્રાણિવિદ્યા ને વનસ્પતિવિદ્યાના પ્રદર્શનમાં રાખવા માટે બહુજ સંભાળથી તેને લઈ ગયા હતા. પાંચ શીંગડાંવાળા જીરાફની શોધે પ્રાણિવિદ્યા અને વનસ્પતિવિદ્યાના અભ્યાસીઓમાં મોટો કોલાહલ કરેલો છે. અને વર્તમાનમાં યુરોપથી એ વિષયના અભ્યાસીઓ સંખ્યાબન્ધ આવવા લાગ્યા છે. કોન્ગો ફ્રી સ્ટેટ, અને મધ્ય આફ્રિકાના ભાગોમાં આવાં પાંચ શીંગડીઆ જીરાફો મળી આવે છે. જેમ રણમાં ઊંટનાં ટોળેટોળાં સ્વચ્છન્દે ફરતાં હોય છે તેમજ જીરાફ લાંબી સુન્દર ડોક હલમલાવતા ચંડ પેરે ચાલ્યા જતા જોતાં અત્યન્ત આનન્દ થાય છે. જીરાફનાં ચામડાંને મોટી મોટી દોરીઓ વડે બાંધી ઝાડ ઉપર સુકવાય છે. એનાં પીળચટાં સોનેરી ચામડાં યુરોપી મુસાફરો પોતાના દિવાનખાના શણગારવા હજારો પાઉન્ડ ખરચી લઈજાય છે.

એના ચામડાની આ ઉપયોગિતા સિવાય કોઈ અન્ય ઉપયોગિતા અદ્યાપિ મળી આવી નથી.

અપૂર્ણ.

# વાચન અને તેનો ઉચ્ચ ઉદ્દેશ.

ભાષાસાહિત્યના વિદ્વાનોથી માંડીને નિશાળમાં ભણતા વિદ્યાર્થી-પર્યંત ' વાચન ' શબ્દ ઘણો પરિચિત થઈ ગયલો છે, અને ' વાંચવાની ક્રિયા ' એવો એનો અર્થ થાય છે.

ગુજરાતી ભાષાનું વાચન સંસ્કૃત અને ઇંગ્લિશના જેટલું કઠિન નથી સંસ્કૃત કરતાં પણ ઇંગ્લિશનું વાચન અઘરૂં છે, કારણ કે ઇંગ્લિશ શબ્દોમાં ઘણીવાર અનિયમિત ઉચ્ચાર થતા હોય છે. પૃથક્ મૂળાક્ષરોનો ઉચ્ચાર ભેગો કરતાં જે ઉચ્ચાર શબ્દનો થવો જોઈએ તે ન થતાં ઘણીવાર કેટલાક મૂળાક્ષરોનો ઉચ્ચાર બીલકુલ પડચો મૂકવામાં આવે છે અને કેટલાક મૂળાક્ષર શબ્દમાં ન હોવા છતાં તેના ઉચ્ચારો ગોઠવી દેવામાં આવે છે આ કારણથી ઇંગ્રેજી ત્રીજા ધોરણના છોકરાના હાથમાં ચોથા ધોરણનું ઇંગ્રેજી પુસ્તક આપતાં તેનાથી પહેલો પાઠ પણ પુરેપુરો ઉકેલી શકાતો નથી. ગુજરાતી અને સંસ્કૃતમાં તો જોડણીમાંના એક પણ મૂળાક્ષરનો ઉચ્ચાર પડતો મૂકવામાં આવતો નથી અને જોડણીમાં ન હોય તે મૂળાક્ષરનો નવો ઉચ્ચાર ગોઠવી દેવાતો નથી. મતલબ કે જેવી જોડણી તેવુંજ ઉચ્ચારવાનું છે. ગુજરાતી મૂળાક્ષરો અને બારાખડી શીખેલો એક પહેલી ચોપડીનો છોકરો પણ મહાભારત જેવાં પુસ્તકો વાંચવા તૈયાર થાય એટલી ગુજરાતી ભાષામાં સરળતા છે તેથી, 'જે' ને 'તે' પોતાની મેળે વાંચવા મંડી પડતા હોવાથી અશુદ્ધ ઉચ્ચારોનુ જોર વધી જઈ વાચનમાં બગાડ થતો જાય છે. વિદ્યાર્થીઓનો મોટો ભાગ એચાર ચોપડીઓ ભણીને ઉઠી જાય છે અને આગળ જે ચોક્કસ જ્ઞાન વાચન સંબંધે તેમને મળવું જોઈએ, તે નહિ મળતાં તેઓના હાથમાં આવતાં અનેક પુસ્તકો તેમની પ્રથમની ખામીભરેલી ઢબથીજ વંચાયા કરે છે. આવી રીતનો વાચનનો પ્રચાર દોષરહિત ક્યાંથી હોઈ શકે ?

હજારો મનુષ્યો પુસ્તકોમાં લખેલા અક્ષરો તથા શબ્દો સારી પેઠે ઉકેલી જાણે છે, પરંતુ તેઓમાં તેમજ વિશેષે કરીને નાની ઉમ્મરના વિદ્યાર્થીઓમાં વાચનના નિયમોનું ઘણું અજ્ઞાન જોવામાં આવે છે. "શાળાપત્ર"માં એ નિયમોનું વારંવાર વિવેચન કરવામાં આવે છે, છતાં એ વિષયમાં મને પ્રેમ હોવાથી " વાચન અને તેના ઊંડા રહસ્ય " સંબંધી બોલતાં હું અભા-

જને પાત્ર થઈ પડું તોપણ મારા ઉપર કૃપાદૃષ્ટિ રાખવા યાચના કરૂં છું.

જે દુનીઆમાં હાલ આપણે વસીએ છીએ તે આજકાલની કે સો-બસેં વર્ષોની પેદા થયલી નથી, પણ હજારો વર્ષથી ચાલતી આવે છે. મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું ગણાય છે તો કેટલાક અપવાદ સિવાય દર સો વર્ષે તમામ જૂનાં મનુષ્યોનો નાશ થઈ તેમને બદલે બીજાં નવાં મનુષ્યો આ પૃથ્વી ઉપર જોવામાં આવે છે. આ હિસાબે દર સો વર્ષે હિંદુસ્તાનની ત્રીસ કરોડની વસ્તી બદલાઈને બીજી નવી ત્રીસ કરોડ આવ્યા કરે છે. આપણા બાપદાદાની હયાતીમાંજ આપણે લાયક ઉમ્મરના અને સમજણવાળા થઈ જવાથી નવી પેઢીમાં પેદા થયલા આપણને, જૂની પેઢીના ઘણાખરા રિવાજોનો પ્રત્યક્ષ અનુભવ મળવાથી, પુસ્તકોની ખરેખરી અગત્ય કેટલી છે તે આપણા મગજમાં ઊતરી નથી. આવી રીતે અનુભવ મળતો ન હોત તો જૂની પેઢીના રીતરિવાજ, આચારવિચાર, ધર્મકર્મ, તથા હુન્નરકળા વગેરે જાણવા માટે પુસ્તકો લખાવાની અગત્યનો આપણને ખરેખરો ખ્યાલ આવત. સમય વહી જતાં પુરાણી બાબતોમાં હાલ એટલો બધો ફેરફાર થઈ ગયો છે કે હાલની બાબતો તદ્દન નવી જેવીજ કહીએ તો ચાલે. એ ફેરફાર તે વખતનાં પુસ્તકો વાંચવાથી આપણને સહેજ સમજાય એવો છે.

આપણા પૂર્વજોના કરતાં આપણે સંસારમાં કેટલાંક વર્ષ મોડા જન્મ્યા તેથી એક રીતે આપણે તેમના કરતાં વધારે ભાગ્યશાળી છીએ, કારણ કે સંસાર ઘરડો થતો જાય છે તેમતેમ તેના અનુભવમાં ઘણોજ વધારો થયા કરે છે. આપણા પૂર્વજોને તેમના પૂર્વજો તરફથી જે અનુભવ વારસામાં મળ્યો હતો, તેના કરતાં આપણને ઘણો મળ્યો છે. આજસુધીમાં થઈ ગયલાં મનુષ્યોની બુદ્ધિ, જ્ઞાન, ધંધોહુન્નર, ખરાંખોટાં વર્તનનાં પરિણામ, નીતિરીતિ, ધર્મકર્મ, વૈદ્યકવિદ્યા, વિજ્ઞાન, તથા અનુભવ જાણવાને જો હાલ આપણી પાસે કોઈપણ અગત્યનું સાધન હોય, તો તે પુસ્તકોજ છે. ઉપરનાં તત્ત્વોથી બનેલા તમામ દ્રવ્યનો સંચય પુસ્તકો રૂપી તિજોરીમાં રહેલો છે અને એ તિજોરી ઉઘાડવાની કુંચી વાચનજ છે. તમામ વિષયોનું અનુભવી તેમજ શાસ્ત્રીય જ્ઞાન બધું પુસ્તકોમાં છે. બધી જાતનો અનુભવ પુસ્તકોના મદદ વગર મેળવવા મનુષ્યની ટુંકી જિંદગી પૂરતી નથી, માટે અનુભવી થવાની ઇચ્છાવાળા કોઈપણ મનુષ્યને પુસ્તકોની મદદ લીધા સિ-

વાય ચાલે તેમ નથીજ. પુસ્તકો રૂપી અગત્યનો ખજાનો, વાચનરૂપી કુંચી વિના નકામો છે, કેમકે હજારો પુસ્તકોનો ઢગલો અભણ મનુષ્યોને નકામા જેવો છે, માટે વાચનરૂપી કુંચી મેળવીને એ દ્રવ્યભંડાર ખોલતાં શિખવાની દરેકને અગત્ય છે.

પુસ્તકોની તેમજ વાચનની અગત્ય આગળ જણાવવામાં આવી છે: વાચનરૂપી કુંચી' મેળવવા નિશાળમાં બેસીને ભાષાજ્ઞાન મેળવવું એ પ્રથમ પગથીઉં છે. એ પગથીઉં ઓળંગ્યા સિવાય કશુંજ મળી શકવાનું નથી વાચનના કેટલાક નિયમો ધ્યાનમાં આવવા માટે આગગાડીનું દૃષ્ટાંત બંધબેસતું જણાય છે.

આગગાડી જેમ સ્ટેશનો આગળ થોભે છે, તેમજ વાચનમાં પણ વિરામચિહ્નો આગળ થોભવાનું છે, કારણ કે વિરામચિહ્નો એ વાચનરૂપી આગગાડીનાં સ્ટેશનો છે. વિરામચિહ્ન અને સ્ટેશનનો અર્થ એકજ છે, માત્ર તેનો વપરાશ ધંધાપરત્વે જુદો જુદો છે. આગગાડી, કેટલાંક સ્ટેશનો જે મોટાં અને અગત્યનાં હોય છે, ત્યાં વધુ થોભે છે અને કેટલાંક સ્ટેશનો જે નાનાં અને ઓછી અગત્યનાં હોય છે, ત્યાં ઓછી વાર થોભે છે. વાચનમાં પણ વિરામચિહ્નોના મહત્ત્વ અને અગત્ય પ્રમાણે થોભવાનું છે. આસપાસનાં મનુષ્યો ગાડીમાં બેસવા માટે જેમ સ્ટેશન આગળ ભેગાં થઈ રહે છે, તેમજ વાક્યનો ભેગો થયલો વિરામચિહ્ન આગળનો ભાવાર્થ, થોભવાથી આપણા મગજમાં ઊતરે છે. આગગાડી જેમ સ્ટેશન આવ્યા સિવાય ( ખાસ કારણ વગર ) ઉભી રહેતી નથી તેમજ વાચક પણ વિરામચિહ્ન આવ્યા સિવાય અટક્યા કરવું ન જોઈએ. આચકા ખાતી ટાઢીઆ આડી જેમ સુધરેલા મનુષ્યોને પસંદ પડતી નથી, તેમ વારંવાર અચકાયા કરતા વાચકનું વાચન પણ પસંદ પડતું નથી. સ્ટેશન આવતા પહેલાં ગાડી થોડેક આગળથી વેગ ધીમો પાડે છે તેમજ આપણે પણ છેલ્લા શબ્દો ધીમે ધીમે બોલવા. મતલબ કે છેલ્લા શબ્દો ઉપર જોર કાઢવું ન જોઈએ. આખા વાક્ય વાંચવાના શ્રમનું પોટલું છેલ્લા શબ્દો ઉપર ન નાખી દેવું.

વાચનનો આગગાડી સાથે મુકાબલો કરી વાંચવાની આ સાધારણ રીત બતાવી, પરંતુ વાચનના નિયમોનો એટલાથીજ અંત આવતો નથી.

વાંચવાની એ સાધારણ રીત છે, છતાં વાચનનું ખરૂં રહસ્ય તો દ

બાકી રહેવું છે. લખેલા અક્ષરો અમુક ક્રમમ ઉકેલી જવા, એટલેથીજ વાચનનો હેતુ પાર પડતો નથી. એક પણ શબ્દ આપણા મગજમાં પોતાના અર્થનો પૂરતો ખ્યાલ આપી શકે ત્યારેજ તે શબ્દ યથાર્થ વંચાયો કહેવાય. શબ્દની અંદર અર્થનું ભારે બળ રહેલું છે અને શબ્દના કરતાં વાક્યમાં એ બળ વધારે હોય છે. એવાં ઘણાં વાક્યોથી બનેલા પાઠ કે નિબંધનું અર્થબળ વળી ઘણુંજ વધારે હોય છે. આવા ભાવાર્થના બળની દીર્ઘસમય સુધી ન ભુસાય એવી આપણા મગજમાં છાપ પાડી શકે તેજ શ્રેષ્ઠ વાચન છે

સ્કૂલોની અંદર ઘણે ભાગે દરરોજ પાઠ વંચાવાય છે, મતલબ બોલાવાય છે અને એટલેથીજ સંતોષ બતાવાય છે, પરીક્ષામાં પણ અમુક પેરેગ્રાફ ગગડાવી જઈ મતલબની બે ચાર લીટીઓ બોલી જનાર વાચનમાં પાસ થઈ જાય છે. જ્યાંસુધી પાઠ કે નિબંધમાં લખાયેલા વિષયની આપણા મન પર દીર્ઘકાળ ન ભુંસાય તેવી છાપ પડતી નથી અને તે વિષયને આપણે આચારમાં મૂકવા જેટલા નિશ્ચય પર આવતા નથી ત્યાંસુધી વાચનની આવી રૂઢિ નિર્માલ્ય જેવી છે. લખેલી બાબત પુરેપુરી આપણા મનમાં ઠસે અને તે લખાયેલી યોગ્ય બાબતના જેવુંજ આપણું વર્તન પણ થાય. ત્યારેજ વાચનનો વાસ્તવિક હેતુ પાર પડે છે; માટે યોગ્ય વિષય પસંદ કરીને થોડું વાંચો, પણ તેટલુંજ પુરેપુરૂં ગ્રહણ કરો. જરૂરનાં તત્ત્વોવાળો ખોરાક થોડો ખાવો, પરંતુ તેને પુરેપુરો પચાવવો. ઉપયોગી તત્ત્વો વિનાનું ઘણું ખાવાથી કે ગજા ઉપરાંત ખાવાથી જેમ કશોજ લાભ નથી, તેમ નિરુપયોગી અને ગજા ઉપરાંતના વાચનથી પણ કશોજ લાભ નથી. થોડું ખાઓ અને થોડું વાંચો, પણ તે પુરેપુરૂં પચાવો. નકામું હોય તે વાંચવુંજ નહિ. જે યાદ રાખવા જેવું ન હોય, જે ગ્રહણ કરવા જેવું ન હોય તે વાંચવુંજ નહિ. હાલમાં નીકળતાં ઘણાંખરાં પુસ્તકો તથા માસિકો એટલાં બધાં છે, કે તે બધાં વાંચતાં જિંદગી વ્યતીત થાય તોપણું તેમનો પાર ન આવે. ન્યુસપેપરોમાં પણ ઉપયોગી બાબતો થોડાકમાંજ અને ખુણે પડી રહેલી હોય છે, માટે સારાંનરસાંનો ભેદ પાડી સારાંનેજ વાંચવાં નઠારાં-નિરુપયોગીનો ત્યાગ કરવો જોઈએ.

યોગ્ય અને ટબસર લખાણના શ્રેષ્ઠ વાચનમાં કેટલું અનવધિ બળ રહેલું છે, તે તપાસો. એવા વાચનથી વાચકનું અંતઃકરણ પીગળી જાય છે એટલુંજ નહિ, પરંતુ શ્રોતાઓનાં પણ પીગળી જાય છે. કથામાં ઘણીવાર

આપણને એટલી બધી અસર થઈ જાય છે, કે આપણે બની ગયેલા બનાવ વને તાજોજ અનુભવીએ છીએ અને તે બનાવને લીધે ઉત્પન્ન થતી સુખ-દુઃખની લાગણીના પ્રવાહમાં તણાવા માંડીએ છીએ. હરકોઈ વિષયમાં એવો રસ પાડી શકાય એમ છે, માત્ર વાચક અથવા ભાષકમાં તદબીર જોઈએ. વાચનથી શૂર પ્રકટે છે; દયા આવે છે; હાસ્ય તથા શોક ઉપજે છે; ભય, શાંતિ અને તિરસ્કાર પણ જન્મ પામે છે; પ્રેમ તથા મોહ પેદા થાય છે અને વૈરાગ્ય પણ આવી જાય છે. સંગીત પણ એક જાતનું વાચનજ છે. એવું સંગીતવાચન સર્પ તથા મૃગને ભાન ભુલાવી ડોલાવે છે એટલુંજ નહિ, પણ અમુક પ્રકારના સંગીતવાચનથી પૂલો પણ ડોલી ઉઠે છે.

પુસ્તકો અને વાચનની કેટલી બધી અગત્ય છે, તેમાં કેટલો બધો શોખ રહેલો છે, અને તે સોટી માર્યા સિવાય, ઠપકો આપ્યા સિવાય, પગાર લીધા સિવાય અને ગુસ્સાના કઠોર શબ્દો કહ્યા સિવાય કેટલું બધું જ્ઞાન આપે છે તે વિચારવા જેવું છે. સંભાળવાની બાબત એટલીજ છે કે સારાંનરસાંનો ભેદ પાડી શરીરને નુકસાન ન થાય એટલી હદમાં રહીને પુસ્તકો વાંચવાં. પુસ્તકો કદી પણ ઉંઘતાં માલમ પડવાનાં નથી, માત્ર તમને ફુરસદ જોઈએ. તે બબડવાનાં નથી કે તમારી મૂર્ખાઈ પર હસવાનાં નથી. સંકટમાં સહાય કરવા, દુઃખશોકમાં દિલાસો આપવા, સુખમાં આનંદ આપવા અને મનને સુધારવા તે તમારે માટે હંમેશાં તૈયાર છે. જે ગ્રંથથી જ્ઞાન વધે, સુખ વધે અને જીવન ઉન્નત થાય તે ગ્રંથ સારો જાણવો અને જેનાથી નીતિ ભ્રષ્ટ થાય, અયોગ્ય વિકારો થાય અને બીજાને નુકસાન પહોંચે તે નઠારો જાણવો. સારો ગ્રંથ શું નથી આપતો ? ઉદ્યોગ, કમાણી અને કરકસર વગેરેની ટેવ પાડી તે આબાદીની અને સુખનું મૂળ આપણા હાથમાં સોંપે છે. આનંદ માટે નહિ તો ફાયદા માટે; ગમત ખાતર નહિ તો આત્મસુધારણા માટે પણ આપણે એવા ગ્રંથો વાંચવાજ જોઈએ.

જો દરરોજ ખાવાની જરૂર છે, તો દરરોજ વાંચવાની પણ જરૂર છે. ખાધેલું સારી રીતે પચતાં જેમ લોહીની વૃદ્ધિ થાય છે તેમજ વાંચેલું સારી રીતે પચતાં ગુણ તથા જ્ઞાનની વૃદ્ધિ થાય છે. ખોરાક ઉપર જેમ રાંધવું, ચાવવું અને પચાવવું એ ત્રણ ક્રિયા થાય છે તેમજ વાચન ઉપર પણ શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ ત્રણ ક્રિયા કરવાની છે.

રાંધવાની રીત વાંચી રાંધતાં ન આવડ્યું તો તે વાચન જેમ વૃથા છે, તેમ આરોગ્યવિદ્યા વાંચી શરીરને આરોગ્ય રાખી ન શક્યા તો તે વાચન પણ વૃથા છે. સુખમાં ભાગીદાર થનારી સ્ત્રીઓ સીતાનું વૃત્તાંત વાંચ્યા પછી ધણીના દુઃખની ભાગીદાર ન થાય તો વાંચીને તેમણે શું ઉકાળ્યું ? રાણકદેવીની વાત વાંચી સતીત્વ ન સાચવ્યું તો તેથી પણ શું ? સપુતનાં લક્ષણ વાંચી કપુતપણું ન છોડ્યું તો તેથી પણ શું ફળ છે ? હરિશ્ચંદ્રની કથા વાંચી સાચું બોલતાં ન શીખ્યા, ગૌતમનું ચરિત્ર વાંચી જ્ઞાનનો વિચાર ન આવ્યો અને ઉદારનાં ચરિત્ર વાંચી હાથ ઊંચો કરી ન જાણ્યો તો તે વાચનમાં લેવાયલો શ્રમ ફોકટજ છે. મરદનાં ચરિત્ર વાંચી મરદાઈ ન આવી, ટેકીલાનાં ચરિત્ર વાંચી ટેક ન રાખ્યો, ગર્વિષ્ઠોનાં ચરિત્રો વાંચી ગર્વ ન તજ્યો તો વાંચનારે વાંચીને શી ધાડ મારી છે ? ખરાંખોટાં વર્તનનાં પરિણામ વાંચ્યા પછી ખરાં વર્તન ધારણ કરવાનો અને ખોટાં વર્તન ત્યાગ કરવાનો વિચાર ન થાય, ભાષાસાહિત્યના નિબંધો વાંચી ભાષાના દોષો દૂર ન થાય અને ખગોળશાસ્ત્ર વાંચી પરમેશ્વરની શક્તિનો ખ્યાલ ન અણાય તો એવા પ્રકારનું વાચન કેટલે અંશે સફળ ગણાય ? ઉચ્ચ ઉદ્દેશ ધ્યાનમાં રાખીને જેટલે અંશે ગુણગ્રાહક થવાય, તેટલે અંશેજ વાચનની સફળતા છે, છતાં વાચનથી પ્રથમના કરતાં થોડોઘણો પણ સુધારો જોવામાં આવે તો તે પણ સંતોષની વાત છે. પુસ્તકો વાંચવાનો ઉદ્દેશ ફક્ત પરીક્ષામાં પાસ થવા માટે નથી, પણ જગતરૂપી કસોટીમાંથી પાસ થવા માટે છે. જગતનાં દુઃખ, જગતની માયા, જગતના દુરાચારો, જગતના અનીતિભર્યા વિચારો, એવા એવા જગતની કસોટીના વિષયોમાંથી જે પસાર થઈ શક્યો નથી—શુદ્ધ રીતે બહાર નીકળી આવ્યો નથી, તેણે ભલે હજારો પરીક્ષા પાસ કરી હોય, પરંતુ જગતની કસોટીના વિષયોનો વાસ્તવિક રીતે એક પાઠ પણ તે શીખી શક્યો નથી. જગતની કસોટીના પંથમાં એક ડગ પણ તે આગળ ચાલી શક્યો નથી. વાચનના આ મહાન્ ઉદ્દેશ તરફ સર્વનું ધ્યાન ખેંચી આ વિષય સમાપ્ત કરવામાં આવે છે.

ગોવિન્દભાઈ રાયજીભાઈ.
( દીવા-અંકલેશ્વર ).

---

# ગુજરાતી ભાષામાં વપરાતા અને બીજા કેટલાક અરબીફારસી શબ્દો.

( લખનાર. અમીરમિયાં હમ્દૂમિયાં ).

( ચાલુ પૃષ્ઠ ૨૭૧ થી ).

કુશતી ( ફા. ) કુસ્તી. મૂળ શબ્દ " કુસ્તી " છે, પણ " કુસ્તી " વપરાય છે. કુસ્તન=મળવું, કૂટવું ઉપરથી.

કૂચ ( ફા. ) રવાના થવું.

કૂજો ( અ. ) પાણીનો ભોટવો.

કૂબો ( અ. ) કુબ્બા. ઘુમટ. ઘુમટના જેવી ગોળ વસ્તુ.

કેકુબાદ ( ફા. ) કયૂકુબાદ. કયૂ=ન્યાયી, કબાદ ( ગબાદ ઉપરથી )=ખરેખરો. ખરેખરો ન્યાયી.

કેદ ( અ. ) કય્દ. બંધ, બેડી. કયદ=બેડીઓથી જકડી લીધો ઉપરથી.

કેફ ( અ. ) કય્ફ. કેવી રીતે ? કેમ ? પણ ફારસીવાળા નિશાની હાલત માટે, કે મસ્તી માટે એ શબ્દ વાપરે છે.

કેર ( અ. ) કહ્ર. જબરદસ્તી કરવી, બળ કરવું, ગુજરાતીમાં ગજબના અર્થમાં વપરાય છે.

કેરબો ( ફા. ) કહ્રૂબા, કાહરૂબા. કહ, કાહ=ઘાસ. રૂબા એ રૂબુદન=ખીચકી લેવું, આકર્ષણ કરવું ઉપરથી. ઘાસને આકર્ષણ કરનાર. પીળા રંગના દાણા હોય છે. એને ચામડા કે રેશમ પર ઘસીને ઘાસ આગળ ધરવાથી ઘાસ ખેંચાઈને વળગી જાય છે. એવીજ રીતે દિલરૂબા=મન ખેંચનાર.

કેખુશર ( ફા. ) કયૂખુસ્રવ. ન્યાયી બાદશાહ, શ્રેષ્ઠ બાદશાહ.

કૈસરેહિંદ ( અ. ) કય્સરિહિંદ ( નરજાતિ ) જન્મ વખતે જે બાળકની મા મરી જાય, અને પછી માનું પેટ ચીરીને બાળકને જીવતો કાઢી લે, તે બાળકને રૂમીભાષામાં " કય્સર " કહે છે. ઑગસ્ટસ બાદશાહનો જન્મ એવી રીતે થયો હતો; તેથી તે કય્સર કહેવાયો. ત્યારપછી ત્યાંના બાદશા-

હોમ્એ એ નામ ધારણ કર્યું. Cæsar ઉપરથી અરબીમાં કયસર શબ્દ થયો છે. અરબી રીત પ્રમાણે પુરુષ કયસર ને સ્ત્રી કયસરહ્ કહેવાય છે.

કોમ ( અ. ) કવ્મ. જાત. કઅમ=તે ઉભો રહ્યો ઉપરથી.

કોલ ( અ. ) કવ્લ. વચન. કઅલ=તે બોલ્યો ઉપરથી.

કોલકરાર ( અ. ) કોલોકરાર. ઠરાવ.

કોશીશ ( ફા. ) કોશિશ. કોશીદન=મહેનત કરવી ઉપરથી.

કોહિનૂર ( ફા. અ. ) કોહ=પર્વત, + નૂર ( અ ). પ્રકાશ. પ્રકાશનો પર્વત.

કૌવત ( અ. ) કુવ્વત. શક્તિ.

કૌંસ ( અ. ) કવ્સ. કમાન, પરિધિનો કોઈ પણ ભાગ.

કંગાલ ( ફા. ) કંગાલા, માગવું, અરજ કરવી. ગુજરાતીમાં નિર્ધન.

કંગુરો ( ફા. ) કુંગુરા, કુંગર. દરેક વસ્તુની ઉંચાઈ, કોટના કાંગરા.

કેતાન ( અ. ) કતાન, કત્તાન. એક જાતનું ઝીણું લુગડું.

કિંમત ( અ. ) કીમત. કઅમ=તે ઉભો રહ્યો ઉપરથી.

ખ.

ખજાનચી ( અ. તુ. ) ખજીના કે ખિજાના ( અ ). + ચી ( તુર્કી ) પ્રત્યય લાગવાથી. ખજન=તેણે એકઠું કર્યું ઉપરથી.

ખડબુચ ( ફા. ) ખર્બુજ. ખર્બૂજ. ખર=મોટો + બુજા=ખુશબોદાર અને મીઠો મેવો. ટેટી.

ખત ( અ. ) કાગળ, પત્ર, સ્ટૅમ્પ.

ખતમ ( અ. ) ખત્મ. પુરૂં થવું. ખતમ=તેણે પુરૂં કર્યું ઉપરથી.

ખત્તા ( અ. ) ખંતા. ભૂલ કરવી. ખતી=ભૂલ ખાધી ઉપરથી.

ખફગી ( ફા. ) નારાજી.

ખફા ( અ. ) ગુસ્સ. ગુસ્સે, નાખુશ.

ખબર ( અ. ) જાણ. ખબર=તેણે જાણ્યું ઉપરથી.

ખમીર ( અ. ) ફોહોવરાવેલો લોટ. ખાટી વસ્તુ લોટમાં નાખી ઢાંકી મૂકવાથી ખમીર ઊઠે છે. અન્ય વસ્તુમાં વૃદ્ધિ કરનાર કોઈ વસ્તુ.

ખરખશો ( ફા. ) ખખેશા. નકામું લડવું, મનની ચિંતા.

ખર્ચ ( ફા. ) અરબી ખર્જ ઉપરથી. ખરજ=નીકળ્યો ઉપરથી.

ખરાજાત ( અ. ) ઇખ્રાજાત. ખર્જ ( અ )નું બહુવચન ઇખ્રાજાત. " ઇ " જતી રહી.

ખરાદ ( અ. ) ખર્રાત. ફારસીમાં ખર્રાદ. સંઘાડ. જેના ઉપર પાયા વગેરે ઉતારે છે તે.

ખરાબ ( અ. ) નહારો, ન પાકે એવી જમીન ( ખરાબો ) ખરાબ=વેરાન કરવું ઉપરથી.

ખરાબો ( અ. ) ખરાબા. ન પાકે એવી જમીન. દરિયાના પાણીની નીચે રહેલો ટેકરો.

ખરીદ ( ફા. ) ખરીદન=વેચાતું લેવું ઉપરથી.

ખરીદાર ( ફા. ) ખરીદ + અર મળીને ખરીદાર. વેચાણ લેનાર. ગ્રાહક.

ખરીફ ( અ. ) ચોમાસુ પાક. ખરફ=મેવો ચુંટવાની મોસમ.

ખલક ( અ. ) ખલ્ક. દુનિયા, જગત. ખલક=પેદા કર્યું ઉપરથી.

ખલતો ( ફા. ) ખલીતા. થેલો.

ખલાસ ( અ. ) છૂટો. ખલસ= છૂટો હતો ઉપરથી.

ખલીફા ( અ. ) ખલફ=પાછળ આવ્યો ઉપરથી. એકના મરણ પછી ગાદીએ બેસનાર બીજો માણસ.

ખલેલ ( અ. ) ખલલ. બગાડ, કામમાં હરકત પડવી.

ખવાસ ( અ. ) ખાસનું બહુવચન. મોટા માણસો, બાદશાહના હજુરી નોકરો.

ખવીસ ( અ. ) ખબીસ. અપવિત્ર, ખરાબ.

ખસ ( ફા. ) ઘાસ. એક પ્રકારના ખાસ સુગંધી ઘાસને પણ ખસ કહે છે, જેની ટટ્ટીઓ બનાવે છે.

ખસખસ ( ફા. ) ખશ્ખાશ. અફીણના ડોડવાંમાંથી દાણા નીકળે છે તે.

ખાક ( ફા. ) માટી.

ખાકસાર ( ફા. ) ખાકસાર. ગરીબ, નાચીજ, સેવક. " સાર " એ પ્રત્યય છે, એનો અર્થ " જેવો " થાય છે. ખાકસાર=ધૂળ જેવો.

છે, કારણ કે ઉક્ત ચિત્રથી નામદાર શહેનશાહ તરફ કે બ્રિટિશ હિન્દમાં કાયદેસર સ્થપાયલી સરકાર તરફ અસંતોષની લાગણી ઉશ્કેરાવાનો સંભવ છે.

આલીજાહ નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલના હુકમથી.

( સહી ) J. H. DuBoulay,
Secretary to Government.

'ધિ વન્દે માતરમ્' એ નામની ઇંગ્રેજી ચોપડીનું ૧૯૧૦ ઇન્ડિયન પ્રેસ ઍક્ટની ૧૨ મી કલમની રૂએ રદ બાતલ થવું.

નં. ૪૭૪૦.

જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ.

કિલ્લે મુંબાઈ, તા. ૧૮ મી ઑગસ્ટ ૧૯૧૦.

## જાહેર ખબર.

પુના શહેરના વન્દેમાતરમ્ છાપખાનામાં ઇંગ્રેજી ભાષામાં છપાયલી અને હરિ રઘુનાથ ભાગવતે પ્રસિદ્ધ કરેલી "ધિ બન્દે માતરમ્ i" નામની ચોપડી નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલે ૧૯૧૦ ( ૧૯૧૦ નો પહેલો કાયદો ) ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની ૧૨ મી કલમની રૂએ મળેલી સત્તાથી નામદાર શહેનશાહ તરફથી જપ્ત થયલી જાહેર કરી છે કારણ કે ઉક્ત પુસ્તકમાં એવા શબ્દો છે કે તેથી નામદાર શહેનશાહ તરફ કે બ્રિટિશ હિન્દમાં કાયદેસર સ્થપાયલી સરકાર તરફ અસંતોષની લાગણી ઉશ્કેરવાનો સંભવ છે.

આલીજાહ નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલના હુકમથી.

( સહી ) J. H. DuBOULAY.
Secretary to Government.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ તા. ૨૧ મી સપ્ટેંબરના હુકમ નં. ૭૫૬૬ ઉપરથી ).

બરતરફી—જિલ્લે નાસિક, તાલુકે નીફડ, કોટંગાંવના આસિસ્ટન્ટ માસ્તર ગોવિંદ શંકર ગરુડની બરતરફી.

કેળવણીખાતું.                                        જંજિરે મુંબઈ,
નં. ૧૪૫૨.                                          ૧૩ મી ઑગસ્ટ ૧૯૧૦.

મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબનો મધ્યભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ ઉપરનો પત્ર; નં. ૩૮૮૫ તા. ૮ મી જુલાઈ ૧૯૧૦ :—

"જિલ્લે નાસિક, તાલુકે નીફડ, કોટંગાંવનો આસિસ્ટન્ટ માસ્તર ગોવિંદ શંકર ગરુડ, ઉંમર વરસ ૨૨, જાતે બ્રાહ્મણ, એના ઉપર રાજદ્રોહી વર્તણૂકનું અને નિશાળના છોકરામાં બેવફાદારીની લાગણી ઉત્પન્ન કરવા માટે પ્રયત્ન કરવાનું તહોમત મુકવામાં આવ્યું છે.

"૨. તેના હેડ માસ્તર શિવાજી લક્ષ્મણ ભવડ અને એક બ્રાહ્મણ તેમજ કોટંગાંવના રેલ્વે 'ગેટકીપર્સ'—ઝાંપા સાચવનારા—ની જુબાની ઉપરથી જણાય છે કે ગોવિંદને, આગગાડીની સડક પાસેથી છોકરાઓને ફરવા લઈ જવાની, અને તેઓને બેવફાદારીનાં ભાષણ આપવાની અને સરકારને હાંકી કાઢવા વગેરે બાબતો સમજાવવાની ટેવ છે.

"૩. વળી એવું પણ જણાય છે કે (રાજા) શહેનશાહની છાપવાળા પૈસાને આગગાડી નીચે મૂકી તેને વિરૂપ કરતાં તેને એક ઝાંપો સાચવનારાએ જોયો હતો; તેણે તાળી પાડી કહ્યું કે (રાજા) શહેનશાહ મરણશરણ થયલો છે અને ઇંગ્રેજ લોકોનું રાજ્ય હવે હયાત નથી. 'વન્દેમાતરમ્, હિન્દુઓનો જય, ગોવિંદ શંકર' એ પ્રમાણે જે રબરના કકડા ઉપર લખેલું હતું તે કકડો તેણે તે સિક્કા ઉપર ચોડ્યો. હેડ માસ્તરે તેની પાસેથી તે સિક્કો લઈ લીધો, પણ ખેંચાખેંચીમાં રબર ઉપરના લખાણનો નાશ થયો.

"૪. ગોવિંદને નાસિકના બીજા નંબરની નિશાળમાં કેળવણી મળી હતી, અને તે નાસિકના ખુનીમાંના એક ખુની વિનાયક દેશપાંડેનો મિત્ર હતો; રખેને પોતાના ઉપર કંઈક આવી પડે એવા વિચારથી તે છેલ્લી તપાસ વેળા ઘણો ચિંતાતુર રહેતો હતો એવું કહેવાય છે.

"૫. નીફડના મામલતદારે ગોવિંદનો ખુલાસો લખી લીધો છે. તે (ગોવિંદ) કબૂલ કરે છે કે તે છોકરાંને બહાર લઈ જતો હતો, પણ કહે છે કે માત્ર કસરતને ખાતર; અને કહે છે કે અમુક માણસ જેનું નામઠામ તે જાણતો નથી તેણે તે પૈસાનો સિક્કો પાટા ઉપર મૂક્યો હતો.

"૬. નીફડના મામલતદારે આ કેસની તપાસ કરી હતી, અને નાસિકના કલેક્ટર સાહેબ અને મધ્ય વિભાગના કમિશ્નર સાહેબ એવો મત ધરાવે છે કે આ માણસને (ગોવિંદને) બેવફાદારી માટે બરતરફ કરવો. હું પણ તેમના મતને મળતો થાઉં છું અને તેને એકદમ બરતરફ કરાવવાને હું તમને વિનતિ કરૂં છું. આ બધી હકીકતનો નામદાર સરકારને રિપોર્ટ કરવામાં આવશે કે જેથી કોઈ પણ પ્રકારની સરકારી નોકરીને માટે તેને નાલાયક ઠરાવવામાં આવે.

મે. પબ્લિક ઇન્સ્ટ્રકશનના ડિરેક્ટર સાહેબ તરફથી મેમોરેન્ડમ, નં. ૩૮૮૬, તા. ૮ મી જુલાઈ ૧૯૧૦ :—

"ગોવિંદ શંકર ગરડને કોઈ પણ પ્રકારની સરકારી નોકરીને માટે નાલાયક ઠરાવવો એવી ભલામણ સાથે જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટના નામદાર સરકારના સેક્રેટરિ તરફ સલામ સાથે નકલ રવાના. જલ ગામના કલેક્ટર સાહેબની ઑફિસમાં તેની નોકરી માટે માંગણી કરવામાં આવી છે એવી રીતની તે બડાઈ હાંકે છે.

"૨. અડગાંવમાં તેનો બાપ હેડ માસ્તર છે એવું કહેવાય છે; નીફડ મામલતદારની ઑફિસના કલાર્ક બી. વી. પત્રખડકરની સાથે તેની બેનને પરણાવવામાં આવી છે."

ઠરાવ.—જિલ્લે નાસિક, તાલુકે નીફડ, કોટંગાંવના આસિસ્ટન્ટ માસ્તર ગોવિંદ શંકરને સરકારી નોકરીમાંથી બરતરફ કરવામાં આવે છે અને કોઈ પણ સરકારી ઑફિસમાં તેને ફરી નોકરી આપવી નહિ.

L. ROBERTSON,

Secretary to Government.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના કૅંપ મુંબઈ તા. ૨૮ મી સપ્ટેંબર સને ૧૯૧૦ ના હુકમ નં. ૭૮૮૦ ઉપરથી ).

નં. ૭૮૨૪ ૧૯૧૦–૧૧.

---

## જાહેર ખબર.

આ ઉપરથી જાહેર કરવામાં આવે છે કે જિલ્લે થાણા, તાલુકે વસઈ, અરનલાની છોકરાઓ માટેની લોકલ બોર્ડ સ્કૂલના વિદ્યાર્થી ગણેશ બાપુજી મહાજનને, સ્વર્ગસ્થ શહેનશાહ સાતમા એડવર્ડ અને મહારાણી અલેક્ઝાન્ડ્રાનાં પોતાની ચોપડીમાંનાં ચિત્રોને બેવફાદારીની નિશાની તરીકે વિરૂપ કરવા માટે સને ૧૯૧૦ તા. ૫ મી સપ્ટેંબરથી નિશાળમાંથી કાઢી મૂકવામાં આવ્યો છે. ખાતા તરફથી સ્વીકારાયલી કોઈ પણ શાળામાં તેને દાખલ કરવા મના કરવામાં આવે છે.

૨. તેજ નિશાળના બીજા બે વિદ્યાર્થી—વિષ્ણુ મોરેશ્વર તેંદુલકર અને રાઘુ પીલે પાટિલને તેવીજ જાતની નઠારી વર્તણુકને માટે તે નિશાળમાંથી એક વર્ષને માટે કાઢી મૂકવામાં આવ્યા છે અને સને ૧૯૧૦ તા. ૫ મી સપ્ટેંબરથી એક વર્ષ સુધી તેઓને ખાતા તરફથી સ્વીકારાયલી કોઈ પણ શાળામાં દાખલ કરવા નહિ.

મે. ઉ. ભા. એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ઑફિસ અમદાવાદ, તા. ૨૬ મી સપ્ટેંબર ૧૯૧૦.

F. W. Marrs,
Acting Educational
Inspector. N. D.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ તા. ૨૯ મી સપ્ટેંબરના હુકમ નં. ૭૯૭૦ ઉપરથી ).

" વૈદિક રાષ્ટ્રગીત " એ નામના પુસ્તકનું સને ૧૯૧૦ ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની બારમી કલમની રૂએ રદ બાતલ થયું.

નં. ૪૯૩૩.

જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ.

કિલ્લે મુંબઈ, ૩૦ મી ઑગસ્ટ ૧૯૧૦.

એસ. ડી. સંતવલકરે લખેલું, મુંબઈના તત્ત્વવિવેચક છાપખાનામાં

મરાઠી ભાષામાં છપાયલું અને ચંદ બંદા, હૈદ્રાબાદ (દક્ષિણ) માં વિનય-બંધુએ પ્રસિદ્ધ કરેલું "વૈદિક રાષ્ટ્રગીત." એટલે "એ વૈદિક નૅશનલ સૉંગ" નામનું પુસ્તક સને ૧૯૧૦ (૧૯૧૦ નો પહેલો કાયદો)ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની બારમી કલમથી મળેલી સત્તાની રૂએ નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલે, નામદાર શહેનશાહ તરફથી જપ્ત થયલું જાહેર કર્યું છે કારણ કે સદરહુ પુસ્તકમાં એવા શબ્દો છે કે તેથી નામદાર શહેનશાહ તરફ અથવા બ્રિટિશ હિંદમાં કાયદેસર સ્થપાયલી સરકાર તરફ અસંતોષ ઉશ્કેરાવાનો સંભવ રહે છે.

આલીજાહ નેક નામદાર ગવર્નર
ઇન્ કાઉન્સિલના હુકમથી.
(સહી) J. H. DuBoulay,
Secretary to Government.

---

## જાહેર ખબર.

### સુધારી વાંચવું.

(મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના ૧૯૧૦ તા. ૧૨ મી ઑક્ટોબરના હુકમ નં. ૮૪૭૧ ઉપરથી).

૧૯૧૦ (૧૯૧૦ નો પહેલો કાયદો) ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની બારમી કલમની રૂએ એમ. કે. ગાંધીએ પ્રસિદ્ધ કરેલાં કેટલાંક પુસ્તકોનું રદબાતલ થવું.

નં. ૫૦૭૬.

જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ.

કિલ્લે મુંબઈ, ૫ મી સપ્ટેંબર ૧૯૧૦.

### સુધારો.

સને ૧૯૧૦ તા. ૨૪ મી માર્ચના મુંબઈ સરકારી ગેઝીટ–ભાગ પહેલો–ના ૪૪૨ મે પાને છાપેલી ૧૯૧૦ તા. ૧૭ મી માર્ચની નં. ૧૫૩૮ વાળી સરકારી જાહેર ખબરમાં "ડરબાન" શબ્દને માટે "ફીનીક્સ, નેટલ" એ શબ્દો સુધારી વાંચવા.

આલીજાહ નામદાર ગવર્નર
ઇન્ કાઉન્સિલના હુકમથી.
(સહી) J. H. DuBOULAY.
Secretary to Government.

# જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૨૪ ઑક્ટોબર સને ૧૯૧૦ ના હુકમ નં. ૮૯૦૪ ઉપરથી ).

નં. ૮૬૮૭.

ઉત્તર વિભાગમાં નીચેના વિદ્યાર્થીઓને ચુંટી કાઢવામાં આવ્યા છેઃ—

| જિલ્લો. | વિદ્યાર્થીનું નામ. | નિશાળનું નામ. |
|---|---|---|
| | **હાઇ અને સ્પેશ્યલ સ્કૂલ્સ.** | |
| અમદાવાદ. | રણછોડલાલ અમૃતલાલ મહેતા. | પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ, અમદાવાદ. |
| | પુરુષોત્તમ ભાઈલાલ પટેલ. | આર. સી. હાઇસ્કૂલ, ,, |
| | મહમદ અલી નુરમહમદ મુસા. | ,, ,, |
| ખેડા. | આદમ યુસફ શેખ. | મ્યુ. ઍં. વ. સ્કૂલ, કપડવંજ. |
| | પુરુષોત્તમ શિવાભાઈ પટેલ. | નડીઆદ હાઇસ્કૂલ. |
| | મીઆં સાહેબ જમાલમીઆં કાદરી. | ,, ,, |
| પંચમહાલ. | રામચંદ્ર દયાશંકર પંડ્યા. | તેલંગ હાઇસ્કૂલ ગોધરા. |
| | કેશવલાલ જેઠાભાઈ પટેલ. | ,, ,, |
| | બહુદીન કરીમભાઈ વહોરા. | ,, ,, |
| ભરૂચ. | રણછોડ દેવજી ભરાણી. | નર્મદા ઇંગ્લીશ સ્કૂલ, ભરૂચ. |
| | હરિભાઈ કરસન ભરડીવાળા. | મ્યુ. ઍં. વ. સ્કૂલ, અંકલેસર. |
| | મુસાજી ઇશાકજી પટેલ. | આર.એસ.દલાલ હાઇસ્કૂલ,ભરૂચ. |
| | *મુસ્તફા સેદુમીઆં સૈયદ. | લોકહિતેચ્છુ ઍં.વ.સ્કૂલ,ભરૂચ. |
| સુરત. | ધનસુખલાલ રણછોડલાલ દિવાનજી. | ગવર્મેંટ મિડલસ્કૂલ, સુરત. |
| | કૃષ્ણલાલ હરગોવનદાસ પટેલ, | બાઈ આવાબાઈ હાઇસ્કૂલ,બલસાર. |
| | સાલેભાઈ જાફરભાઈ પસરી. | ગવર્મેન્ટ મિડલસ્કૂલ સુરત. |
| થાણા. | વિનાયક કિષ્ણુ આંબેકર. | બી. જે. હાઇસ્કૂલ, થાણા. |
| | ચિંતામણ રામચંદ્ર ખાંબેકર. | ,, ,, |
| | **કાઝી શહાબુદીન સ્કૉલર્સ.** | |
| અમદાવાદ. | ગુલામઅલી સફદરદાસ મોમના. | પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ,અમદાવાદ. |
| ખેડા. | રસુલમીઆં મહમદમીઆં મલેક. | હાઇસ્કૂલ, નડીઆદ. |
| | **કણબી ઇન્ડસ્ટ્રિઅલ સ્કૉલર્સ.** | |

---

* આ સ્કૉલરશિપ ૧૯૧૦ ના સપ્ટેંબર માસની પહેલી તારીખથી શરૂ થાય છે અને ત્રણ વરસ ને ચાર મહિના ચાલશે.

| જીલ્લો | નામ | સ્કૂલ |
|---|---|---|
| અમદાવાદ. | મણિલાલ મોતીભાઈ પટેલ. | પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ, અમદાવાદ. |
| | ચિમનલાલ જેઠાલાલ પટેલ. | આર. સી. હાઈસ્કૂલ, અમદાવાદ. |
| | ડાહ્યાભાઈ બાલાભાઈ પટેલ. | ગવર્મેન્ટ મિડલસ્કૂલ, અમદાવાદ. |
| | સવાઈલાલ ગિરધરલાલ પટેલ. | પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ, અમદાવાદ. |

મિડલ અને સ્પેશ્યલ સ્કૂલ્સ.

| જીલ્લો | નામ | સ્કૂલ |
|---|---|---|
| અમદાવાદ. | વાડીલાલ કચરાભાઈ પરીખ. | ગવર્મેન્ટ મિડલસ્કૂલ, અમદાવાદ. |
| | નટવરલાલ બાલાભાઈ શાહ. | લોકલ બોર્ડ સ્કૂલ, ગાંગડ. |
| | મગનલાલ ભીખાભાઈ પટેલ. | પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ, અમદાવાદ. |
| | અમીધર અચરતલાલ મહાદેવીઆ. | ,, ,, |
| | નૂરમહમદ છવાભાઈ ખોજા. | ,, ,, |
| | કમાલભાઈ ચાંદાભાઈ મોમના. | અન્જુમાન-ઇ-ઇસ્લામ, ઍં. વ. સ્કૂલ, અમદાવાદ. |
| ખેડા. | મગનલાલ પરભુદાસ દેસાઈ. | મ્યુ. મેનસ્કૂલ. નં. ૧ નડીઆદ. |
| | ભાઈલાલ લલુભાઈ શાહ. | ,, નં. ૨ ,, |
| | ચંદુલાલ ચુનીલાલ દેસાઈ. | ,, નં. ૧ ,, |
| | છોટાલાલ સોમાભાઈ દેસાઈ. | ,, ,, ,, |
| | જમાલુદીન અમીનસાહેબ શેખ. | મ્યુ. ઍં. વ. સ્કૂલ. ખેડા. |
| | ઇમામુદીન દિલદાર મલેક. | મ્યુ. મેનસ્કૂલ, બોરસદ. |
| પંચમહાલ. | કિરપાશંકર મયાશંકર વ્યાસ. | મ્યુ. મેનસ્કૂલ, ગોધરા. |
| | દત્તાત્રય રામચંદ્ર સરપોતદાર. | ,, ,, |
| | મહીજી મોહન બારોટ. | લોકલ બોર્ડ સ્કૂલ, વેજલપુર. |
| | ખુશાલસિંહ ગુલાબસિંહ વીરપરા. | ,, ,, બહી. |
| | ફતુલામીઆં અમીરમીઆં હુસેની. | મ્યુ. ઉર્દુસ્કૂલ, ગોધરા. |

મિડલ અને સ્પેશ્યલ સ્કૂલ્સ

| જીલ્લો | નામ | સ્કૂલ |
|---|---|---|
| ભરૂચ. | રતુપ્રસાદ નાથાભાઈ ભટ. | મ્યુ. નવાદેરા વર્ના. સ્કૂલ, ભરૂચ. |
| | જદુરાય દુર્લભજી ખંઢેડીઆ. | નર્મદા ઇંગ્લીશ સ્કૂલ, ભરૂચ. |
| | ચતુરભાઈ ઇશ્વરભાઈ પટેલ. | લોકલ બોર્ડ સ્કૂલ, પદરીઆ. |
| | જેઠાલાલ ત્રિભુવન પટેલ. | ,, આમોદ. |
| | ઇસપ મહમદ ઇબ્રાહિમ પટેલ. | નર્મદા ઇંગ્લીશ સ્કૂલ, ભરૂચ. |
| | ઇસમતુલ્લા રહેમતુલ્લા કાનુગા. | વિદ્યાવર્ધક ઍ.વ.સ્કૂલ, હાંસોટ. |
| સુરત. | નટવરલાલ છોટાલાલ પંડયા. | મ્યુ. સ્કૂ. નં. ૭ સુરત. |
| | કાન્તિલાલ ઘેલાભાઈ શાહ. | ,, ,, નં. ૧૦. ,, |
| | છોટાલાલ છબીલદાસ પરતાગીઆ. | ,, ,, નં. ૧. ,, |
| | મગનલાલ નથુભાઈ માંડલાવાળા. | ,, ,, નં. ૧. ,, |
| | ગુલામ હુસેન દાદુભાઈ શરેલા. | ,, ,, નં. ૪. ,, |
| | વાલાભાઈ સાલેભાઈ શિપચંડલર. | ,, ,, નં. ૧. ,, |

| | | |
|---|---|---|
| ચાણા. | સદાશિવ કેશવ ઘોસર. | મ્યુ. સ્કૂ. નં. ૧. વસઈ. |
| | લક્ષ્મણ મુકુંદ નેવાગી. | મ્યુ. સ્કૂ. કુર્લા. |
| | દ્વારકાનાથ દીનાનાથ તાકલે. | ,, ,, નં. ૧. થાણા. |
| | વિઠ્ઠલ લક્ષ્મણ કોળી. | ,, ,, નં. ૩. ,, |
| | ગનીરલી ફાજેલઅલી મુનશી. | ,, ,, નં. ૧. ,, |
| | *મેન્સે જોસફ મંદિકર. | ,, ,, નં. ૧. ,, |

ચુંટી કહાયલા મિડલ-સ્કૂલ વિદ્યાર્થીઓએ નિશાળનું નવું વરસ ચાલુ થયે, સ્વીકારાયલી કોઈ પણ ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલમાં દાખલ થઈ જવું. જો આવો કોઈ પણ સ્કૉલર જાન્યુઆરીની પહેલી તારીખ પહેલાં આવી નિશાળમાં દાખલ થશે નહિ તો તેની સ્કૉલરશિપ રદબાતલ કરવામાં આવશે.

અમદાવાદ મે. ઉ. વિ. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ઑફિસ, ૧૮ મી ઑક્ટોબર ૧૯૧૦. ( સહી ) F. W. MARRS, Ag. Educational Inspector, N. D.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ તા. ૨૭ મી ઑક્ટોબરના હુકમ નં. ૮૯૬૩ ઉપરથી ).

પંદર અને તેથી વધારે વરસની ઉમરના, અને નામની સામે લખેલી નિશાળોમાં ભણતા નીચે લખેલા ચાર છોકરાઓ, જેઓ સારા વર્તન અને વફાદારીને નહિ છાજે તેવી રીતે પોતાની ટેક્સ્ટ બુક બગાડવાના કામમાં સંડોવાયલા માલમ પડ્યા હતા તેઓને નામદાર સરકારની પરવાનગીથી કોઈ પણ સરકારી, આશ્રિત કે સ્વીકારાયલી નિશાળ માટે નાલાયક જાહેર કરવામાં આવ્યા છે.

| | |
|---|---|
| ૧. તુકારામ વિશ્રામ સાવંત. | રત્નાગિરિ મ્યુનિસિપલ મરાઠી સ્કૂલ. |
| ૨. પુરુષોત્તમ રામચંદ્ર મુળે. | |
| ૩. વિષ્ણુ ક્રિષ્ણ લેલે. | પ્રાઇવેટ એ. વી. સ્કૂલ, રત્નાગિરિ. |
| ૪. વિષ્ણુ વિનાયક એર. | |

( સહી ) R. B. Karandikar.
Educational Inspector S. D.

---

* આ સ્કૉલરશિપ ૧૯૧૦ ના સપ્ટેંબર માસની પહેલી તારીખે શરૂ થાય છે અને એક વરસ ને ચાર મહિના ચાલશે.

# નિશાળોનાં ઈનામપત્રક.

કચ્છ વિભાગ.—

**ભુજ કન્યાશાળા**—શ્રી દરબાર તરફથી ૨૫-૦-૦ ખુદાવંત મહારાણી શ્રી ગંગાબા સાહેબ તરફથી ૧૨-૮-૦ જાડેજા ભાયાતો તરફથી ૧૨-૮-૦ મહારાજ કુંવર શ્રી કૃષ્ણ કુંવરબા સાહેબ તરફથી. ૧૨-૮-૦ માંડવીના ગુશાંઈ રીધગરજી પ્રાણગરજી તરફથી. ૧૨-૮-૦ શા મેગજી દેવચંદ તરફથી ૧૨-૮-૦ શા કલ્યાણજી સંગજી તરફથી ૧૫-૦-૦ શા મેગજી દેવચંદ તરફથી ૧૫-૦-૦ માંડવીના ગુશાઈ રીધગરજી પ્રાણગરજી તરફથી ૧૨-૦-૦ **વીરાણી સ્કુલ**—પટેલ શીવજી દાના તરફથી ૪-૮-૦ શા નથુ શીવજી તરફથી. ૩-૧૨-૦ **માંડવી નં. ૨ જાની સ્કુલ**—શેઠ શામજી પદમસી તરફથી ૫-૦-૦ શેઠ રતનસીં મુળજી તરફથી ૬-૪-૦ શેઠ કરીમભાઈ ઇબ્રાહીમ તરફથી ૬-૪-૦ માંડવીના ગુશાઈ રીધગરજી તરફથી ૩-૧૨-૦ શેઠ દામોદર આણંદજી તરફથી ૧૯-૦-૦ શેઠ રણછોડદાશ ઓધવજી તદફથી ૧૯-૮-૦ **ગુંદાલા સ્કુલ**-શા વીરજી મુલજી તરફથી ૧-૮-૦ શેઠ રામજીભાઈ ટોપણ તરફથી ૧-૮-૦ **મુંદ્રા સ્કુલ**—શેઠ દેવસીંભાઈ ભાણજી તરફથી ૧૬-૧૨-૦ રાઓ બહાદુર કેશવજી નથુ તરફથી ૪-૦-૦ રાઓ બહાદુર કેશવજી નથુ તરફથી ૪-૮-૦ શેઠ, નાનચંદ મુલચંદ તરફથી ૬-૪-૦ શેઠ જીવણદાશ ઇબજી તરફથી ૬-૦-૦ પુરોહીત હરીરામભાઈ વેલજી તરફથી ૧૨-૦-૦ શ્રી દરબાર તરફથી ૨૫-૬-૧૧ વસ્તી તરફથી ૯-૨-૬ **મુંદ્રા કન્યાશાળા**—શેઠ દેવસીંભાઈ ભાણજી તરફથી ૧૪-૧૨-૦ શેઠ રાઓબહાદુર કેશવજી નથુ તરફથી ૪-૦-૦ લુવાણા ઠા. વિઠ્ઠલજી ધનરાજ તરફથી ૪-૮-૦ શેઠ મુલજી ભાર તરફથી ૧-૧૪-૦ શેઠ રાઓ બહાદુર કેશવજી નથુ તરફથી ૬-૬-૦ શેઠ હરીરામભાઈ વેલજી તરફથી ૧૭-૧૨-૦ શ્રી દરબાર તરફથી ૨૦-૬-૧૧ **બીદડા સ્કુલ**—પટેલ તથા ખુ તરફથી ૧-૪-૦ **માંડવી એ વ સ્કુલ**—માંડવીના ગુશાઈ રીધગરજી તરફથી ૧-૮-૦ શેઠ દામોદર આણંદજી તરફથી ૨૦-૦-૦ શેઠ રણછોડદાશ ઓધવજી તરથી ૨૦-૦-- **મઠ સ્કુલ**—મઠના રાજશ્રી તથા રોહાસીઆના ચેલા તથા ગામના મહાજન વગેરે તરફથી ૧-૧૪-૦

---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૯ મું. ડીસેમ્બર, ૧૯૧૦. અંક ૧૨ મો.

## નવું ને જૂનું.

( ચાલુ પૃષ્ઠ ૪૦૬ થી ).

૨ **વર્તન**—પ્રતિષ્ઠા મેળવવાનું બીજું અગત્યનું સાધન વર્તન છે. વાણી, વિચાર, અને વર્તન એ ત્રણેમાં એકતા જોઈએ. શિક્ષકના વિચાર તેવીજ વાણી ને વાણી તેવુંજ વર્તન હોવું જોઈએ. ઉપદેશને અનુસારી પોતાનું વર્તન ન હોય તો કદી પણ તે ઉપદેશ સફળ થતો નથી; એટલુંજ નહિ, પણ તેથી અસત્ય ભાષણ કરવાની ને ડોળઘાલુ થવાની ટેવ પડે છે. સ્વચ્છતા, નિયમિતતા, સત્ય પર પ્રેમ, ઉદ્યોગ, સૌજન્ય વગેરે ગુણો શિક્ષકમાં હોય તોજ શિષ્યમાં આવે, માત્ર ઉપદેશથી આવે નહિ. ઉપદેશની પ્રત્યક્ષ અસર કરતાં વર્તનની પરોક્ષ અસર કંઈ ઓછી થતી નથી.

૩. **કર્તવ્યનિષ્ઠા**—કર્તવ્યનિષ્ઠા એ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાનું ઘણું જરૂરનું સાધન છે. આપણા કર્તવ્ય પર આપણો પ્રેમ જોઈએ. આપણા કર્તવ્યની આપણામાં સમજણ જોઈએ. આ મારો ધર્મ છે ને તે મારે બરાબર બજાવવોજ જોઈએ એમ દરેક માણસે જાણવું જોઈએ. જેમ કર્તવ્યનિષ્ઠા ઊંચી ને પવિત્ર, તેમ તે માણસનો જય ને ખ્યાતિ વિશેષ. જેનામાં કર્તવ્યનિષ્ઠા છે તે કોઈ પણ પ્રકારે કામ કરશેજ. તે પોતાના કામમાં પડતાં વિઘ્ન હરકોઈ રીતે દૂર કરશે. બુદ્ધિની ન્યૂનતા ઉદ્યોગથી પૂરી પાડશે ને ગમે તેમ પણ પોતાનું કાર્ય યથાસ્થિત કરશે ત્યારેજ જંપશે. હાલમાં કેટલાક શિક્ષકો દિવસમાં બે ત્રણ કલાક કામ કરે છે એટલે થાકી જાય છે. કોઈ શિક્ષક ગેરહાજર હોય ને એક કલાક તેનો વર્ગ લેવો હોય તો કંટાળે છે ને ન છૂટકાનું કામ કરે છે. જે શિક્ષક કામથી કંટાળતો નથી ને પોતાના વખતનો પૂરેપૂરો સદુપયોગ કરે છે તે સર્વથા વિજયીજ થાય છે. એક એવા શિક્ષક હતા કે તે પોતાની

પાઘડી ટેબલ પર મૂકી છોકરાઓને શિખવતાં શિખવતાં ઝોકાં ખાય. એ ગફલતનો લાભ લઈ ટીખલી છોકરાઓ પાઘડી ટેબલની નીચે કે અન્ય સ્થળે સંતાડે ને પછી કહે 'શાસ્ત્રીબાવા, હેડમાસ્તર સાહેબ આવ્યા છે.' શાસ્ત્રીજી હાંફલાફાંફલા પાઘડી શોધવા મંડી પડે ને બોલે, 'એકૂશ, મારી પાઘડી ક્યાં છે? બોલો: **रामः, रामौ, रामाः**'. આવા પ્રસંગો ઘણા નથી બનતા એ ખરું છે; પણ શિક્ષણનો કેટલોક વખત નકામાં કામમાં કે રસળવામાં કે અન્ય રીતે ગુમાવતા ઘણા શિક્ષકો જોવામાં આવે છે. વ્યવસ્થામાં ભંગ કરનારને પ્રતિષ્ઠામાં હાનિ કરનાર આથી વિશેષ બીજું કંઈ નથી.

૪. **જ્ઞાન—જ્ઞાન** વગર તો પ્રતિષ્ઠા નજ પડે એ ખુલ્લુંજ છે. જ્ઞાનમાં વિષયનું જ્ઞાન ને તે શિષ્યને પ્રાપ્ત કરાવવાની પદ્ધતિનો સમાવેશ થાય છે. જેમ જ્ઞાન અધિક તેમ શિષ્યવર્ગનો પૂજ્યભાવ પણ અધિક. ગણિતનો વિષય; કે સંસ્કૃતનો વિષય, કે 'સાયન્સ' (વિદ્યા)નો વિષય મારાથી શિખવી શકાશે નહિ એમ ગ્રૅજ્યુએટ થયેલા શિક્ષકો પણ કહેતાં શરમાતા નથી. આવી સ્થિતિમાં શિક્ષકોની પ્રતિષ્ઠા ઘટે તો તેમાં શી નવાઈ? શાળાના તમામ વિષયો શિખવવાને શિક્ષક તૈયાર રહેવું જોઈએ. કોઈ પણ વિષયમાં કાચા ન હોવું જોઈએ. કોઈ શિક્ષકની ગેરહાજરીમાં તેનો વર્ગ લેવો પડે તો તે વર્ગમાં પણ તેની પ્રતિષ્ઠા સચવાવી જોઈએ. કોઈ પણ પ્રસંગે પ્રતિષ્ઠાની હાનિ ન થાય તેને માટે તેણે સાવધ રહેવું જોઈએ.

૫. **શિષ્યવૃત્તિ**—આ કારણથી શિક્ષકે હમેશ શિષ્યવૃત્તિ રાખવી, જ્ઞાનમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કર્યાજ કરવી, ને પોતાને કામના દરેક વિષયમાં જેમ જેમ સંશોધન થઈ કાલક્રમે વૃદ્ધિ થતી જાય તેમ તેમ પોતાના જ્ઞાનમાં પણ વૃદ્ધિ કરવી. શિક્ષકે વર્તમાનપત્રો વાંચતાંજ રહેવું જોઈએ. એમ ન કરે તો તે બહુશ્રુત થાય નહિ. ખાન બહાદુર જમશેદજી અરદેશર દલાલ કહેતા કે ન્યુસપેપરો સાધારણ માણસો, વેપારીઓ, ને વકીલો જેટલાં વાંચે છે તેટલાં પણ ગ્રૅજ્યુએટ શિક્ષકો વાંચતા નથી. ડૉક્ટર સેલ્બી કહેતા કે 'ટાઈમ્સ ઑવ્ ઇન્ડિઆ' જેવા અંગ્રેજી ન્યુસ્પેપરનું સારું વાચન રાખે તો દરેક પ્રકારના જ્ઞાનમાં ઘણો વધારો થાય. પણ કેટલાક શિક્ષકો કોઈ પણ પ્રકારનાં ન્યુસ્પેપરો વાંચતાજ નથી. આથી ઘણી બાબતના તેઓ અજ્ઞાન રહે છે; માટે સમયે સમયે થતી જ્ઞાનવૃદ્ધિને અનુસારે પોતાના જ્ઞાનમાં પણ વૃદ્ધિ ક

રહેવું એ અબહુશ્રુતપણાનું લક્ષણ છે અને બહુશ્રુતપણું શિક્ષકને આવશ્યક છે. એની ખામીને લીધે ઇતિહાસ ને ભૂગોળ જેવા વિષયના શિક્ષણને કેટલા બધા શિક્ષકો નીરસ બનાવે છે! એક શિક્ષકનું તો એ વિષયનું જ્ઞાન એટલું અપૂર્ણ હતું કે હાથમાં પુસ્તક લઈને શિખવતાં પણ તેને શરમ આવતી નહોતી. માત્ર વાંચી વાંચીને પ્રશ્નો પૂછતો ને તેમ કરવામાં પણ હોશિયારી નહોતી, તેથી બધું વાંચી ઘણીખરી વખતે 'In the year?' (કઈ સાલમાં?)—એવાજ સવાલ પૂછતો? બીજો એક શિક્ષક જે ઘણો મહેનતુ હતો ને જેને ગણિતના ઘણા દાખલા મોંહે હતા તે એડિથ થૉમ્પ્સનકૃત ઇંગ્લંડના ઇતિહાસ માંથી એક પછી એક પૅરેગ્રાફ મોંહે બોલાવતો. પૅરેગ્રાફના મથાળામાં જે આપ્યું હોય તે મથાળું કહે એટલે કવિતાના મુખપાઠની પેઠે છોકરાઓને ઇતિહાસનાં પાનાં મોંહે બોલી જવા પડતાં. જ્યાં આ પ્રકારનું શિક્ષણ હોય ત્યાં શિષ્યવર્ગનો પૂજ્યભાવ ન થાય તો તેમાં શિક્ષકનોજ દોષ છે એ ખુલ્લું છે. એથી ઉલટું એક શિક્ષક ઇંગ્લંડના ઇતિહાસ જેવો વિષય એવો તો રસિક કરતો કે તેના શિષ્યોને ઘેર તે વિષયનું એક પણ પાનું વાંચવાની જરૂર પડતી નહોતી. માત્ર જે રાજ્યની હકીકત અમુક દિવસે શિખવવાની હોય તેટલુંજ સારી પેઠે વાંચી તૈયાર કરી આવવાથી ઇતિહાસનું શિક્ષણ કોઈ પણ શિક્ષક રસિક કરી શકતું નથી. આખો વિષય તેના હૃદયમાં રમી રહેલો હોવો જોઈએ. એમ હોય તોજ તે વિષયનું પુનરાવર્તન કરી શકે છે, જાણીતા સાથે અજાણ્યાનો સંબંધ જોડવાનું શિક્ષણસૂત્ર સાચવી શકે છે, અને શિષ્યના મન પર ઊંડા સંસ્કાર પાડી શકે છે. ભૂગોળના જૂના શિક્ષણમાં ને હાલના શિક્ષણમાં ઘણો ફેરફાર થઈ ગયો છે. અગાઉ પ્રાકૃતિક ભૂગોળ પર હાલનાં જેવું ધ્યાન અપાતું નહોતું ને શહેરો, નદી, પર્વત, સામુદ્રધુની, અખાત, દ્વીપ, દ્વીપકલ્પ, સંયોગીભૂમિ વગેરે સ્થળોનાં નામ ને નકશામાં તેમનાં સ્થાન બતાવવાનુંજ ઘણે ભાગે શિક્ષણ અપાતું. એવે સમયે પણ થોડાજ શિક્ષકો ચાલાકીથી વિષયનું પુનરાવર્તન કરી શકતા. એક શિક્ષકને એ વિષય એવો સારો રમી રહ્યો હતો કે આખી દુનીઆનો નકશો ટંગાવી તે બહુજ ચપળતાથી ઉપરા ઉપરી પ્રશ્નો પૂછી નકશામાં બતાવવા માટે છોકરાઓને એક સ્થળેથી બીજે સ્થળે દોડાવી મૂકતો. સારાંશ એ કે ઇતિહાસભૂગોળ જેવા વિષયો

શિક્ષકોને બરાબર આવડતા ન હોય, માત્ર અમુક દિવસે ચલાવવા જેટલોજ ભાગ નહિ પણ સમગ્ર વિષય તેના મનમાં બરાબર રમી રહ્યો ન હોય તો તેનું શિક્ષણ શુષ્ક થાય ને છોકરાઓમાં તેનું ગૌરવ ઘટી જાય.

**સંસ્કૃતશિક્ષણ**—શિક્ષકના અસંપૂર્ણ જ્ઞાન ને વિષય પર પૂરતા પ્રેમના અભાવને લીધે સંસ્કૃત ભાષાના શિક્ષણને ઘણે સ્થળે, મુખ્યત્વે ગુજરાતમાં કેટલું બધું નુકસાન થાય છે ને કેટલા બધા શિષ્યોનાં ભવિષ્યની ખરાબી થાય છે! અગાઉ જ્યારે મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં સંસ્કૃતનો વિષય ઐચ્છિક હતો, ત્યારે ઘણા શિષ્યો સંસ્કૃતને બદલે ગુજરાતી લઈ પાસ થઈ કૉલેજમાં દાખલ થતા ને ત્યાં સંસ્કૃતના અજ્ઞાનને લીધે તેમને ઘણું વેઠવું પડતું. કેટલાક અથડાતા કૂટાતા ઘણે વરસે પાસ થતા, કેટલાક એ વિષયમાં અતિશ્રમ કરતા તો તેમના બીજા વિષયો કાચા રહેતા, ને કેટલાકનો તો પત્તોજ ખાતો નહિ, ને બેત્રણ વરસે કાળ ને દ્રવ્યનો મિથ્યા વ્યય કરી કૉલેજ છોડવી પડતી. આવી સ્થિતિમાં ઘણા શિષ્યોને સંસ્કૃત શિક્ષણને નિંદતા મેં સાંભળ્યા છે ને તેમાં તેઓ જે દોષ શિક્ષકને માથે મૂકતા તે વાજબીજ લાગતો. ગમે તેવો કઠણ વિષય પણ સારો શિક્ષક રસિક કરી શકે છે ને વિષય રસિક થાય તો તેને માટે જોઈતો શ્રમ લેવા પણ શિષ્યો અચકાતા નથી. સંસ્કૃત ભાષામાં સાહિત્યનો કેવો ભંડાર છે તેનો કંઈક ખ્યાલ જો છોકરાઓને આપવામાં આવે, તેમજ આરંભથીજ તેમના અધિકારને અનુસરી ઉત્તમ પદ્યો મોંએ કરાવવામાં આવે તો તેમને ભાષા પર પ્રેમ થાય, વિશેષ જ્ઞાન સંપાદન કરવા જરૂરનો શ્રમ લેવાનું મન થાય, ને ઉત્તમ કાવ્યો મોંએ કરવાથી તેમનો ભાષા પર કાબુ વધતો જાય.

**કાવ્ય**—કોઈ પણ ભાષાનું ઊંચા પ્રકારનું જ્ઞાન મેળવવાનો ઉત્તમ માર્ગ તે ભાષાનું કાવ્યરૂપી સાહિત્ય શીખવું ને ઉત્તમ કાવ્યો મોંએ કરવાં એ છે. આ શૈલીથી ઘણાં માણસોએ ભાષાનું પરિપૂર્ણ જ્ઞાન મેળવ્યું છે. માત્ર બાઇબલ કે શેક્સપીઅર શીખીને કેટલાક પરદેશીઓએ અંગ્રેજી ભાષાનું ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું છે એમ વાંચવામાં આવે છે. મૅટ્રિક્યુલેશન ક્લાસમાં જો અંગ્રેજી ને સંસ્કૃત કાવ્યોમાંથી તેમની શક્તિ પ્રમાણે ઉત્તમ કાવ્યો તેમને શિખવવામાં આવે ને તેમાંનાં મોંએ કરવા જેવાં મોંએ કરાવાય તો એ ભાષા તરફ તેમને પ્રેમ ઉત્પન્ન થાય ને આગળ જતાં તેમને ઘણો લાભ થયા વિના રહે નહિ.

આમ કરાવવાથી અંગ્રેજી ને સંસ્કૃત કાવ્યોનું તારતમ્ય છોકરાઓ સહેલથી સમજશે; ને કેટલાક મહાન પુરુષો જેમનો અભ્યાસ એ બેમાંથી એક ભાષા તરફ વિશેષ વળ્યો હોય છે તેઓને તેજ ભાષામાં ખુબીદાર કાવ્ય માલમ પડે છે તેમનું માનવું સત્ય છે કે નહિ તે તેઓ પણ સમજી શકશે. દરેક ભાષાની ખૂબી ન્યારી છે. એક ભાષામાં જેવી શબ્દચમત્કૃતિ ને અર્થચમત્કૃતિ હોય છે તેવીજ ચમત્કૃતિ બીજી ભાષામાં ન પણ હોય. એક ભાષાની રૂઢિ ને સ્વરૂપને જે અનુકૂળ હોય તે બીજીને નએ હોય. પણ બંને ભાષામાં જે ઉત્તમ છે તે તો સર્વને પ્રિય લાગે છે, સર્વનાં મન આકર્ષે છે, ને સર્વને હૃદયંગમ થાય છે.

અપૂર્ણ.

## કાવ્ય ને શાસ્ત્રના વિનોદો.

( ચાલુ પૃ. ૪૧૧ થી ).

૨. પ્રાતઃકાળ ને સાયંકાળ પર કેટલાંક સુંદર કાવ્યો.

પ્રાતઃકાળનું વર્ણન નીચેના શ્લોકોમાં બહુ સારૂં કર્યું છે :—

विरलविरलाः स्थूलास्ताराः कलाविव सज्जना
मन इव मुनेः सर्वत्रैव प्रसन्नमभून्नभः ।
व्यपसरति च ध्वान्तं चित्तात् सतामिव दुर्जनः
व्रजति च निशा क्षिप्रं लक्ष्मीर्निरुद्यमनादिव ॥

સવારના પાંચેક વાગતાના સુમારના આકાશના દેખાવનું આ વર્ણન કેવું સુંદર છે !

આકાશમાં માત્ર સ્થૂલ તારાજ જોવામાં આવે છે ને તે પણ અતિવિરલ છે, ઘણા થોડાજ છૂટાછવાયા દેખાય છે, તેને માટે કવિ ઉપમાલંકાર આપે છે કે જેમ કળિયુગમાં સજ્જનો વિરલ ને ગોટા મોટા હોય તેજ જોવામાં આવે છે, તેમ દુષ્ટ સમયમાં–ખરાબ પરિસ્થિતિમાં–માત્ર ખરેખરા સત્પુરુષો હોય છે–ને તે અતિવિરલજ હોય છે–તેજ પોતાનો સદાચાર રાખી રહે છે.

બીજા પાદમાં કહ્યું છે કે સર્વત્ર આકાશ પ્રસન્ન ( સાફ, નિર્મળ, તારા

શિક્ષકોને બરાબર આવડતાં ન હોય, માત્ર અમુક દિવસે ચલાવવા જેટલોજ ભાગ નહિ પણ સમગ્ર વિષય તેના મનમાં બરાબર રમી રહેલો ન હોય તો તેનું શિક્ષણ શુષ્ક થાય ને છોકરાઓમાં તેનું ગૌરવ ઘટી જાય.

**સંસ્કૃતશિક્ષણ**—શિક્ષકના અસંપૂર્ણ જ્ઞાન ને વિષય પર પૂરતા પ્રેમના અભાવને લીધે સંસ્કૃત ભાષાના શિક્ષણને ઘણે સ્થળે, મુખ્યત્વે ગુજરાતમાં કેટલું બધું નુકસાન થાય છે ને કેટલા બધા શિષ્યોનાં ભવિષ્યની ખરાબી થાય છે! અગાઉ જ્યારે મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં સંસ્કૃતનો વિષય ઐચ્છિક હતો, ત્યારે ઘણા શિષ્યો સંસ્કૃતને બદલે ગુજરાતી લઈ પાસ થઈ કૉલેજમાં દાખલ થતા ને ત્યાં સંસ્કૃતના અજ્ઞાનને લીધે તેમને ઘણું વેઠવું પડતું. કેટલાક અથડાતા કૂટાતા ઘણે વરસે પાસ થતાં, કેટલાક એ વિષયમાં અતિશ્રમ કરતાં તો તેમના બીજા વિષયો કાચા રહેતા, ને કેટલાકનો તો પત્તાજ ખાતો નહિ, ને બેત્રણ વરસે કાળ ને દ્રવ્યનો મિથ્યા વ્યય કરી કૉલેજ છોડવી પડતી. આવી સ્થિતિમાં ઘણા શિષ્યોને સંસ્કૃત શિક્ષણને નિંદતા મેં સાંભળ્યા છે ને તેમાં તેઓ જે દોષ શિક્ષકને માથે મૂકતા તે વાજબીજ લાગતો. ગમે તેવો કઠણ વિષય પણ સારો શિક્ષક રસિક કરી શકે છે ને વિષય રસિક થાય તો તેને માટે જોઈતો શ્રમ લેવા પણ શિષ્યો અચકાતા નથી. સંસ્કૃત ભાષામાં સાહિત્યનો કેવો ભંડાર છે તેનો કંઈક ખ્યાલ જો છોકરાઓને આપવામાં આવે, તેમજ આરંભથીજ તેમના અધિકારને અનુસરી ઉત્તમ પદ્યો મોંએ કરાવવામાં આવે તો તેમને ભાષા પર પ્રેમ થાય, વિશેષ જ્ઞાન સંપાદન કરવા જરૂરનો શ્રમ લેવાનું મન થાય, ને ઉત્તમ કાવ્યો મોંએ કરવાથી તેમનો ભાષા પર કાબુ વધતો જાય.

**કાવ્ય**—કોઈ પણ ભાષાનું ઊંચા પ્રકારનું જ્ઞાન મેળવવાનો ઉત્તમ માર્ગ તે ભાષાનું કાવ્યરૂપી સાહિત્ય શીખવું ને ઉત્તમ કાવ્યો મોંએ કરવાં એ છે. આ શૈલીથી ઘણાં માણસોએ ભાષાનું પરિપૂર્ણ જ્ઞાન મેળવ્યું છે. માત્ર બાઇબલ કે શેક્સપીઅર શીખીને કેટલાક પરદેશીઓએ અંગ્રેજી ભાષાનું ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું છે એમ વાંચવામાં આવે છે. મૅટ્રિક્યુલેશન ક્લાસમાં જો અંગ્રેજી ને સંસ્કૃત કાવ્યોમાંથી તેમની શક્તિ પ્રમાણે ઉત્તમ કાવ્યો તેમને શિખવવામાં આવે ને તેમાંનાં મોંએ કરવા જેવાં મોંએ કરાવાય તો એ ભાષા તરફ તેમને પ્રેમ ઉત્પન્ન થાય ને આગળ જતાં તેમને ઘણો લાભ થયા વિના રહે નહિ.

क्षणात् क्षीणास्तारा नृपतय इवानुद्यमपरा
न दीपा राजन्ते विनयरहितानामिव गुणाः ॥

પૂર્વ દિશા પીળચટી થઈ:-કોના જેવી? સુવર્ણનું પ્રાશન કરી પારો થાય છે તેવી. પ્રાતઃકાળમાં ઊઠીને આકાશ તરફ નજર કરીએ છીએ તો અરુણોદય થયો હોય છે તેથી આકાશમાં પીળચટા-લાલાશ પડતા ને પીંળાશ પડતા-પટા દેખાય છે તે સુવર્ણની અંદર પારો મારેલો હોય તેવા દેખાય છે. પ્રાતઃકાળમાં આકાશના આવા દેખાવનું વર્ણન અંગ્રેજ કવિઓએ પણ કર્યું છે. જુઓ મિલ્ટન શું કહે છે?

Now Morn, her rosy steps in the eastern clime
Advancing, sowed the earth with orient pearl.

હવે ઉષાદેવીએ પૂર્વ પ્રદેશમાં, પોતાનાં ગુલાબી પગલાંથી પ્રચાર કરી, પૃથ્વી પર પ્રકાશિત મોતી (ઝાકળનાં ટીપાં) પાથર્યાં. કાઉપર પણ કંઈક એવાજ વિચાર દર્શાવે છે:-

'Tis Morning; and the Sun with ruddy orb
Ascending, fires the horizon, . . . . . . .

પ્રાતઃકાળ થયો છે; અને સૂર્ય, રાતા બિંબ સહિત ઊંચે ચઢી, દૃષ્ટિમર્યાદાને જાણે સળગાવી મૂકે છે.

બીજા પાદમાં કવિ કહે છે કે ચંદ્ર પ્રકાશરહિત, નિસ્તેજ દેખાય છે. કોના જેવો? ગામડીઆઓની સભામાં વિદ્વાન્ જેવો દેખાય તેવો. વિદ્વાન્ પુરુષ વિદ્વાનોની સભામાંજ શોભે છે. ગ્રામ્ય પુરુષોની સભામાં શોભતો નથીજ. તે ત્યાં જેવો ઝંખવાણો પડી જાય છે, તેવો અરુણોદય થયે આકાશમાં ચંદ્ર ઝાંખો થાય છે.

ત્રીજે પાદ શું કહે છે? કહે છે કે ક્ષણમાં તારા ક્ષીણ થઈ જાય છે, જેમ અનુદ્યમમાં લીન થયલા રાજાઓ ક્ષીણ થાય છે તેમ. જ્યાંસુધી રાજાઓ ઉદ્યોગી છે ત્યાંસુધીજ તેમની સમૃદ્ધિ છે. મહાન્ રોમન રાજ્યનો અસ્ત થવાનાં કારણોમાં પણ 'વિલાસ' ને 'આળસ' એ મુખ્ય હતાં.

પ્રાતઃકાળે દીવાઓ શોભતા નથી: કેવી રીતે? વિનયથી રહિત હોય

તેના ગુણો શોભે નહિ તેમ. વળી, विद्या विनयेन शोभते-વિદ્યા પણ વિનયથી શોભે છે. વિનય એ સર્વ ગુણોને શોભાવનાર છે.

બંને શ્લોકોમાં પ્રાતઃકાળના સમયનું ઉત્તમ વર્ણન અને તે વર્ણનની સાથે ઉપદેશ પણ સમાયલો છે. અંગ્રેજી કાવ્યોમાં કુદરતના વર્ણનથી કવિ નીતિનો બોધ કરે છે, માટે એ કાવ્યો ઉત્તમ છે ને એવાં કાવ્યો સંસ્કૃતમાં નથી એમ કેટલાક એકદેશી વાચકોનું ધારવું કેવું ભૂલભરેલું છે તે આથી સ્પષ્ટ જણાશે. પ્રાતઃકાળના આ વર્ણનોમાં કેવો નીતિબોધ સમાયો છે તે ઉપર દર્શાવ્યું છે. બીજા બે શ્લોકો પણ એવીજ જાતના છેઃ—

यात्येकतोऽस्तशिखरं पतिरोषधीना-
माविष्कृतारुणपुरःसर एकतोऽर्कः ।
तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्यां
लोको नियम्यत इवात्मदशान्तरेषु ॥

આ કાલિદાસનો શ્લોક છે. એમાં કવિ કહે છે કે એક તરફ ચંદ્ર અસ્તગિરિ પર ચઢે છે ને બીજી તરફ સૂર્ય અરુણને પોતાના પુરોગામી તરીકે દર્શાવે છે. બંને તેજસ્વી પદાર્થોના એકી વખતે અસ્ત ને ઉદયથી લોકો પોતાની ભિન્ન દશાઓમાં જાણે નિયમિત ન થતા હોય એમ છે. પ્રકૃત સંભવી અર્થની તેના સદૃશ અસંભવી અર્થ સાથે એકરૂપ તરીકે જે સંભાવના તે ઉત્પ્રેક્ષા. સૂર્ય ને ચન્દ્રના ઉદય ને અસ્તની લોકોને સંપત્તિ ને વિપત્તિમાં નિયમમાં મૂકનાર તરીકે સંભાવના છે, માટે ઉત્પ્રેક્ષા છે. इव શબ્દ ઉત્પ્રેક્ષાનો વ્યંજક હોવાથી અહિં ઉત્પ્રેક્ષા વાચ્ય છે. અર્થાત્, તેજસ્વી દેવોને પણ એકી વખત અસ્ત ને ઉદય જોવામાં આવે છે, તો લોકોમાં અસ્તોદય જોવામાં આવે તેમાં શી નવાઈ? જગત્સ્થિતિનાં કારણરૂપ બે તેજસ્વી પદાર્થની પણ આવી દશા છે તો અન્યને માટે તો કહેવુંજ શું? સંપત્તિ ને વિપત્તિમાં મહાન્ પુરુષોએ એકરૂપજ રહેવું જોઈએ. સંપત્તિમાં અતિહર્ષ ન પામવો ને વિપત્તિમાં અતિખિન્ન ન થવું. એનીજ સાથે નીચેનો શ્લોક સરખાવોઃ—

कुमुदवनमपश्रि श्रीमदम्भोजषण्डं
त्यजति मुदमुलूकः प्रीतिमांश्चक्रवाकः ।

उदयमहिमरश्मिर्याति चास्तं हिमांशु-
र्हतविधिलसितानां ही विचित्रो विपाकः ॥

ચંદ્રકમળનું વન શોભારહિત થાય છે. સૂર્યકમળનો સમૂહ શોભાયુક્ત થાય છે; ઘુવડ આનન્દ તજે છે, (દિવાભીત છે તેથી દિવસે અંધ હોવાથી) ચક્રવાક પ્રીતિમાન્ થાય છે (રાત્રીએ પ્રિયાથી વિયુક્ત હોય છે ને દિવસે પ્રિયાથી સંયુક્ત હોય છે તેથી); સૂર્ય ઉદય પામે છે ને ચંદ્ર અસ્ત પામે છે; હી એ વિસ્મયવાચક છે. માઘ કવિનું આ સુંદર પદ્ય છે. કારણથી કાર્યનું સમર્થન કર્યું છે. એને પણ અલંકારસર્વસ્વકાર **અર્થાન્તરન્યાસ** માને છે. જેમાં સામાન્ય બાબતથી વિશેષ બાબતનું ને વિશેષથી સામાન્યનું સમર્થન કર્યું હોય એ અલંકાર અર્થાન્તરન્યાસ છે, કાર્યથી કારણના સમર્થનને ને કારણથી કાર્યના સમર્થનને પણ અલંકારસર્વસ્વકારાદિ અર્થાન્તરન્યાસ ગણે છે. આ પ્રમાણે સામસામું ચિત્ર પ્રાતઃકાળ સમયના વર્ણનમાં કવિ દર્શાવે છે ને તે પરથી શો ઉપદેશ કાઢે છે? અરેરે! નિન્દ્ય વિધિની ક્રીડાનું વિચિત્ર પરિણામ છે. એકને સુખી કરે છે, બીજાને દુઃખી કરે છે.

कालः काल्या भुवनफलके क्रीडति प्राणिशारैः ।

કાળ પોતાની સ્ત્રીની સાથે ભુવનરૂપી બાજી પર પ્રાણિરૂપી સોકટાં વડે રમે છે.

આ વર્ણનો સાથે આપણા ગુર્જર કવિનાં એક બે પ્રાતઃકાળનાં વર્ણન સરખાવો—

'આદિત્ય આભામ વિશેષ થાય, શશાંક ઝાંખો પડતો જણાય;
બલિષ્ઠનો આગમ જાણી જેમ, ઝાંખો પડે નિર્બળ ભૂપ તેમ.
શશાંકનો છેક ઘટ્યો પ્રકાશ, ગૈયો દિસે પશ્ચિમ દીશ પાસ;
જાણે બજાવા ઘડી પૂર્ણ થાને, આકાશ ટાંગી ઘડીઆળ આને.
અધૅર ટાંગી ન શક્યો શશાંક, પડ્યો શશીને શિર એક વાંક;
તેનો રવિદેવ તપાસ લીધો, જાણે શશીને પદભ્રષ્ટ કીધો.'

---

'ચાર અજવાળું તે જાય વધતું અને પૂર્વ દીશા બહુ લાલ થાએ;
બિંબ સૂર્યતણું તે નીકળે ઝટ પછી; દિગ તણો રંગ બદલાઈ જાએ.

નજર દરિ રાખતાં તેજમાં ઝાંખતાં, બિમ્બમાં બિમ્બ તરતું જણાએ;
ચક્ર આકારમાં ફરી ઉંચુ આવતું, કૂદતું દેખિ આનંદ થાએ.

જાગ મુજ વા'લા બાલ પંખી વન બોલે,
અને અન્ય પ્રભાતીઆં.

---

ત્યાં પેલું જો હરિણું નદનટ પર એ ચાવતું ઘાસ નીલું,
આછાં રૂડાં રૂપેરી કિરણ રવિતણાંએ બધું ઘાસ છાયું,
વૃક્ષોનાં ઝુંડ ઉંચાં પર લળકી રહી વેલડી કુંમળી, જો,
પુષ્પોના પુંજ ઝુમ્યા, વિવિધવિલસતાં આ રૂપાળા લજ્યા, જો!
કુંજોમાં ત્યાં ઉડન્તું બુલબુલ રમતું, બેસતું ને ફરંતું,
ઓ! ત્યાં બેઠું લપી ચંડુલ ગુલ પર જો વાણી મીઠી લવંતું,
ત્યાં આકાશે પડયો છે સ્થિરઘન કટકો શ્વેતને પિંગળો તે,
તેજસ્વી એ ડગે છે નિજરૂપ બદલી, શાન્ત પાછો થયો છે.
(આ શ્લોકામાં યતિભંગ છે).

જો ને પેલી દીન, કુમુદિની એકલી,
મુખડું નીચું ઢાળી, આંસુડાં ટાળતી.
વ્હાલો ચન્દ્ર પણ પ્રિયાવિયોગે વ્યાકુળો,
મન્દ કાન્તિ અતિ મન્દ મન્દ પંગલાં ભરે.
તેજસ્વી આ પેલું રાતું બિમ્બ જો;
ઉદય-શિખર મસ્તકમણિ શું શું શોભતું!
કમલિની ખીલી ખીલી હશી હશી ધોળા કેસરે,
મધુકર ગુંજરે એ ગાની ગીતડાં.

નીચેનું મિલ્ટનનું સાંજનું વર્ણન ઘણું ઉત્તમ છે.

'Now came still Evening on, and twilight gray
Had in her sober livery all things clad;
Silence accompanied; for beast and bird,
They to their grassy couch, these to their nests
Were slunk, all but the wakeful nightingale.'

She all night long her amorous descant sung.
Silence was pleased. Now glowed the firmament
With living sapphires; Hesperus that led
The starry host, rode brightest till the moon,
Rising in clouded Majesty, at length
Apparent Queen, unveiled her peerless light
And o'er the dark her silver mantle threw.'

હવે શાન્ત સંધ્યા પ્રકટ થઈ, અને નીલ જ્યોતિએ સર્વ પદાર્થોને પોતાનો ગંભીર વાઘો પહેરાવ્યો. શાન્તિ પણ સાથે આવી; કેમકે પશુ ને પક્ષી–એક પોતાના ઘાસના શયનસ્થાનમાં ને બીજા માળામાં લીન થયાં, જાગ્રત્ બુલબુલ પક્ષી સિવાય સર્વેએ આરામ લીધો. બુલબુલ પક્ષીએ તો આખી રાત પોતાનું પ્રેમી ગીત ગાયું. શાન્તિ દેવી પ્રસન્ન થઈ. હવે નભોમંડળમાં અગ્રણી હેસ્પીરસ સર્વથી વિશેષ પ્રકાશમાન થતો ઉદયારૂઢ થયો; અન્તે ચન્દ્ર રાજાએ, મેઘથી આચ્છાદિત થયલો ઉદય પામી, પોતાના અનુપમ પ્રકાશનો આવિર્ભાવ કર્યો અને સર્વ અન્ધકારવાળા પ્રદેશને પોતાનાં રૂપેરી કિરણરૂપ વસ્ત્ર ઓરાડી દીધાં.

### ૩. ચન્દ્રકલંક વિષે કવિકલ્પના.

અપહ્નુતિ ને ઉત્પ્રેક્ષાથી કવિ વિચિત્ર પણ મનોરમ કલ્પના દર્શાવે છે. એવી કલ્પનામાં કવિ ગમે તેટલા ઊંચા જાય છે, તોપણ કંઈક સુશ્લિષ્ટતા–બંધ બેસતું આવે એવો ગુણ હોય છે. કેવલ ક્લિષ્ટ કલ્પના, કોઈના હૃદયમાં ઉતરે એવી નહિ એવી હતી નથી. એક બે દાખલા નીચે આપ્યા છે:—

अङ्कं केऽपि शशङ्किरे जलनिधेः पङ्कं परे मेनिरे
सारङ्गं कतिचिच्च संजगदिरे भूच्छायमैच्छन् परे ।
इन्दौ यद्दलितेन्द्रनीलसकलश्यामं दरीदृश्यते
तत् सान्द्रं निशि पीतमन्धतमसं कुक्षिस्थमाचक्ष्महे ॥

ચન્દ્રમાં કલંક છે તેને વિષે કેટલાક ચિહ્ન–ડાઘ છે એવી શંકા કરી,

બીજાએ ( ચન્દ્ર સમુદ્રમાંથી મન્થન કરી કાઢેલાં ચૌદ રત્નમાંનો હોવાથી) સમુદ્રનો એ કાદવ છે એમ ધાર્યું, કેટલાક હરણ છે એમ કહ્યું, અને બીજાઓએ પૃથ્વીની એ છાયા છે એમ ધાર્યું. ( કવિ કહે છે કે મારા વિચાર પ્રમાણે એ બધા ખોટા છે). ચન્દ્રમાં જે ભાગેલા ઇન્દ્રનીલ પથ્થરના જેવું શ્યામ અતિશય દેખાય છે તે ગાઢ અન્ધકાર રાત્રે ચન્દ્ર પી જાએ છે તે તેના પેટમાં રહેલો છે, એમ અમે તો કહીએ છીએ. ચન્દ્ર ઊગે છે, ત્યારે રાત્રે અન્ધારૂં ક્યાં જાય છે.? ચન્દ્ર પી જાય છે ને તે આ કલંકરૂપે એના પેટમાં દેખાય છે. અર્થાત્, ચન્દ્રમાં જે કલંક દેખાય છે તે કલંક નથી, પણ રાત્રે જે અન્ધારૂં ચન્દ્ર પી જાય છે તે તેના પેટમાં રહેલું છે. પ્રકૃત-વર્ણ્ય કલંકનો નિષેધ કરી અન્ય-અપ્રકૃત સત્ય તરીકે સ્થપાય છે, માટે તે **અપહ્નુતિ** અલંકાર છે, ને અપહ્નવ-નિષેધ ઉક્ત નથી માટે અપહ્નુતિ અલંકાર ગમ્ય છે.

> यदेतच्चन्द्रान्तर्जलदलवलीलां वितनुते
> तदाचष्टे लोकः शशक इति नो मां प्रति यथा ।
> अहं त्विन्दुं मन्ये त्वदरिविरहाक्रान्तरुणी-
> कटाक्षोल्कापातव्रणकिणकलङ्काङ्किततनुम् ॥

ચન્દ્રને વિષે વાદળાના કકડા જેવી શોભા જે આ વિસ્તારે છે (વાદળાનો નાનો ખંડ હોય એવી જે આ શોભા ધારણ કરે છે ) તેને લોક શશક છે-સસલું છે એમ કહે છે, પણ મારા વિચાર પ્રમાણે એમ નથી. હું તો ( હે રાજન્ ) ચન્દ્રને તારા શત્રુઓની વિરહથી યુક્ત થયલી તરુણ સ્ત્રીઓના કટાક્ષરૂપી મસાલના પડવાથી જે ઘા થયો છે તેના ડાઘાનું જેના શરીર પર ચિહ્ન થયું છે એવો માનું છું. વાચ્ય ઉત્પ્રેક્ષા છે; કેમકે દંડીએ **મન્યે** વગેરે શબ્દો ઉત્પ્રેક્ષાના વ્યંજક ગણ્યા છે.

આ ચાટુ ઉક્તિ છે. કવિ રાજાની સ્તુતિ કરે છે કે તું તારા શત્રુને મારી નાખે છે તેથી તેમના વિરહથી તેમની તરુણ સ્ત્રીઓ ચન્દ્રનું તેજ સહન કરી શકતી નથી. વિરહમાં ચન્દ્રનાં કિરણ શીતળ લાગવાને બદલે અસહ્ય ઉષ્ણ લાગે છે, તેથી તરુણ સ્ત્રીઓ તે તરફ ક્રોધથી કટાક્ષ નાખે છે, તે કટાક્ષને કવિ ઉલ્કાપાતનું રૂપ આપે છે ને તેથી જે વ્રણ થાય

છે તે પણ હમેશ બાણ મારવાથી કાંડા પર જે કિણ—આંટણ પડે છે તેના જેવો છે, તેનો ડાઘ ચન્દ્ર પર છે, કંઈ હરણ નથી એમ કવિ ઉત્પ્રેક્ષા કરે છે.

વળી એજ કલંક વિષે—

मन्थानभूमिधरमूलशिलासहस्र-
संघट्टनव्रणकिणः स्फुरतीन्दुमध्ये ।
छाया मृगः शशक इत्यतिपामरोक्ति-
स्तेषां कथंचिदपि तत्र हि न प्रसक्तिः ॥

સમુદ્રનું મન્થન કરતાર પર્વતના મૂળની હજારો શિલાના સંઘટ્ટનથી જે વ્રણનો ડાઘ પાડ્યો છે તે આ ચન્દ્રને વિષે શોભે છે. એ (પૃથ્વીની) છાયા છે, હરણ છે, સસલુ છે, એ તો અતિપામરોની—અસમર્થ કવિઓની ઉક્તિ છે, કેમકે એનો કોઈ પણ પ્રકારે સાં ચન્દ્રમાં પ્રસંગ નથી, એનો કોઈ પણ રીતે ચન્દ્રમાં સંબન્ધ ઘટતો નથી. અહિં યુક્તિપૂર્વક કલંકનો અપહ્નવ—નિષેધ છે, માટે અપ્પય્યદીક્ષિત એને હેત્વપહ્નુતિ કહે છે.

ज्योत्स्नाभस्मच्छुरणधवला बिभ्रती तारकास्थी-
न्यन्तर्धानव्यसनरसिका रात्रिकापालिकीयम् ।
द्वीपाद् द्वीपं भ्रमति दधती चन्द्रमुद्राकपाले
न्यस्तं सिद्धाञ्जनपरिमलं लाञ्छनस्य च्छलेन ॥

આ રાત્રિરૂપી યોગિની એક દ્વીપથી બીજે દ્વીપ ભમે છે. કેવી? ચન્દ્રિકારૂપી ભસ્મથી અંગલેપન કર્યું છે તેથી ધવલ, તારકારૂપી અસ્થિ ધારણ કરતી, અન્તર્ધાનરૂપી વ્યસન—ક્રીડાને વિષે રસિકા, ચન્દ્રરૂપી મુદ્રાકપાલ—દીક્ષા લેતી વખતે સ્વીકારેલુ કપાલ—તેમાં કલંકને નિમિષે—બહાને મૂકેલુ સિદ્ધાંજન ચૂર્ણ (જેથી પોતે આવિર્ભાવ ને તિરોભાવ યથેચ્છ કરી શકે એવું સાધન) ધારણ કરતી

અર્થાત્—ચન્દ્રમાં લાંછન દેખાય છે તે લાંછન નથી, પણ રાત્રિરૂપી યોગિનીનું સિદ્ધાંજન ચૂર્ણ છે, કે જે વડે તે મરજીમાં આવે તેમ આવિર્ભાવ ને તિરોભાવ કરે છે.

આ સાંગરૂપક છે, તેમાં અપહ્નુતિ પણ છેલ્લા પાદમાં છે.

"श्रीमन्नृसिंह नृपते भवतां यशोभिः
 क्षीरार्णवं स्वपितरं परिभूयमानम् ।
उत्पश्यतः सितकरस्य कुरङ्ग एष
 शोकाग्निधूम इव भाति तदात्मजस्य ॥

શ્રીમન્ નૃસિંહ રાજન, તમારા યશથી પોતાના પિતા ક્ષીર સમુદ્રને પરિભવ પામતો ધારનાર તેના પુત્ર ચન્દ્રનું આ હરણ તેના શોકાગ્નિના ધૂમ જેવું લાગે છે.

ચન્દ્ર ક્ષીરસમુદ્રમાંથી નીકળ્યો છે; માટે ક્ષીરસાગર એનો પિતા છે, એ પિતાનો નૃસિંહ રાજાના યશથી પરિભવ થતો જોયો (રાજાના યશનું શ્વેતત્વ ક્ષીરસાગરના શ્વેતત્વ કરતાં વિશેષ છે તેથી), તેથી તેનો પુત્ર ચન્દ્ર શોકાગ્નિથી બળવા માડ્યો ને તે અગ્નિનો આ હરણ જેવું દેખાય છે તે ધુમાડો છે. વાચ્યોત્પ્રેક્ષા છે.

### ૪. સુંદર અપહ્નુતિ ને ઉત્પ્રેક્ષા.

વળી એજ વિદ્યાધર કવિ કલંકને મૃગ ગણી નીચેની સુન્દર ઉત્પ્રેક્ષા કરે છે.

ननु मृगाङ्कमृगस्य तृणैर्विना
 कथममुष्य भविष्यति जीवितम् ।
इति मृगाङ्करुचः कुरुते तृणं
 तव कृपालु कलिङ्गपते यशः ॥

ખરેખર, ચન્દ્રના આ હરણનું તૃણ વિના જીવન શી રીતે રહેશે એમ ધારી, હે કલિંગના પતિ, તારો કૃપાળુ યશ ચન્દ્રને તૃણ કરે છે— અનાદર કરે છે.

અહિં તૃણકરણના શ્લેષથી બે અર્થ છે, એક અનાદર કરવો ને બીજો ઘાસ પુરૂં પાડવું. તેમાં અનાદર કરવાનો (રાજાનો યશ એવો શ્વેત છે કે શ્વેતપણામાં ચન્દ્રનો તિરસ્કાર કરે છે તેનો) 'ઘાસ સંપાદન કરવું' એની સાથે ઐક્ય તરીકે નિશ્ચય છે તેને અભેદાધ્યવસાય—અભેદાતિશયોક્તિ કહે

છે—ને એ અભેદાતિશયોક્તિ કૃપાળુત્વગુણરૂપ હેતુની ઉત્પ્રેક્ષામાં નિમિત્ત થાય છે. આ પ્રમાણે શ્લેષ જેનું મૂળ છે એવી **અભેદાતિશયોક્તિવાળું** ક્રિયાનિમિત્ત (તૃણકરણ) જેમાં છે એવી આ ગુણહેતુની (કૃપાળુત્વની) ઉત્પ્રેક્ષા છે. પણ અચેતન હોવાથી કૃપાળુ હોઈ શકે નહિ, માટે એમાં કૃપાળુત્વ ગુણની ઉત્પ્રેક્ષા છે ને તે ગમ્ય છે; કેમકે ઉત્પ્રેક્ષાવાચક **इव, मन्ये, शङ्के,** ઇત્યાદિ કોઈ શબ્દ નથી.

ઉત્પ્રેક્ષાના વિષયમાં કવિ પ્રેમાનંદની કેટલીક ઉત્તમ ઉત્પ્રેક્ષા નીચે આપી છે.—

જોઇ ભિમકસુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી;<br>
હંસને પણ થઈ ગટપટી, ચાલ ગોરીની આગળ મટી.<br>
રામા અંગની ગેમાવળી, વનસ્પતિ હવે મરે છે બળી;<br>
તેના વસ્ત્ર રચ્યા જળહળી, દેખી આભમાં પેમે વીજળી<br>
પગપાનીથી હાર્યો અળતો, રહે અસળાને પાયે લળતો;<br>
નેપુરનો નાદ સાંભળીનો, રહે ગાંધર્વનો સાથ બળતો.

---

દમયન્તીનો ચોટલો, દેખી અતિ મોહાગ;<br>
અભિમાન મુકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.<br>
ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;<br>
ચન્દ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય.<br>
કામિનીનો પરિમળ બેહેકે, ફળા શોભે લક્ષ;<br>
શકે ધરાધર વાસ લેવા, ચડયો ચદન વૃક્ષ.

---

પહેલા બે ઉતારામાં હેતૂત્પ્રેક્ષા છે ને તેનો દ્યોતક શબ્દ ન હોવાથી તે ગમ્ય છે. છેલ્લામાં વાચ્યોત્પ્રેક્ષા છે. શકે એ **शङ्के** સંસ્કૃતમાં આવે છે તેને સ્થળે છે.

**'मन्येशङ्केध्रुवंप्रायोनूनमित्येवमादिभिः ।**

**उत्प्रेक्षा व्यज्यते शब्दैरिवशब्दोऽपि तादृशः ॥**

સંસ્કૃતમાં દંડીના આ વચન પ્રમાણે **मन्ये, शङ्के** ઇત્યાદિ ઉત્પ્રેક્ષાવ્યંજક શબ્દો છે, ને **इव** શબ્દ પણ તેવોજ છે. પ્રેમાનંદે 'શકે' એ શબ્દનો ઉત્પ્રેક્ષાના વ્યંજક શબ્દ તરીકે અનેક સ્થળે પ્રયોગ કર્યો છે.

અપૂર્ણ.

---

# રામેશ્વરયાત્રા.

( ચાલુ પૃ ૪૧૩ થી ).

**મંડપમૂથી પંબન બીચ અથવા રામેશ્વરના સમુદ્રમાં.**

તા. ૭ મી જુન ૧૯૦૪.

**મન્દાક્રાન્તા.**

દૂરે છે શું ભુરૂં ભુરૂં કંઈ પેલું આકાશ રંગી
ગાડી સાધી સરી ત્વરિતથી આવ્યું તે પાસ કાંઈ;
રેતીવાળું સ્થળ સમીપ જ્યાં આવ્યું ત્યાં સર્વ બોલ્યા,
નિઃસંદેહે ' ઉદધિ ', ' જલધિ ', 'વારિધિ' ભિન્નતામાં.× ૧૨૨

× અતિ ઈપ્સિત વસ્તુ એકદમ પાસે આવે તો તે વિષે તે "આવી" એમ બધાથી જલદીથી બોલી દેવાય. ' દરિયો આવ્યો ' એમ હર્ષથી જુદી જુદી રીતે બોલી દેવાયું; આ લીટી એક સંસ્કૃત શ્લોક પરથી સૂચિત થઈ છે. તેમાં વાત હર્ષની નથી પણ ક્રોધની છે. તે શ્લોક નીચે પ્રમાણે છે. એમાં શિવ ને ષડાનન અથવા કાર્તિકસ્વામિ વચ્ચે સંવાદ છેઃ—

" अम्बा कुप्यति तात मूर्ध्नि विधृता गंगेयमुत्सृज्यतां
विद्वन्षण्मुख संततं मयि रता तस्या गतिः का वद ।
कोपाटोपवशाद्विवृद्धवदनः प्रत्युत्तरं दत्तवा-
नम्भोधिर्जलधिः पयोधिरुदधिर्वारांनिधिर्वारिधिः ॥

( " હે તાત ! માથા પર મુકેલી આ ગંગાને તજો; મારી મા કોપે છે, " આમ ષડાનન કહે છે; ત્યારે શિવ ઉત્તર આપે છે, " હે વિદ્વન્ ષડાનન ! તે મારે વિષે હમેશ આરક્ત છે, તેની શી ગતિ ? તે કયાં જાય ? " કોપના આટોપથી વધ્યું છે મોં જેનું એવા ષડાનને છ જુદા જુદા મુખમાંથી પ્રત્યુત્તર આપ્યોઃ—

" અમ્ભોધિ, જલધિ, પયોધિ, ઉદધિ, વારાંનિધિ, વારિધિ. " અર્થાત્, સમુદ્ર. નદીની ગતિ સમુદ્રમાં. ક્રોધના આવેશમાં હોવાથી છએ મુખેથી સામટું બોલાયું પણ મુખ જુદાં તેથી શબ્દો જુદા નીકળ્યા).

ઇચ્છા સર્વેતણી નિરખવા જે હતી વારિધિને
ઇચ્છા રામેશ્વર સુધી જવા તૃપ્તિને પોષતો તે;
ઇચ્છા એવી વધી બહુ જતાં સર્વ તે બોલી ઉઠયાં
ઇચ્છાતૃપ્તિ નિકટ દીસતાં હર્ષ ત્યાં ના સમાયો. ૧૨૩

ગાડી ધીમી વધુ વધુ પડી મંડપમ્* સ્થાન આવ્યું,
થોભી તે ત્યાં જરીક પછી ને પાછું એન્જીન ચાલ્યું;
સર્પાકારે વળતી વળતી વાંકી નીચે ગઈ ને,
ગાડી પ્હોંચી ઉદધિ સમીપે લેઈ સર્વે જનોને. ૧૨૪

યાત્રાળુઓ સકળ લઇને વેગળાં દોડી ચાલ્યા,
પાસે હેલું જલ પર હતું નાવ ત્યાં ગોઠવાયા;
નાનું તોએ ઉદધિ પર તે સર્વને રક્ષતું'તું,
નિર્ભ્રાંતિથી સ્થિર નિજ સ્થળે નાવ ના ડોલતું' તું. ૧૨૫

રજ્જુબંધો ઘડી રહી પછી છોડીઆ નાવિકોએ,
યંત્રોથી ત્યાં ગતિવતું થયું નાવ પાણીની મધ્યે;
ભૂમિ મૂકી જલ પર જતાં લેશ ના ખેદ લાગ્યો,
મૂકી તેને, નિજ મનતણો ઇષ્ટ આનંદ આવ્યો. ૧૨૬

આ પાસે છે નિકટ વસતું હિંદ દુર્ભાગી કેવું ?
સામે કાંઠે શુભ સ્થળ હસે કેવું રામેશ કેરું ?
ના ના આવો નથી કંઇ જરી ભેદ બે સ્થાન મધ્યે,
સાયંકાળે દીપી રહ્યું છ તે સૂર્યના તેજ માંહે. ૧૨૭

ચાલ્યા સર્વે જન સમીપ તે સુસ્થળે વારિમાર્ગે,
રજ્જુબંધો સર્વ દઇ હતું નાવ ચાલ્યું સુખે એ;

---

* મદુરાથી મંડપમ્ સુધી રેલ્વે ગાડીમાં જવું પડે છે ને મંડપમ્ સ્ટેશને સર્વેને ઉતરવું પડે છે. ત્યાંથી સામે કીનારે આવેલા પંબન બીચ સ્ટેશન સુધી સ્ટીમ લાંચમાં બેસી દરિયામાં મુસાફરી કરવી પડે છે. પંબનથી બે સ્ટેશન દૂર રામેશ્વરમ્ સ્ટેશન છે.

માયાબંધો દેહ જીવનનાં છોડીને જાવું એવાં,
'કાંઠે સામે' ત્વરિત ગતિથી 'સ્વર્ગે' વા 'સફુણીના'× ૧૨૮

મધ્યે આવ્યા ઉદધિ પર તે જોઈ આનંદ વ્યાપ્યો,
ચંડા ધીરા અનિલ મધુરે સ્વચ્છ ત્યાં વાત આપ્યો;
વારિ શાને ઉછળી ઉછળી નાંવ કંપાવતું' તું ?
ના ના એ તો નિજ સુહૃદ તે નાવથી ક્રીડતું'તું. ૧૨૯

ના છે સેતું ખડક નથી વા ભૂમિ સામાન્ય વા ના,
દૂરે છે શું નયનહરતું પાળ પાષાણ જેવું ?
હો તે હો વા નયનહરતું કાંઈ હો વા ન વા હો,
તે પેખીને સ્મૃતિ મધુરમાં રામનો શબ્દ આવ્યો. ૧૩૦

સેતુ રામે સમય પર તે બાંધીઓ ધર્મથી જે,
તે ધર્મો તે સમય કઠિનો સર્વ વિચારૂં આજે;
ભારે રામે કંઇ કંઇ દુખો વેઠી તે સેતુ બાંધ્યો,
હો બંધુઓ ! સુગમતર જે સેતુ તે કાં ન બાંધો ? ૧૩૧

અનુષ્ટુભ્.

સેતુ વારિધિનો નિશ્ચે લાગે કઠિન બાંધવો
સેતુ તેવો ભવાબ્ધિનો ના છે દુષ્કર બંધુઓ.* ૧૩૨

એકમાં જડતા ભારે, જડથી તેહનો જય;
અન્યમાં જડભિન્નત્વ, તેથી સુકર છે જય.×× ૧૩૩

---

× માયાના બંધો છોડીને જીવનને સામે કાંઠે એવીજ રીતે જાણે જવાનું છે. માયાબંધનથી વિમુક્ત થાય તેને તે સામો કાંઠો પછી એટલોજ પાસ જેવો થાય છે.

* સમુદ્રનો સેતુ બાંધવો કઠિન લાગે છે તેવો કઠિન આ ભવરૂપી સમુદ્રનો બાંધવો નથી લાગતો.

×× સમુદ્ર પર સેતુ બાંધવો તો બહુ અઘરો છે કારણ કે એ જડ વસ્તુ પર પથ્થર જેવી બીજી જડ વસ્તુથી જય મેળવવાનો છે. પણ ભવાબ્ધિમાં કંઈ જડત્વ નથી; તેનો સેતુ તો માત્ર દૃઢ સંકલ્પથી બંધાય છે. સફુણી જીવન દરેક દૃઢ મનુષ્યના હાથમાં છે ને તે રહેલું છે.

સ્વાશ્રયે, સત્યશ્રી, સ્નેહે સત્સંગે સર્વ સ્હેલ છે,
સેતુસદ્‌ગુણ બંધાયે ભવદુઃખ તરાય છે. ૧૩૪

### શિખરિણી.

અરે હું શું જોઉં મનમહીં વિચારે શું હું પડું,
નહીં ચારુ આવાં સ્થળ ફરી ફરીને હું નિરખું;
પરંતુ ચાલે આ ત્વરિત ગતિથી નાવ અહીંથી,
પ્રભુ અર્પો શક્તિ ઝટિતિ નિરખું સર્વ દૃગથી. ૧૩૫

અરે ના હું ભૂલ્યો અહીં નથી મનેચ્છા સ્થિર થવા,
ભલે જાઉં વેગે સમીપ સ્થળ તે સુંદિર મહા;
સમુદ્રે વારિની લહરી વધી છોળો વધી પડી;
અને રંગો જુદા, જલદ્વયતણી લીટી નિરખી.xxx ૧૩૬

હશે રેખા આ શી જલદ્વય ખરે ભિન્ન કરતી ?
થયા રંગો જુદા, જલ પર જુદાઈ શું વસતી ?
ખરે સંસારે આ સમ પર સદા સ્નેહ સમનું,
તથાપિ આ શેનું ઉદધિ પર ભિન્નત્વ જલનું ?xxxx ૧૩૭

### અનુષ્ટુભ્.

વારિદ્વય તણા રંગો ભિન્ન જે અહીંઆં પડે;
હેતુ તેનો વિચારું હું તથાપિ ના મને જડે. ૧૩૮

પરંતુ અત્ર ભિન્નત્વ બાહ્ય દૃષ્ટિ વિષે વસે;
અન્તરે વારિનું ઐક્ય માનું ભ્રાન્તિ વિના હશે. ૧૩૯

---

xxx મધ્ય સમુદ્રે સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર થતા બે સમુદ્રના બે જુદા રંગના સંબંધમાં આ લીટીઓ છે; એક સંડપમ્ તરફ એક પંબન બીચ તરફ પાણીનો રંગજ બદલાઈ જાય છે.

xxxx સમ વસ્તુ પર સમ વસ્તુનો પ્રેમ ઘણુંખરૂં જોવામાં આવે છે; છતાં આ સ્થળે એક પાસ એક રંગનું ને બીજી પાસે સાથેજ બીજા રંગનું જળ ઉદધિમાં કેમ દીસતું હશે ?

## શિખરિણી.

ભલે વારિ જુદા ઉદધિ મહીં રંગો લઇ રહે,
ભલે મારી દૃષ્ટિ ઉપર અહીં ભિન્નત્વજ પડે;
રહ્યું જે વારિ આ, નિકટ સ્થળ રામેશ્વરતણું,
હું માનું પુણ્યેથી થયું શુચિ અને નીલવરણું. ૧૪૦

વિચારશ્રેણિમાં સમય અતિ ત્યાં વેગથી ગયો,
અને સામો કાંઠો ત્વરિત ગતિથી આવીજ રહ્યો;
મને વ્હાલું નાવે બહુ બહુ ખરે બેસવું ગમ્યું,
જરી જાવું ત્યાંથી મનમહીં સ્થળે તે નહિ રુચ્યું. ૧૪૧

સમુદ્રે જોવું આ નભ ભુરૂં ભુરૂં નેત્રહરતું,
અને નીચે પાણી પળ પળ બહુ ઉછળી રહ્યું;
વળી વાયુલ્હેરો મનશરીર વિશ્રામ હરતી,
ત્યજી જાવું કોને ઇહ જગતમાં કો'દી રુચશે ? ૧૪૨

અહા ! આ સંસારે વિવિધ બહુ આનંદ મળતા,
પરંતુ સર્વે ના મનશરીરને શુદ્ધ કરતા;
રૂડાં કાવ્યો આણે હરખ મનમાં વાચનથકી,
પરંતુ અર્પે ના હરખ મન તે પ્રેક્ષણથકી. ૧૪૩

## અનુષ્ટુભ.

વિચારો હર્ષના આવા વિચારો ખેદના કંઈ;
મનમાં આવતા'તા ત્યાં બેઠાં હોડકીમાં જઈ. × ૧૪૪
હોડકી નાહની એમાં સર્વે બેસાર ગોઠવ્યા;
ખલાસી વાંસને ધક્કે કિનારે આણીં શોભીઆ. ૧૪૫

× × ×

**રામેશ્વરમ્;** તા. ૭-૬-૦૯થી તા. ૯-૬-૦૯

રાત્રિ અંધારમાં આવ્યા અંધાધુંધી દીસે બહુ
આમ રામેશ્વરે ત્યારે જોયું ના જોયું શું કહું ? ૧૪૬

× × ×

---

× બોટમાંથી હોડકીમાં.

અરુણોદયકાલે ત્યાં ગયા સ્નાનાર્થે તીર્થમાં;
કહે માહાત્મ્ય ન્હાવાનું રામલક્ષ્મણકુંડમાં. ૧૪૭

રામલક્ષ્મણકુંડોમાં ના વિલક્ષણતા હતી;
ડુંગરા દૂરથી દીસે; ન ત્યાં સુંદરતા દીઠી. ૧૪૮

× × ×

રામેશ્વર વિષે શોભે વાલુકામય લિંગ જે
શિવની મૂર્ત્તિનું ભવ્ય પ્રેક્ષકોની દૃગો હરે. ૧૪૯

દૂરે રહે દર્શનાકાંક્ષી તથાપિ સ્પષ્ટ જોય છે,
નહીં અંધાર ત્યાં દીસે, સૂર્યનું તેજ જાય છે. ૧૫૦

રાત્રે દીપોથી સર્વે એ પ્રકાશે દિન જેહવું;
વ્યવસ્થા દર્શનાર્થીને કાજની શી હું વર્ણવું. ૧૫૧

ઝરૂખો રામનો દૂરે જે રહ્યો બહુ શોભતો;
છળ્યું તે છે છતાં જોતાં દિવ્ય આનંદ મેળવ્યો. ૧૫૨

બહુએ સ્થાન જોયાં જો હિંદમાં ચારુ કો' નરે;
નહીં રામેશ જોયું તો વ્યર્થ સર્વે દીઠુંજ એ. ૧૫૩

× × ×

**પાછા જતાં, દરિયા પર:** તા. ૧૦-૬-૦૯

વારિ જોયું હતું એવું સ્થળ એવું સમીપનું;
જળ ઊછળતું એવું નાવનું કદ એહવું. ૧૫૪

ઉગતા સૂર્યનાં કૂણાં કિરણો જળલ્હેરમાં;
પરંતુ વાયુસાહાય્યે હતાં નૃત્ય કરાવતાં. ૧૫૫

## શિખરિણી.

જવું વ્હાલું લાગે નિજ ગૃહ પ્રતિ પન્થી જનને,
પરંતુ જાવું ના, ત્યજી મધુર આ સ્થાન મુજને;
અહા! આ વારિ ને વિવિધ સહુ વૃક્ષો તટ પરે,
મહા ભાગ્યે રહે છે સતત અહીં રામેશ નિકટે. ૧૫૬

કરે છુ ના ઝંખ્યાં ઉદધિ, તટ, ને વૃક્ષ, સ્થળની,
ભલે રૂહે સેવામાં સતત સહુ ગમેશ શિવની;
ખરે ઉલ્લાસે છે હૃદય અતિહર્ષે ઉછળતું,
અહા ! વારિધિનું જલ વિમલ છે શુદ્ધ કરતું. ૧૫૭

સમદ્રે વાયુથી લહરીઓ વધી નાવે ગતિ વધી,
રૂડાં સ્થાનોનું ત્યાં ગયુ બહુ ખરે અન્તર વધી;
પરતુ ચિત્રો તે નયન પરથી ના દૂર વસ્યાં,
નમ્યો અન્તે તેને, સ્મરણ મમ તેનાં નહિ ખમ્યાં. ૧૫૮

× × ×

અનુષ્ટુભ્.

ક્ષણો કો' કો' મનુષ્યોની હર્ષથી સુખથી ભરી;
ઉછાળે ભાવના દિવ્ય, હૃદયે ભવ્યના કરી. ૧૫૯

ગયા છે, જાય છે, જાશે, ઉત્સવો વિશ્વના બધા;
ધર્મકર્તવ્યસેવીના જશે લ્હાવા નહીં કદા. ૧૬૦

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

---

## હડકવા.

આ એક પ્રકારના ચેપી રોગને ગુજરાતીમાં હડકવા કે હડક અને અંગ્રેજીમાં હાઈડ્રોફોબીઆ કહે છે. આ અંગ્રેજી શબ્દનો અર્થ પાણીનો ડર કે જળસત્રાસ થાય છે. આ દરદ ઘણુ ભયંકર તથા દુઃખદાયક છે, અને બધાં આંચળવાળાં પ્રાણીઓને થઈ શકે છે. બીજા આંચળવાળાં પ્રાણીઓ કરતાં કુતરાંની જાતનાં પ્રાણીઓ જેવાંકે શિયાળ, વાઘ, વરુ, બિલાડી, અને સઘળી જાતનાં કુતરાંને આ રોગ વિશેષ લાગુ પડે છે.

ઉપર ગણાવેલાં કોઈ પણ હડકાયલાં જાનવરના કરડવાથી આ ભયંકર રોગ માણસ, ઘોડા, ગાય, ભેંશ, બળદ વગેરેને લાગુ પડે છે. કુતરાંની જાતનાં જાનવરોમાં ઘણુંકરીને કુતરા અને શિયાળ માણસોની ન-

છક હોવાથી તેમાંનાં હડકાયલાંના કરડવાથી માણસને આ રોગ લાગુ પ-
ડવાનો સંભવ વધારે રહે છે. જૂના વખતનો એવો મત છે કે, કુતરાં તથા
શિયાળને ઘોડા તથા ગધેડાની સડેલી લાદ ખાવાથી તથા ઉધઈ જાતના
જંતુ ખાવામાં આવવાથી હડકવા હાલે છે. પણ આ વાત ખરી લાગતી
નથી. હડકવાના રોગનું મૂળ કારણ હજુ સુધી શોધી કાડવામાં આવ્યું
નથી. પણ એટલું તો નક્કી જણાયું છે કે હડકવા હાલેલા જનાવરની લાળ-
માં એક જાતના ખાસ જંતુ છે. તે તેના કરડવાથી બીજા પ્રાણીના શરી-
રમાં દાખલ થઈ ત્યાં સંખ્યામાં વધે છે, અને પૂરતી સંખ્યામાં થયેથી તે
જનાવરમાં તે રોગ પ્રગટ થાય છે. ટુંકામાં કહીએ તો આ રોગ આપોઆપ
થતો નથી પણ હડકાયલાં જનાવરના કરડવાથી બીજાને લાગુ પડે છે. હડ-
કવાના જંતુને હડકવાનું વિષ કે ઝેર કહેવામાં આવે છે. આ વિષ ઉપરના
કારણથી ચેપી ગણાય છે. હડકવાનું વિષ શરીરમાં દાખલ થયા પછી ઘણા
દિવસ સુધી આ રોગનાં કાંઈ પણ ચિહ્ન જણાતાં નથી તેમજ તે જણાવાનો
વખત પણ ચોકસ નથી.

## વિષ પ્રસરવાનાં સ્થળ.

આ રોગથી પીડાતા શરીરમાં તેનું વિષ, મગજમાં, કરોડરજ્જુમાં
અને શરીરમાં પ્રસરેલા બીજા મજ્જાતંતુઓમાં તથા લાળ પેદા કરનારી
ગાંઠોમાં પ્રસરેલું જોવામાં આવે છે. લાળ પેદા કરનારી ગાંઠોમાંથી નીકળ-
તી લાળની સાથે આ વિષ તે પ્રાણીના શરીરમાંથી બહાર પડે છે; તેથી
નીરોગી જનાવરોને તથા માણસને હડકાયલું જનાવર કરડે છે ત્યારે તેની
વિષમય લાળ નીરોગીની ચામડીમાં કરડવાથી થયલા દંશમાં ઉતરે છે. સા-
રી ચામડી પર એવી લાળ ચોપડીએ તોપણ આ રોગ લાગુ પડતો નથી;
પણ જો ચામડી છોલાઈ હોય અથવા તેમાં છેદ પડ્યો હોય તેને આ
લાળ ચોપડવામાં આવે તો હડકાયલું જનાવર કરડ્યા વગર પણ તે વિષ
શરીરમાં દાખલ થઈ શકે છે. સારાંશકે ચેપી લાળ અને શરીર પરનું લોહી
એકું મળે તો તે લોહી શરીરમાં તે ચેપને ફેલાવે છે. અસ્તરો લાગવાથી;
હાથ પરની ચામડી તરડાઈ તેમાં ચીરાડા પડવાથી, મચ્છર કરડવાથી અગર
બીજાં કારણોથી ગમે તેટલી થોડી ઇજા થયલી હોય તે જગાએ હડકાયલા
જનાવરના ચાટવાથી અગર બીજી રીતે તેની લાળ લાગે, તોપણ તે રોગ

લાગુ પડે છે. તો પછી જ્યારે તે દાંત બેસાડી કરડ્યું હોય ત્યારે લાગુ પડે તેમાં શી નવાઈ?

જેટલાં માણસ અગર જનાવરને હડકાયલું જનાવર કરડે છે તે બ- ધાંને હડકવા હાલતો નથી. કેટલાંકને થાય છે ને કેટલાંક બચી જાય છે. વખતે કપડામાં દાંત બેઠા હોય છે, ત્યારે લાળ કપડામાં લોવાઈ જાય છે. અને વિષ લોહીમાં ભળતું નથી. કેટલાક દાંતના ઘા ઊંડા ને કેટલાકના છા- છરા થાય છે. તે પ્રમાણે લાળનો ઓછોવત્તો જથો શરીરમાં દાખલ થાય છે. એકજ હડકાયલું કુતરૂં બે માણસને કરડે છે તેમાંથી એકને હડકવા હાલે છે ને બીજાને કશુ થતું નથી.

## વિષ દાખલ થયા પછી રોગ લાગુ પડવાનો કાળાંતર.

હડકાયલું કુતરૂં કરડ્યાથી તેની લાળ માણસના શરીરમાં દાખલ થાય છે તેજ વખતે તે માણસનું શરીર રોગી બની જતુ નથી. તે માણસમાં તે રોગનાં ચિહ્ન જણાવાનો વખત દરેક બાબતમાં જુદો જુદો હોય છે. જેને હડકાયલું કુતરૂં કરડે તેની લાળ તરત દૂષિત થતી નથી, પણ જ્યારે તેને રોગનાં ચિહ્નો દેખાવા માંડે તે પહેલાં કેટલાક દિવસથી દૂષિત થવા માંડેલી હોય છે. આ રોગ લાગુ પડતાં અને તેનું પરિણામ નિપજતાં ઘણો વખત લાગે છે, અને જુદી જુદી મુદત થાય છે તેનું કારણ એટલુજ છે કે કરડનારનું વિષ કરોડરજ્જુ તથા મગજ સુધી જલદી પહોંચી શકતું નથી. મગજ તથા કરોડરજ્જુ આગળ પહોંચતા પહેલાં તે શરીરમાંના મગજતંતુની બાજુએથી પ્રસરે છે, માટે દંશ મગજની જેટલી પાસે હોય છે તેટલું વધારે જલદીથી આ વિષ મગજને પહોંચીને રોગનાં ચિહ્ન જલદી દે- ખાવા માંડે એ ખુલ્લું છે. બરાબર આ પ્રમાણે કુદરતી રીતેજ બને છે. મોં તથા ડોક ઉપર દંશ થયો હોય ત્યારે, હાથ તથા પગ ઉપર દંશ થયો હોય તે કરતાં વધારે જલદીથી રોગ પ્રગટ થાય છે. વળી રોગ પ્રગટ થ- વાના સમયનો આધાર દાખલ થયલા વિષના જથા ઉપર પણ છે, કા- રણ કે દંશ થોડો અગર કપડાંના બેવડમાં થઈને થયલો હોય, તેના કરતાં ઉઘાડા શરીર પર થયો હોય અથવા ઘણા દંશ બેઠા હોય, તો રોગ જલ- દી લાગુ પડે છે. ઊંડા દંશ કરતાં છાછરા બેઠેલા દંશમાં રોગ પ્રગટ થતાં વધારે વખત લાગે છે.

હડકાયલું જનાવર કરડ્યા પછી બે ચાર અઠવાડીયાં પછીથી તે બે-ચાર મહિના સુધીમાં હડકવા લાગુ થાય છે. કોઈ કોઈ કેસમાં એકજ અઠવાડીઆમાં અને કોઈમાં એકાદ વરસની મુદત થાય છે. રોગ પ્રગટ થવાની સરાસરી મુદત ૭ અઠવાડીઆંની ગણવામાં આવે છે. ઘરડાં માણસો કહે છે કે ચોમાસાની ગર્જના થાય છે ત્યારે હડકવા હાલે છે; પણ તેમ નથી. આ રોગ ગમે તે ઋતુમાં પ્રગટ થાય છે.

## રોગનાં ચિહ્ન.

દંશ થયા પછી થોડા વખતમાં દંશનો જખમ રૂઝાઈ જાય છે, અને થોડા વખત સુધી દંશ કે રોગનાં કાંઈ પણ ચિહ્ન જણાતાં નથી; પણ રોગ ઉત્પન્ન થવાનો સમય આવતા પહેલાં બેચાર દિવસ દરદી બેચેન થાય છે. તેનું શરીર લાગે છે. નિદ્રા આવતી નથી. ભૂખ લાગતી નથી. માથું દુઃખે છે, અને ત્યારપછી બીજાં ખાસ ચિહ્નો જણાય છે. તેની આંખો ચકડોળ ફરે છે. ચહેરો ભયભીત દેખાય છે. ગરદન દુખવા માંડે છે અને મોંમાંથી લાળ નીકળવા માંડે છે. તેને ખોરાક તથા પાણી ગળવાં મુશ્કેલ થઈ પડે છે, અને તેનો શ્વાસ મુંઝાય છે. મોંમાંનું થુંક ચીકણું થઈ જાય છે, અને પુષ્કળ ખોંખારા મારી થુંકવું પડે છે. ઊંઘ આવતી નથી તેને લીધે વિચિત્ર પ્રકારનો ભ્રમ થાય છે. એકાદ બે દિવસ વીત્યા પછી દરદીની અવસ્થા ભયભીત થાય છે. તેને તરસ લાગે છે; પણ તેનાથી પાણી પી શકાતું નથી. પાણી લઈ પીવાનો પ્રયત્ન કરે તો જાણે તેનો શ્વાસ એકદમ બંધ થઈ ગુંગળાઈ જઈ પ્રાણ નીકળી જતો હોય તેમ આકુળવ્યાકુળ થઈ જાય છે. પછી આંચકીની પેઠે તેનું શરીર ખેંચાય છે, અને તેને કમકમારીઓ આવે છે. પાણીની તરસ લાગે છે પણ પીતાં એટલું તો દરદ થાય છે, અને કમકમારીઓ ઉપજે છે કે પાણી જોવાથી, તેનો સ્પર્શ થવાથી, અરીસામાં મોં જોવાથી તેમજ દૂરથી પાણી કે પવનનો અવાજ સાંભળવાથી ભય પામી બેબાકળો થાય છે. તરસ લાગે છે છતાં એક ટીપું મોંમાં નાંખવાની તેની હિમ્મત ચાલતી નથી તે પરથીજ આ રોગનો અંગ્રેજી શબ્દ પાણીનો ભય એવા અર્થવાળો રાખવામાં આવ્યો છે. આ દરદીને પેશાબ થોડો થોડો વારંવાર થાય છે. દરદી સાવધ હોય છે તોપણ ચહેરો ઘણો ફિકરમંદ

લાગુ પડે છે. તો પછી જ્યારે તે દાંત બેસાડી કરડ્યું હોય ત્યારે લાગુ પડે તેમાં શી નવાઈ?

જેટલાં માણસ અગર જનાવરને હડકાયલું જનાવર કરડે છે તે બધાંને હડકવા હાલતો નથી. કેટલાંકને થાય છે ને કેટલાંક બચી જાય છે. વખતે કપડામાં દાંત બેઠા હોય છે, ત્યારે લાળ કપડામાં લેવાઈ જાય છે. અને વિષ લોહીમાં ભળતું નથી. કેટલાક દાંતના ઘા ઊંડા ને કેટલાકના છાંછરા થાય છે. તે પ્રમાણે લાળનો ઓછોવત્તો જથો શરીરમાં દાખલ થાય છે. એકજ હડકાયલું કુતરૂં બે માણસને કરડે છે તેમાંથી એકને હડકવા હાલે છે ને બીજાને કશું થતું નથી.

## વિષ દાખલ થયા પછી રોગ લાગુ પડવાનો કાળાંતર.

હડકાયલું કુતરૂં કરડ્યાથી તેની લાળ માણસના શરીરમાં દાખલ થાય છે તેજ વખતે તે માણસનું શરીર રોગી બની જતું નથી. તે માણસમાં તે રોગનાં ચિહ્ન જણાવાનો વખત દરેક બાબતમાં જુદો જુદો હોય છે. જેને હડકાયલું કુતરૂં કરડે તેની લાળ તરત દૂષિત થતી નથી, પણ જ્યારે તેને રોગનાં ચિહ્નો દેખાવા માંડે તે પહેલાં કેટલાક દિવસથી દૂષિત થવા માંડેલી હોય છે. આ રોગ લાગુ પડતાં અને તેનું પરિણામ નિપજતાં ઘણો વખત લાગે છે, અને જુદી જુદી મુદત થાય છે તેનું કારણ એટલુંજ છે કે કરડનારનું વિષ કરોડરજ્જુ તથા મગજ સુધી જલદી પહોંચી શકતું નથી. મગજ તથા કરોડરજ્જુ આગળ પહોંચતાં પહેલાં તે શરીરમાંના મગજતંતુની બાજુએથી પ્રસરે છે, માટે દંશ મગજની જેટલી પાસે હોય છે તેટલું વધારે જલદીથી આ વિષ મગજને પહોંચીને રોગનાં ચિહ્ન જલદી દેખાવા માંડે એ ખુલ્લું છે. બરાબર આ પ્રમાણે કુદરતી રીતેજ બને છે. મોં તથા ડોક ઉપર દંશ થયો હોય ત્યારે, હાથ તથા પગ ઉપર દંશ થયો હોય તે કરતાં વધારે જલદીથી રોગ પ્રગટ થાય છે. વળી રોગ પ્રગટ થવાના સમયનો આધાર દાખલ થયલા વિષના જથા ઉપર પણ છે, કારણ કે દંશ થોડો અગર કપડાંના બેવડમાં થઈને થયલો હોય, તેના કરતાં ઉઘાડા શરીર પર થયો હોય અથવા ઘણાં દંશ બેઠા હોય, તો રોગ જલદી લાગુ પડે છે. ઊંડા દંશ કરતાં છાછરા બેઠેલા દંશમાં રોગ પ્રગટ થતાં વધારે વખત લાગે છે.

ફેર્મ સુંઘાડવો. બેહોશ થઇ ગયેલો જણાય તો કસ્તુરી આપવી. અફીણું અગર બેલેડોના પણ કેટલાક ડાક્ટરો આપે છે. તેની ચામડીમાં મોરફીયા, એટ્રોપાઇન, અગર ક્લોરલહાઇડ્રેટની પીચકારી મારવી. દેશી ઉપચારમાં આ રોગના દરદીને ઝાડા તથા ઊલટીની દવાઓ ઘણા વૈદ આપે છે. દેશી લોકનું સામાન્ય માનવું એવું છે કે આ રોગના જંતુ પેટમાં એક જ-ગ્યામાં ભેગા થાય છે તેમને કોઈ પ્રકારે બહાર કાઢી નાખવાં. આ દરદને માટે અકસીર ચોકસ ઇલાજ નહિ જડવાથી લોકો વહેમી બની દેવદેવી-ઓની બાધાઓ કરે છે. અને મંત્રેલાં પાણી પી દેવને આધીન થઇ બેસી રહે છે. હાલમાં થોડાં વરસ થયાં ફ્રાન્સ દેશમાં પાસ્ટયુર નામના ડાક્ટરે આ રોગના ઉપાય તરીકે પીચકારી મારવાનો ઇલાજ શોધી કાઢ્યો છે અને યુરોપમાં આ ઉપચાર હજારો દરદીઓ પર અજમાવવામાં આવ્યો છે. હાલમાં થોડાં વરસ થયાં હિન્દુસ્તાનમાં પંજાબમાં કસૌલી અને દક્ષિ-ણમાં નીલગિરિ પર કુનુરમાં આ ઉપાય સરકાર તરફથી ચાલુ કરવામાં આવ્યા છે. આ ખાતાને પાસ્ટયુર ઇન્સ્ટિટયુટ કહે છે. પાસ્ટયુર ઇન્સ્ટિ-ટયુટ શું છે, ક્યાં છે અને કેવી રીતે ઉપચાર કરે છે તે સઘળી હકીકત હવે પછી આપીશું.

અપૂર્ણ.

---

# પ્રાણિવર્ણન.

( ચાલુ પૃ. ૪૨૦ થી ).

## શાહમૃગ.

વર્તમાનમાં યુરોપની પ્રજાનું શાહમૃગ તરફ અત્યન્ત લક્ષ ખેંચાયલું જણાય છે; કારણકે શાહમૃગ એક અત્યારની કિંમતી ચીજ થઇ પડેલી છે. શાહમૃગ આફ્રિકાના ઘણાખરા રેનાળ અને અન્ય પ્રદેશમાં પણ અસંખ્ય થાય છે. એનાં ટોળેટોળાં સ્વચ્છન્દે, આપણા માર્ગમાં દૃષ્ટિએ ચડે છે, અને આપણને એ જોતાં અત્યન્ત આનન્દ ઉપજે છે.

આ પ્રાણી દોડવામાં એટલી તો ઝડપવાળું છે કે કોઇ બીજું પ્રાણી એની સાથે હોડ બકી શકે નહિ, અને એથીજ એનો શિકાર, વા એને પકડવું અત્યન્ત મુશ્કેલ છે. આંખો લગભગ માથાના ભાગ ઉપર આવેલી

છે, કે તેથી તે ચોમેર ત્વરાથી જોઈ શકે છે. ચાંચ કઠણ અને મજબૂત હોય છે. પરન્તુ તેના બચાવ માટે ચાંચ વાપરવાની વાત જૂઠી છે. પગ ઉંટના જેવા મજબૂત અને લગભગ એવાજ આકારના હોય છે. એક માણસને એક પગની લપાટે ત્રણ ગડથોલાં ખવડાવી દેતાં મેં જાતે જોયું છે. લાકડાનાં કટકા, કાંકરા વગેરે પણ એ ખાય છે એ પ્રત્યક્ષપણે સિદ્ધ થઈ ચૂકયું છે. વર્તમાનમાં શાહમૃગનાં ઈંડાંનો અને પીછાંનો બહુજ કિમતી વ્યાપાર ઉઘાડેલો છે, અને બ્રિટિશ ઈસ્ટ આફ્રિકામાં તો અંગ્રેજી વેપારી સિવાય અન્યને તેનો વેપાર કરવાને પરવાનો આપવામાં આવતો નથી. એવા પ્રત્યેક વેપારીને ૫૦૦ પાઉન્ડ અનામત મૂકવા પડે છે. જંગલમાંથી જીવતું શાહમૃગ તો ભાગ્યેજ પકડી શકાય છે પરન્તુ જંગલી ચાકરો જંગલમાંથી, તેનાં ઈંડાં ઉપાડી આવે છે. તેને સેવવાના યંત્રમાં પુરતી ગરમી આપી સેવે છે અને બચ્ચાંને ઉછેરે છે. એનાં પીછાં અને ઈંડાંનો બહોળો વેપાર ચાલે છે. એનું ઈંડું સાધારણ સાકરકોળા જેવડું મોટું થાય છે. ઈંડાનું કોટલું નરમ કે જલદી તૂટી જાય તેવું હોતું નથી. તેના ઉપર ટકોરા મારો તો તડીંગ તડીંગ અવાજ થાય છે. ઈંડામાં થતો પ્રવાહી પદાર્થ કાઢી નાખ્યા પછી શોભા તરીકે ઘરમાં રાખી શકાય છે. અમદાવાદમાં શાહઆલમના રોજામાં ચાર ઈંડાં ટંગેલાં છે અને એનાં નાજુક સુન્દર પીછાં તો ભાવનગરના મહારાજાના મુકુટમાં શોભે છે. મારી પાસે શાહમૃગનાં એક ઈંડું, અને એક સુન્દર પીછું મારી આફ્રિકન દુનિયા નામની પ્રદર્શનની ઓરડીમાં છે. હું તેને બહુ ચાહું છું.

હું એક વખત જંગલમાં કેળાં ખાતો હતો ત્યારે ફેંકેલી કેળાંની છાલો શાહમૃગ ગળચ ગળચ ખાતું હતું એ મને બહુ સાંભરે છે.

આ પ્રાણીને પાંખો છે, પરન્તુ પેટના ભાગમાં માંસ વધી પડવાથી અંતક માફક તે ઊડી શકતું નથી. પીછાં દોડવામાં સારી મદદ કરે છે. શાહમૃગ ઉપર કોઈથી બેસી શકાતું નથી.

---

## સેટ્સી માખી.

"સેટ્સી" શબ્દ વાસ્તવિક નથી. અંગ્રેજીમાં એ નામની જોડણી Tsetse

"ટ્સેટ્સે" થાય છે અને એનો ઉચ્ચાર મુશ્કેલીભરેલો હોવાથી ગુજરાતીમાં "ટ્સેટ્સે" ને બદલ સેટ્સી માખી શબ્દ વપરાયલો જણાય છે. પરન્તુ "ટ્સેટ્સે" શબ્દ અત્યારે તો બહુજ વિસ્તારથી વપરાય છે અને "ટ્સેટ્સે" શબ્દ વર્તમાનપત્ર કે પુસ્તકોમાં જ્યાં જ્યાં વપરાય છે ત્યાં ત્યાં વાંચનારને સંપૂર્ણ ખ્યાલ આપી શકતો નથી કે "ટ્સેટ્સે" શબ્દ તે સેટ્સી શબ્દનો પર્યાય શબ્દ છે કે કેમ? આવો ગોટાળો દૂર કરવાને "ટ્સેટ્સે" શબ્દ વાપરવો આવશ્યક છે. "ટ્સેટ્સે" નો સ્પષ્ટ ઉચ્ચાર તો સ્વાહીલી ભાષાના જાણીતાથીજ થઈ શકે; પરન્તુ ગુજરાતીમાં "ટસેસે" શબ્દ રખાય તોપણ "ટ્સેટ્સે" શબ્દનો અપભ્રંશરૂપ આ શબ્દ છે એમ જાણી શકાય.

આફ્રિકાના પૂર્વ કિનારા પર અન્તરના ભાગમાં વિક્ટોરીઆ ન્યાંઝા નામના સરોવરમાંથી નીકળતી મહાન્ નાઇલ—નીલ—નદીના કિનારાનાં ગીચ લીલોતરીવાળા, ચિચાવાળા ભાગોમાં આ માખીની ઉત્પત્તિ થાય છે. નાઇલના આ અમુક ભાગમાંજ આ માખીઓ મળી આવે છે, તે સિવાય પૃથ્વીના અન્ય ભાગોમાં એ માખીનું અસ્તિત્વ જણાયું નથી. એ માખી સાધારણ માખીથી મોટી લગભગ લાલ ભૂરા રંગની હોય છે. એનું તાદૃશ ચિત્ર "ધિ મૅન્યુઅલ જિયૉગ્રૅફિ" એ નામના ભૂગોળવિદ્યાના પુસ્તકમાં આપેલું છે.

વર્તમાનમાં યુરોપ અને અમેરિકાના ડાક્તરોનો આ માખી ખાસ અભ્યાસનો વિષય થઈ છે. ઘણાજ કાળથી ત્યાં—નાઇલના આસપાસના ભાગોમાં "યુગાન્ડા" માં, ઉંઘતા દર્દથી અનેક હજારો લોકો પીડાઈ રહ્યા છે. ઊંઘતા દર્દ વિષે મારે અત્યારેજ થોડુંઘણું કહેવું પડશે. ઊંઘતા દર્દથી પીડાતા મનુષ્યો કાયમ ઊંઘીજ રહેતા હશે એ, અથવા આજ રાત્રે ઊંઘી જાય અને સવારમાં મૂએલા માલૂમ પડે એ વાત અસત્યજ છે. ઊંઘતા માણસ પેઠે માત્ર આ દર્દીઓમાં અસ્વાસ્થ્ય હોય છે. ખાવા પીવાને કે કોઈ જાતની પ્રવૃત્તિ સ્વીકારવાને એ લોકોને આલસ્ય આવે છે અને લગભગ એવું બને છે. કે સેંકડે ૯૫ ટકા તો ભોંયપથારીએ પડયા પડયા આંખો ગગળાવતા, દુઃખી થતા હોય છે. અત્યન્ત શારીરિક શિથિલતા આવી જવાથી પડી રહેવું એમને ગમે છે, અને માત્ર ખાવા પીવાનું કોઈ નાંખી જાય તો તે પણ અનિચ્છાએ મોંમાં મૂકવાથી ગળી જાય છે. આ દર્દીઓ

આખર છેક હાડપિંજર જેવા થઈ મૃત્યુશરણ થાય છે. અત્યારે એ દર્દ ઉપર સવિસ્તર લખવાને અવકાશ નથી કારણ વિષયાન્તર ઠીક નથી. એટલે કોઈ પ્રસંગે એ સમ્બન્ધે વિસ્તારથી લખાશે. વર્તમાનમાં પ્રસ્તુત વિષયને અવલમ્બવું એ ઇષ્ટ છે. આ દર્દીઓ એ ટ્સેટ્સે માખીના દંશના ભોગ ! મારી પાસે એનાં ચિત્રો લીથો કાર્ડમાં છે. કેળવણીના પિતાઓ તેને પ્રાણિવર્ણનના પાઠોમાં દાખલ કરવા માગતા હોય તો તે મારા પાસેથી મળી શકે તેમ છે. ટસેટ્સે માખી એવી બીનાશવાળી ઝેરી હવામાં ઉત્પન્ન થાય છે કે તેનો દંશ ઝેરી હોય છે અને જે માણસને તે કરડે છે તેને આ દર્દ લાગુ પડે છે. જનાવરખાતાવાળાએ એને મારવાને વર્તમાનમાં યોજના આરંભી છે, કારણ એકવાર ભોગ થઈ પડેલ દર્દી કોઈ દવાથી હજુસુધી સાજું થઈ શકયું નથી. ૧૯૦૮ ની શરૂઆતમાં એ રોગના કારણોની શોધખોળ કરનાર કમિશને એવો રિપોર્ટ બહાર પાડયો છે કે રોગવાહક માખીઓનોજ વિનાશ માત્ર વ્યાધિને અટકાવશે. હાલમાં માખીઓને રહેવાની જગાનો નકશો ચિત્રાયલો છે, અને કંઈ સરલ અને ઉપયોગી રીતે માખીઓને વિદારવી એની લાંજગડ ચાલી રહી છે. સાહસિક અને મહેનતુ વિદેશીઓને શું અસાધ્ય હતું જે આ નહિ થઈ શકે ? હજારો બિચારા દર્દીઓનો એ લોકો આશીર્વાદ લેશે, અને આવા આશીર્વાદથી એમની તો ચડતી છે.

જીવતી પકડેલી ટસેટ્સે માખીઓ નાઇરોબી નામના બ્રિ. ઇ. આફ્રિકાના રાજધાનીના શહેરમાં વેટરનરી સચયમાં જોઈ શકાય છે.

અપૂર્ણ.

---

# સ્વર્ગસ્થ શહેનશાહ સાતમા એડ્વર્ડનું ટુંકું જીવનવૃત્તાન્ત.

( આનુ પૃ. ૪૧૭ થી. )

## નામદાર શહેનશાહનો પ્રવાસ.

રાજ્યાભિષેકને લીધે ૧૯૦૨ ની સાલ જેટલી પ્રખ્યાત છે તેના કરતાં પણ વિશેષ અગત્યની અને યાદ રાખવા લાયક તે પછીની એ-

રહેશે કે, ૧૯૦૩ ની સાલ છે; કારણ કે આ સાલમાં ; નામદાર શહેનશાહના જુદા જુદા દેશોના પ્રવાસથી ઇંગ્લંડ અને યુરોપ ખંડમાંના જુદા જુદા દેશો વચ્ચેનો એખલાસ વધ્યો અને તેથી આખી દુનીઆમાં સુલેહશાંતિનો પ્રસાર થયો. એપ્રિલ માસમાં નામદાર શહેનશાહ પોર્ટુગાલના પાટનગર લીસ્બનમાં ત્યાંના રાજાના મહેમાન થયા, અને પોર્ટુગાલ અને ઇંગ્લંડ વચ્ચેનો સંબંધ ઘણોજ મિત્રાચારીભરેલો અને દૃઢતર થયો. ત્યાંથી જીબ્રાલ્ટર, માલ્ટા, અને નેપલ્સ થઈ નામદાર શહેનશાહે કેટલોક વખત ઇટલીના રાજા સાથે ગાળ્યો અને નામદાર પોપની સાથે કેટલીક વાતચીત કરી. મે માસમાં તેઓ ફ્રાન્સ-પારિસ આવ્યા. પ્રેસિડન્ટ લોબેએ અને પ્રધાનમંડળના બીજા સભાસદો અને સમગ્ર ફ્રેન્ચ પ્રજાએ નામદાર શહેનશાહનો અપૂર્વ સત્કાર કર્યો. એક ભાષણમાં નામદાર શહેનશાહે જણાવ્યું હતું કે ફ્રાન્સ દેશ અમારા દેશનો નજીકનો પાડોશી થાય એવી યોજના ઈશ્વરે કરેલી છે, અને તે અમારો એક વ્હાલો મિત્ર બને એમ હું આશા રાખું છું. આ બે દેશોની કુદરતી આબાદાનીનો જેટલો આધાર એક બીજા ઉપર છે તેટલો આધાર આખી દુનીઆના કોઈ પણ બે દેશો વચ્ચે નથી.

ભુતકાળમાં ગેરસમજુતી અને કજીઆના પ્રસંગો આવ્યા હશે, પણ હું માનું છું કે આવા મતભેદો સદ્ભાગ્યે દૂર થઈ ગયા છે કે ભૂલી જવાયા છે, અને હું આશા રાખું છું કે અમને બધાને ફ્રેન્ચ પ્રજા તરફ મિત્ર તરીકેની તેમજ તેમના ઝગઝગતા જૂના રીતરીવાજો તરફ અને માનની જે લાગણી છે તેને લીધે નજીકના ભવિષ્યમાં બંને દેશના લોકો વચ્ચે પ્રેમ અને એખલાસની લાગણીઓ વૃદ્ધિ પામશે. આ ભાષણના પ્રત્યુત્તરમાં ફ્રેન્ચ પ્રજાના પ્રેસિડન્ટે પણ જણાવ્યું હતું કે અમારી મહાન ઇચ્છા એ છે કે સુધારા અને સુલેહના પંથ ઉપર આપણે સાથે સાથે ચાલીએ. નામદાર શહેનશાહની આ મુલાકાતથી ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચેની ઘણા જૂના કાળની ગેર સમજુતી દૂર થઈ અને બંને દેશો જેટલા કુદરતી રચનાથી નજીક છે તેટલાજ મનથી પણ નજીક આવ્યા.

આયરલેન્ડમાં શહેનશાહ અને શહેનશાહ બાનુનો જે સત્કાર થયો તે પણ ૧૯૦૩ ની સાલનો એક યાદ રાખવાં લાયક બનાવ હતો. ૧૯૦૪માં નામદાર શહેનશાહે જર્મનિ, અને ઑસ્ટ્રિઆની મુલાકાત લીધી. ૧૯૦૫

ની સાલમાં મોરોક્કોના સંબંધમાં ઇંગ્લંડ, ફ્રાન્સ અને સ્પૈન વચ્ચે અમુક અમુક શરતો કરવામાં આવી. આથી ઇંગ્લંડના વેપારને લગતા હકો જાળવવાનું ફ્રાન્સની સરકારે કબૂલ રાખ્યું અને સ્પૈન સાથે પણ સમજુત કરવામાં આવી. આ બદલ ફ્રાન્સનો મોરોક્કોમાં સુલેહશાંતિ જાળવવાનો, નાણા અને રાજ્ય વહીવટ સંબંધી ઘટતા સુધારા દાખલ કરવાનો હક ઇંગ્લંડ અને સ્પૈને કબુલ રાખ્યો. આ વેળા જર્મન શહેનશાહ કૈસરે તાંજીરની મુલાકાત લીધી, અને તેથી મોરોક્કોના સુલતાનના મગજમાં એવું આવ્યું કે ફ્રેન્ચ સરકાર મારા રાજ્યમાં જે જે સુધારા મારી પાસે કરાવવા માગે છે તે તે સુધારા હું નહિ કરીશ તો ચાલશે, કારણ કે મને મદદ કરનાર જર્મનિ છે. આથી ફ્રાન્સ અને જર્મનિ વચ્ચે કડવાશભરેલો સંબંધ ઉત્પન્ન થયો.

## ૧૯૦૮ ની યાદગાર સાલ.

૧૯૦૮માં પોર્ટુગાલના રાજા કાર્લોનું ખુન કરવામાં આવ્યું, અને પોતાના મિત્રના મૃત્યુથી નામદાર શહેનશાહને ઘણુંજ લાગી આવ્યું. રોમન કેથોલિક દેવળમાં જઈ શહેનશાહ અને શહેનશાહ બાનુએ મરનારના આત્માને શાંતિ ઇચ્છી હતી. "રેફરમેશન" પછી ઇંગ્લંડના કોઈ પણ રાજાએ રોમન કેથોલિક પ્રાર્થનામાં ભાગ લીધો ન હતો, અને નામદાર શહેનશાહે પોતાના મિત્ર તરફની છેલ્લી ફરજ આ અસાધારણ પગલું ભરી અદા કરી છતાં બ્રિટિશ પ્રજાએ આ પગલા માટે ધર્મની બાબતમાં યોગ્ય સહિષ્ણુતા બતાવી એ પણ એક જાણવા લાયક બીના છે. આજ સાલમાં પાર્લમેન્ટ ખુલ્લી મુકવામાં આવી અને રાજા તથા રાણીને હર્ષભેર અને ખરા જીગરથી સમગ્ર પ્રજાએ આવકાર આપ્યો. આ વર્ષમાં નામદાર શહેનશાહ એડ્વર્ડે સ્વીડન અને નોર્વેની રાજધાનીની મુલાકાત લીધી, અને ધિ. બૉલ્ટિક એન્ડ નૉર્થ સી'ના તહનામાથી યુરોપખંડમાં સુલેહશાંતિ જાળવવા માટેનો પાયો વધારે દૃઢ નંખાયો. આ સાલમાં નામદાર શહેનશાહ અને રશિઆના ઝાર વચ્ચે પણ મુલાકાત થઈ હતી. આ વર્ષમાં જોન મરેની કંપનિએ 'મહારાણીશ્રી વિક્ટોરિઆના કાગળો' એ નામનું પુસ્તક છપાવી પ્રસિદ્ધ કર્યું અને તે બ્રિટિશ પ્રજાને એટલું બધું પ્રિય થઈ પડયું કે નામદાર શહેનશાહે સમગ્ર પ્રજા વાંચી શકે તેટલા માટે તે પુસ્તકની સામાજિક અને સસ્તી આવૃત્તિ કાઢવાનો હુકમ ફરમાવ્યો..

અપૂર્ણ.

# મગફળી ('સ્પૅનિશ પીનટ' નામની મગફળી)ની ખેતી.

જે ભાગમાં પૂરતા વરસાદના અભાવને લીધે દેશી મગફળીનો ચોમાસુ પાક થતો નથી અથવા જે ભાગમાં સપ્ટેમ્બર માસ પછી કૂવામાં પાણીની તંગાસને લીધે પાણી પાઈને પણ મગફળીનો પાક લઈ શકાતો નથી તેવા ઘણા ભાગોમાં દક્ષિણમાં 'સ્પૅનિશ પીનટ' નામથી ઓળખાતી મગફળીની જાત સંતોષકારક પાક આપતી જણાય છે. ચોમાસુ પાક લેવા માટે 'સ્પૅનિશ પીનટ' નામની મગફળીનો પાક આશરે સાડા ત્રણ મહિના સુધી ખેતરની જમીન રોકે છે, પણ જો પાણી પાઈને પાક તૈયાર કરવામાં આવે તો તે પાકને તૈયાર થતાં એક પખવાડીઉં વધારે લાગે છે; પણ આવી રીતે દેશી મગફળીનો પાક લેતાં તો સાડા છ મહિના લાગે છે.

જે જમીનમાંથી પાણી સારી રીતે ઝરપી જતું હોય તેવી ગોરાડુ કે ભેસર જમીન પસંદ કરવી. જેવી રીતે દેશી મગફળીને માટે જમીનને હળ અને રાંપથી ખેડી તૈયાર કરવામાં આવે છે તેવીજ રીતે આ મગફળીના પાક માટે પણ જમીન તૈયાર કરવી. દશથી પંદર ગાડાં છાણીઉં ખાતર નાખવું અને તે ખાતરને ખેતરની માટી સાથે બરાબર એકરસ કરવું.

ચોમાસાનાં બેત્રણ ઝાપટાંથી જમીન ભીની થાય, ત્યારે દર એકરે ૧૫૦ પૌંડ મગફળીનાં બી રોપવાં. આટલાં બી આશરે ૨૦૦ પૌંડ મગફળીની શીંગોમાંથી નીકળશે. આટલાં બધાં બી વાવવાં એ કદાચ વધારે પડતું લાગશે, પણ આ છોડ ફેલાયા વિના ઊભા જાય છે અને બી મૂળની નજીક નજીક બાઝે છે એટલે થોડી જમીન રોકાય છે, અને તેથી બીજી મગફળી કરતાં આ જાતની મગફળી પાસે પાસે વાવવાની જરૂર છે. બે હાર વચ્ચેનું અંતર આશરે અર્ધો ફુટ રાખવું અને દરેક હારમાં બીઆં વચ્ચેનું અંતર આશરે પાંચ ઇંચ જેટલું રાખવું.

ખેતરમાં નકામું ઘાસ ઉગવા દેવું નહિ. પાકને પૂરેપૂરાં ફૂલ આવે તે પહેલાં એકબે વેળા નકામું ઘાસ હાથથી નીંદી નાખવું.

જ્યાં ચોમાસુ પાક લેવાને માટે વરસાદ ઘણોજ થોડો પડતો હોય;

ત્યાં આ જાતની મગફળીનો પાક કરવા માટે બેથી ચાર વખત સુધી પાણી પાવાની જરૂર પડે છે. જ્યારે પાક ત્રણ કે સવાત્રણ મહિનાનો થાય, ત્યારે પાણી આપતા બંધ પડવું.

જ્યારે છોડને ખેંચી કાઢવામાં આવે છે, ત્યારે ઘણીખરી મગફળી મળી આવે છે, તોપણ ગોરાડુ જમીનમાં એક જોડ બળદથી રાંપ વડે ખેડીને અને ચીકણી જમીનમાં બે જોડની મદદ વડે ખેડીને બાકી રહી ગયલી મગફળી વીણી લેવા ખેતરમાં ફરી જવું.

આ જાતની મગફળીનાં થોડાં બી પુનાના ખેતીખાતાની કૉલેજના ફાર્મના સુપરિન્ટેન્ડેન્ટ પાસેથી મેળવી શકાશે.

---

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ ના. ૨૯ મી ઑકટોબરના હુકમ ન. ૭૧૯૭ ઉપરથી ).

" સ્વદેશી ચળવળ " નામના મરાઠી નાટકનું ૧૯૧૦ ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની બારમી કલમથી રદબાતલ થવું.

નં. ૫૧૭૩.

જ્યુડિશિયલ ડિપાર્ટમેન્ટ.

કિલ્લે મુંબઈ, ૧૪ મી સપ્ટેંબર ૧૯૧૦.

---

## જાહેર ખબર.

અનંત વામન બર્વેએ બનાવેલું અને નાસિકના વિદ્યાભૂષણ છાપખાનામાં મરાઠીમાં છાપેલું " સ્વદેશી ચળવળ " કે (ધિ સ્વદેશી મુવમેન્ટ ) એ નામનું નાટક નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલે ૧૯૧૦ ( ૧૯૧૦ નો પહેલો ) ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની બારમી કલમની રૂએ મળેલી સત્તાથી નામદાર શહેનશાહ તરફથી જપ્ત કર્યું છે, કારણ કે તે નાટકમાં એવા શબ્દો છે કે

જેથી નામદાર શહેનશાહ કે બ્રિટિશ હિંદમાં કાયદેસર સ્થપાયલી સરકાર તરફ અસતોષ ઉશ્કેરવાનો સભવ છે.

આલીજાહ નામદાર ગવર્નર

ઇન્ કાઉન્સિલના હુકમથી

(સહી) J. H. DuBOULAY.

Secretary to Government.

" હિન્દુસ્તાનમાં ઉદાર રાજ્યકારભારની નામોશીઓ " એ નામનો જાહેર લખાણનુ ૧૯૧૦ ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની બારમી કલમની રૂએ રદ્દ બાતલ થવુ.

નં. ૫૨૭૪.

જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ.

કિલ્લે મુંબઈ, તા. ૧૯ મી સપ્ટેંબર ૧૯૧૦.

---

## જાહેર ખબર.

નાથ માવવે લખેલુ અને મુંબઈ, ગીરગામ, વિજય પ્રેસમાં મરાઠીમાં છાપેલુ અને મુમ્બઈ, માધવબાગ, હિંદ એજન્સિએ પ્રસિદ્ધ કરેલુ "શ્રીનિવાસરાવ" નામનું પુસ્તક નામદાર ગવર્નર ઇન કાઉન્સિલે ૧૯૧૦ (૧૯૧૦નો પહેલો) ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની બારમી કલમથી મળેલી સત્તાની રૂએ નામદાર શહેનશાહ તરફથી જપ્ત થયલુ જાહેર કર્યું છે, કારણ કે તે પુસ્તકમાં એવા શબ્દો છે કે જેથી નામદાર શહેનશાહ કે બ્રિટિશ હિન્દમાં કાયદેસર સ્થપાયલી સરકાર તરફ અસતોષ ઉશ્કેરવાનો સભવ છે.

આલીજાહ નામદાર ગવર્નર ઇન્

કાઉન્સિલના હુકમથી.

(સહી) C. A. Kincaid,

Acting Secretary to Government.

## जाहेर खबर.

धि ट्वेन्टिएथ सेंचरी प्रेस, लिमिटेड, ३७ A फलकनवेल ग्रीन, लंडन, ई. सी. आ छापखानामांथी धि एक्झिक्युटिव काउन्सिल ऑव् धि सोश्यल डेमोक्रेटिक पार्टि तरफथी बहार पाडेला " हिन्दुस्तानमां उदार राज्यकारभारनी नामोशीओ " ए नामना जाहेर लेखाणना अंग्रेजी के वर्नाक्युलरमां चोपानीआना रुपमां कोई पण पुस्तकने नामदार गवर्नर इन् काउन्सिले सने १९१० ( १९१० नो पहेलो ) ना इन्डियन प्रेस ॲक्टनी बारमी कलमथी मळेली सत्तानी रुए नामदार शहेनशाह तरफथी जप्त थयलुं जाहेर कर्युं छे कारण के ते पुस्तकमां एवा शब्दो छे के तेथी नामदार शहेनशाह के ब्रिटिश हिंदमां कायदेसर स्थपायली सरकार तरफ असंतोष उश्केरवानो संभव छे.

आज्ञाथी नामदार गवर्नर इन्
काउन्सिलना हुकमथी
( सही ) C. A. Kincaid.
Acting Secretary to Government.

" श्रीनिवासराव " ए नामना मराठी पुस्तकनुं १९१०ना इन्डियन प्रेस ॲक्टनी बारमी कलमथी रदबातल थवु.

नं. ५४३९.

ज्युडिशियल डिपार्टमेन्ट.

किल्ले मुंबई, ता २४ मी सप्टेंबर १९१०.

---

## जाहेर खबर.

( मे. उ. भा. ना एज्युकेशनल इन्स्पेक्टर साहेबना ता. १७–११–१० ना हुकम नं. ८८१३ उपरथी. )

**सने १९१० नी सालमां लेवायली वर्नाक्युलर फाइनल परीक्षानो रिपोर्ट:–**

× × × × ×

बधुं जोतां आ परीक्षानां परिणाम असंतोषकारक हतां. प्रश्नना उत्तर केवी रीते आपवा ते संबंधी शोचनीय अज्ञान जवाबना कागळो उपरथी

જણાઈ આવતું હતું. બધાં મધ્યસ્થળોના વિદ્યાર્થીઓનું કામ ગંદું અને પદ્ધતિવિનાનું હતું. વ્યાકરણ, નિબંધ, જોડણી, અને ગણિત સામાન્ય રીતે કાચાં હતાં. ભૂગોળનાં વિષયમાં ઉમેદવારોને જણાવવું જોઈએ કે પરીક્ષા પસાર કરવા માટે માત્ર ગોખણપટ્ટી બસ નથી. તેઓએ કંઈક બુદ્ધિશાળી કામ બતાવવું જોઈએ અને કાર્યકારણ વચ્ચેનો સંબંધ દર્શાવવા શક્તિમાન થવું જોઈએ, પછી તે પ્રાકૃતિક ( જેમકે આબોહવા ઉપર સ્વાભાવિક કે પ્રાકૃતિક સ્થિતિની અસરના સંબંધમાં ) હોય કે રાજકીય, આર્થિક, સામાજિક, અને નીતિવિષયક ( જેમકે ઇતિહાસ, પ્રજાના વર્તન, આર્થિક સ્થિતિ, વગેરે ઉપરની તેની અસરના સંબંધમાં ) હોય; ખાસ કરીને નકશો ચીતરવાનું કામ ઘણુંજ ખરાબ છે અને ભવિષ્યમાં આ વિષયમાં વિશેષ ધ્યાન અપાવુંજ જોઈએ. બની શકે ત્યાં આનુભવિક કામ અને અવલોકનને ઉત્તેજન અપાવું જોઈએ, 'રિલીફ-મૅપ'—ઊંચીનીચી સપાટી દર્શાવનારો નકશો માટી કે રેતીના બનાવવા જોઈએ અને નિશાળના સંગ્રહસ્થાનમાં ઉપયોગી થઈ પડે એવા પદાર્થો નિશાળીઆઓ આસપાસનાં સ્થળોમાંથી લાવે એમ કરવું જોઈએ. સ્થળ સ્થળ વચ્ચેનાં અંતરનો અને માપનો કંઈક ખ્યાલ આપવા નકશા મપાવવાનું આનુભવિક જ્ઞાન આપવું જોઈએ. બની શકે ત્યાં, પોતાના ગામનાં ખેતરો અને કારખાનાંઓની શિક્ષકોએ મુલાકાત લેવાના પ્રસંગ કાઢવા જોઈએ અને ત્યાં થતી ક્રિયાના ખુલાસા કરવા કે કરાવવા જોઈએ. જ્યાં ચિત્રો મળી શકે એમ હોય ત્યાં તેનો બહોળો ઉપયોગ કરવો જોઈએ. પદાર્થ વિના કોઈ દિવસ પદાર્થપાઠ આપવા નહિ જોઈએ.

**ઇતિહાસઃ**—પ્રશ્નના જવાબ કેમ આપવા તે ઘણાખરા ઉમેદવારો જાણતા નથી. મુદ્દાસર નહિં એવા કઢંગા જવાબો લખવામાં તેઓ પોતાનો વખત ગુમાવે છે.

**વિદ્યાઃ**—( સાયન્સ ). આ વિષય બરાબર શિખવવામાં આવતો નથી. વાચનમાળાના વિદ્યાના પાઠ ઉપર જોઈએ તેવું ધ્યાન અપાતું નથી એ ખુલ્લું છે.

**માપકરણઃ**—આ વિષય ઉપર ઘણુંજ થોડું ધ્યાન આપવામાં આવ્યું હોય એમ લાગે છે.

નિશાળોમા ઉપન્ના વિષયોના બુદ્ધિશાળી શિક્ષણના અભાવે ભવિષ્યમાં ખરાબ રિપોર્ટ થશે. કેળવણીનો ઉદ્દેશ પોતાના હાથ નીચેના શિષ્ય વર્ગની શક્તિઓ કેળવવાનો છે એમ સમજવામા નિશાળના મહેતાજીઓ નિષ્ફળ નીવડ્યા છે એમ આ પરીક્ષા ઉપરથી જણાય છે બ્રહ્મતો સ્મરણશક્તિમા ગોખાવવાથી આ ઉદ્દેશ પાર પડતો નથી સ્વચ્છતાના અને સ્પષ્ટ લખાણના સામાન્ય અભાવને લીધે નિશાળના મહેતાજીઓને જણાવવામા આવે છે કે ભવિષ્યમા ખરાબ અક્ષર માટે અને ગંદા કામ માટે ઘણા ટેકડા કાપી નાખવામા આવશે નિશાળમા સ્વચ્છતાની ખામી માટે દેખરેખ રાખનાર અમલદારોએ ખાસ રિપોર્ટ કરવો

અમદાવાદ
તા ૧૭–૧૧–૧૦.

( સહી ) F. W Marrs,
Acting Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

( મે. ઉ ભા ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૧૯–૧૧–૧૦ ના હુકમ ન ૯૮૭૩ ઉપરથી )

નાયક* જી આર ની બનાવેલી "ગુજરાતી શાળાઓ માટેની ભૂમિતિ—ભાગ ૧ લો પુસ્તક ૧ લું—" આ ઇલાકાની પ્રાથમિક શાળાઓમા ચલાવવા માટે મંજુર કરવામા આવી છે

કાગળના પૂંઠાવાળી દર પ્રતની કિ ૦–૧૨–૦ અને પૂંઠાના પૂંઠાવાળી દર પ્રતની કિં ૦–૧૪–૦ છે.

( સહી ), F. W. MARRS,
Ag Educational Inspector,
N D.

---

* સરનામુ—દેસાઇપોળ, સુરત.

# નિશાળોનાં ઇનામપત્રક.

**મનફરા સ્કુલ**—મનફરાના પીરશ્રી તરફથી ૯–૬–૦ મનફરા પીરશ્રીના કારભારી મરવા જેઠા નાનજી તરફથી ૧–૦–૦ **અંજાર કન્યાશાળા**—મહાજન તરફથી ૧૦–૦–૦ શ્રીદરબાર તરફથી ૨–૪–૦ મીસ્ત્રી માવજી ગોકલ તરફથી ૮૧–૪–૦ **તેરા સ્કુલ**—જાગીરદાર કુંવરશ્રી રાયધણજી તરફથી ૨૪–૩–૦ ઠા. રામદાસ મેરારજી તરફથી ૨૦–૪–૦ **તેરા કન્યાશાળા**—ઠા. રામદાસ મેરારજી તરફથી ૧૩–૧૦–૦ જાગીરદાર કુંવરશ્રી રાયધણજી તરફથી ૧૭–૧૨–૦ **ભુજપર સ્કુલ**—ભુજપરના માહાજન તરફથી ૫–૩–૦ શા. નાનજી રેણુસીં તરફથી ૬–૦–૦ શા. શીવજી રેણુસીં તરફથી ૪–૧૧–૦ શા. નાગસીં નથુ તરફથી ૨–૨–૦ શ્રી દરબાર તરફથી ૨૪–૬–૮ શા. રતનસીં કુરપાળ વગેરે તરફથી ૫૬–૪–૦ શા. પત્રામલ ખેતસીં તરફથી ૧૭–૮–૦ **અંજાર** નાઇટ–માહાજન તરફથી ૧–૮–૦ **અંજાર સ્કુલ**—શે. રા. આત્મારામ કેશવજી તરફથી ૧૨–૪–૬ માહાજન તરફથી ૬–૩–૦

શ્રી દરબાર તરફથી ૩–૬–૦ **નળીઆ સ્કુલ** શેઠ ગોકળદાસ તેજપાળ શેઠ વાસવીર અરજણ તરફથી ૧૯૭–૦–૦ મહારાજ વાસુદેવજી રંગચાર્યજી તરફથી ૫–૦–૦ શા. જેરામ ડોસાભાઇ તરફથી ૩–૦–૦ શેઠ ગોકળદાસ તેજપાળ તરફથી શેઠ દામજી લાલજી તરફથી ૪૨–૧૨–૦ **બળદીઆ સ્કુલ**—આપસથી બાસનાથજી તરફથી ૫૮–૦–૦ ઠા. દેવજી લધા તરફથી ૨૩–૧–૦ **ન્પલાંસવા સ્કુલ**—દોશી કાલીદાસ વલભજી તરફથી ૧–૦–૦ જાગીરદાર શ્રી મેગરાજજી તરફથી ૪–૮–૦ સંગવી કાનજી પાનાચંદ તરફથી ૨–૪–૦ **ગોધરા સ્કુલ**—સુતાર રામજી જેરામ તરફથી ૪–૪–૦ **આસંબીઆ સ્કુલ**—જાગીરદાર વગેરે તરફથી ૩–૧૨–૦ લાયજા શા નેમીદાસ હેમરાજ તરફથી ૮–૦–૦ શા. દેવજી ચાંપસી તરફથી ૬–૧૨–૦ **કપાયા સ્કુલ** શેઠ સર કરીમભાઇ ઇબ્રાહીમ તરફથી ૫–૧૩–૦ શા. મુળજી ઝીલા તરફથી ૨૭–૨–૦ **માંડવી ખલફાન**—શા. નીશારીખા વસાયા તરફથી તરફથી ૧૨–૧૩–૦ શા. રતનસીં નાનચંદ તરફથી ૨૮–૮–૦ શેઠ દામોદર આણંદજી તરફથી ૨૪–૧૨–૦ **માધાપર સ્કુલ**—ગામ તરફથી તથા પટેલ લખમણ તથા મીસ્ત્રી માંડણ છગાણી તથા ખોજા લધાભાઇ ગાસર તરફથી ૮–૦–૦ **માંડવીનાઇટ સ્કુલ**—શેઠ દામોદર આ-

ણંદજી તરફથી ૨-૧-૪ **શેહા સ્કુલ**—શેહા જાગીરદાર તરફથી ૨૬-૦-૦ શેઠ મુળજી વાલજી તરફથી ૧૨-૪-૦ **ભદ્રેસર સ્કુલ**—શેઠ જાફરભાઈ ગાંગજી તરફથી ૫-૪-૦ શા. મુળજી શામજી તરફથી ૫-૦-૩ શ્રી દરબાર તરફથી ૭-૧૨-૧ **માંડવી નં. ૧ લો**—શેઠ દામોદર આણંદજી તરફથી ૧૩-૧૨-૦ **સાંભરાઈ સ્કુલ** શેઠ કેશવજી ઈશર તરફથી ૧૩-૧૧-૮ શ્રી દરબાર તરફથી ૬-૫-૧ **દેશલપર સ્કુલ**—શા. હીરા રતના તરફથી ૧-૪-૦ **ખાવડા સ્કુલ** મે૦ રા૦ કુંવરજીભાઈ દેવકરણ તથા રેવાશંકરભાઈ ચંપકરામ તથા માહાજન તરફથી ૨૦-૫-૦ મે. નામદાર પોલીટીકલ એજંટ સાહેબ મોસુફે તથા મડમ સાહેબ તરફથી ૪-૦-૦. શા. પ્રેમજી હેમરાજ તથા શા. નાથા અરજણ તરફથી ૧૭-૮-૦. શા. આસર ગોકલ તરફથી ૧૫-૦-૦ **માંડવી**—શેઠ ઈબ્રાહીમભાઈ કન્યાશાળા જોશી સના લધા તરફથી ૧૪-૦-૦ શેઠ કેરશનદાસ રણછોડદાસ, તરફથી ૨૦-૦-૦ શેઠ ત્રીકમદાસ મોરારજી તરફથી ૧૪-૦-૦ **નાગ્રેચા સ્કુલ**—શ્રી જાગીરદાર તરફથી ૪-૧૫-૦ સ્કુલની ફીમાંથી ૩-૯-૭ **કોટડી સ્કુલ** શ્રી દરબાર તરફથી ૮-૭-૬ **લાયજા સ્કુલ**—શ્રી દરબાર તરફથી ૬-૧૪-૬ **નેત્રા સ્કુલ**—શ્રી દરબાર તરફથી ૩-૩-૦ રા. નેત્રા કારભારી તથા રા. મહેતાજી તરફથી ૨-૦-૦ **વિંઝણ કન્યાશાળા**—શ્રી વિંઝણ જાગીરદાર તરફથી ૧-૦-૦ શા. રાંમદાસ દામજી તરફથી ૬-૦-૦ શા. વિશનજી દેવજી ખીરજી તરફથી ૧૧-૧૨-૦ **સુથરી સ્કુલ**—શેઠ ખીમજી માણેક તરફથી ૨-૦-૦ શેઠ ચાંપસી ભોજરાજ તરફથી ૫૭-૧૪-૦ શેઠ ખીમજી ભોજરાજ તરફથી ૩૦-૨-૦ **નખત્રાણાં સ્કુલ**—શ્રી દરબાર તરફથી ૨-૧૩-૯ જોશી મુળજી ગોપાલજી તરફથી ૧૭-૬-૦ શાસ્ત્રી જોશી દયારામ માલજી તરફથી ૩-૧૨-૦ **ભાચઠ સ્કુલ** શા. વાગવીર પુંજા તરફથી ૧૨-૦-૦ શા. વેરસી ઉજા તરફથી ૧-૨-૦ **મંગવાણાસ્કુલ**— શ્રી શેહા જાગીરદાર તરફથી ૧૭-૧૫-૦ **ફતેગઢ સ્કુલ**—રા. રાપર ન્યાયાધીશ સાહેબ તરફથી તા. ફોજદાર સાહેબ તરફથી ૧-૪-૬ **લાકડીઆ સ્કુલ**—રા. ભચાઉ ન્યાયાધીશ સાહેબ તથા રા. વૈવટદાર સાહેબ તથા રા. ફોજદાર સાહેબ તરફથી ૨-૦-૦ **ગઢસીસા સ્કુલ** જોશી દયારામ માલજી તરફથી ૯-૧૨-૦ **માનકુવા સ્કુલ**—મી. જેતસી હંસરાજ તથા સોની ખેંગાર મુળજી તરફથી ૫-૦-૦.